# બે દેશદીપક



'સત્યવીર શ્રદ્ધાનંદ' અને 'નરવીર લાલાજી' બન્નેની સંયુક્ત આવૃત્તિ

ઝવેરચંદ મેઘાણી

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

# બે દેશદીપક



'સત્યવીર શ્રદ્ધાનંદ' અને 'નરવીર લાલાજી' બન્નેની સંયુક્ત આવૃત્તિ

ઝવેરચંદ મેઘાણી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

: પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી–રસ્તો : અમદાવાદ



| સત્યવીર શ્રદ્ધાનંદ | નરવીર લાલાજી |
| --- | --- |
| આવૃત્તિ પહેલી : ૧૯૨૭ | આવૃત્તિ પહેલી : ૧૯૨૯ |
| આવૃત્તિ બીજી : ૧૯૨૭ | આવૃત્તિ બીજી : ૧૯૩૧ |
| આવૃત્તિ ત્રીજી : ૧૯૩૧ | ... ... ... |

સંયુક્ત આવૃત્તિ : ઑક્ટોબર, ૧૯૪૨

સવા બે રૂપિયા

: મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

## ક્રમ

# સત્યવીર શ્રદ્ધાનંદ

# નરવીર લાલાજી

## સંયુક્ત આવૃત્તિ વેળા

'સત્યવીર શ્રદ્ધાનંદ' અને 'નરવીર લાલાજી' નામની મેં આલેખેલી બે જીવનકથાઓનાં બે જુદાં પુસ્તકો હતાં તે રદ કરી આ એક જ પુસ્તકાકારે મૂકવાનું હવે ઉચિત લાગ્યું છે. બન્ને જણ મહર્ષિ દયાનંદના અગ્નિકુંડ સમા જીવનમાંથી ઊડેલા સ્ફુલિંગો હતા, બન્ને રાષ્ટ્રના ઘડનારા હતા, બન્નેનું બલિદાન પણ સરખું જ અપાયું છે; ફરક એટલો જ કે એકે સંન્યાસીવેશે રાષ્ટ્રને ઉપાસ્યો, બીજાએ સંસારી રૂપે. પણ પરિણામે તો બેઉ જીવન-સરિતાઓ એક જ સાગરમાં સમાઈ ગઈ.

આ સંયુક્ત આવૃત્તિ વખતે, પ્રત્યેક પુસ્તકની નવી આવૃત્તિ કરતી વેળાની મારી ટેવ મુજબ, શ્રદ્ધાનંદજીની જીવનકથાના મૂળ આધારગ્રંથો તેમ જ ઇતર ઉપલબ્ધ સાહિત્ય ફરીવાર જોઈ ગયો છું અને નવા જે કંઈ મુદ્દા સાંપડ્યા તેનો હાથ આખી લખાવટ પર મારી લીધો છે. બીજો ફેરફાર તો બેમાંથી એકેયમાં કર્યો નથી.

'ઝંડાધારી' નામની મહર્ષિ દયાનંદ સરસ્વતીની જીવનકથાની પણ અત્યારે ચાલી રહેલી નૂતન આવૃત્તિને સવિશેષ સમૃદ્ધ બનાવી રહ્યો છું.

૧૯૨૨ થી ૧૯૩૧ સુધીના સૌરાષ્ટ્ર સાહિત્યમંદિરમાંથી જે પ્રકાશનો અમે આપતા હતા, તેમાં આપણા મૃત્યુખોળે ખરી પડતા રાષ્ટ્રવીરોની ઝડપી જીવનકથાઓ અને પરપ્રજાઓની આઝાદીની લડતની

કથાઓ એ દાયકાના યુવાનોના ઘડતરમાં ઠીક ઠીક ભાગ ભજવનાર બની હતી '૩૧–'૩૨ સુધીના યુવાનોનું વાચન એ પુસ્તકોથી સમૃદ્ધ બનતું રહ્યું.

તે પછી આ પુસ્તકો આંહીંના કાર્યાલયની પરિસ્થિતિને કારણે પ્રસિદ્ધિમાંથી જ લટકતાં ગયાં અને ક્રમે ક્રમે તેમનો કેડો લગભગ ઘસાઈ ગયો. આજે સૌરાષ્ટ્ર સાહિત્યમંદિરને પુનર્જીવિત કરવાનો મારો યત્ન ચાલે છે. 'કાઠિયાવાડના ઘડવૈયા' એ પુનરૂદ્ધારના શ્રીગણેશ લેખે જ પ્રજાને ગયે વર્ષે અપાયું, અને પ્રજાએ એ અણધારી ઝડપે ઉપાડી લઈ પ્રથમાવૃત્તિ ખતમ કરી. ‘સૌ. સા. મં.નો '૨૨ થી '૩૧નો આકર્ષણ–કાળ તાજો થયો.

તે પછી 'આપણે આંગણે ઊડનારાં' એ નામનું પક્ષીઓની દુનિયાનાં રમ્ય, રોમાંચક અને રહસ્યભર્યાં સત્યો વર્ણવતું સચિત્ર અને દળદાર પુસ્તક, વિદ્યાર્થીઓ ને વિદ્વાનો, બાળકો ને સ્ત્રીઓ બધાં જ વાંચે તેવી શૈલીમાં 'ઘડવૈયા'ના જ લેખકોએ લખેલું, પ્રકટ થવાને હવે વાર નથી.

દરમીઆનમાં આ બે તેમજ 'ઝંડાધારી'ની જીવનકથાઓની નવી આવૃત્તિ થાય છે તે નવા દાયકાના યુવાનોની સ્નેહસાંકળને ગયા દાયકામાં ગવાયેલા રાષ્ટ્રવિધાયકો સાથે જોડી દેશે.

તે પછીનું નવું સાહસ ફૂલછાબ પ્રકાશનમાળાનું હાથ લીધું છે, જેની ડેમી ૮૦ પાનાંની અકેકેક સુંદર પુસ્તિકા દર આઠ જ આને દર પખવાડીએ પ્રકટ થનાર છે. પહેલી પુસ્તિકા આવતી. તા. ૨–૧૦–'૪૨ ના રોજ, મહાત્માજીની જન્મગાંઠના મંગલદિને બહાર પડશે.

રાણપુર
૨૭ : ૯ : '૪૨

ઝવેરચંદ મેઘાણી

## સત્યવીર શ્રદ્ધાનંદ : ત્રીજી આવૃત્તિ

. બરાબર શ્રી શ્રદ્ધાનંદજીની ચોથી સંવત્સરી ઉપર જ આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરી શકાય છે એ લેખકનું સદ્ભાગ્ય છે. તરુણજીવનના કૈં કૈં કોયડા રજૂ કરતી અને તેનો વીરતાભર્યો ઉકેલ કાઢતી આ આપવીતી ગુજરાતનાં હજારો યુવાન-યુવતીઓની રગેરગમાં સીંચાઇ જાય એ જોવાની આકાંક્ષા છે.

રાણપુર
૧૫ : ૧૨ : '૩૧

ઝવેરચંદ મેઘાણી

●

## સત્યવીર શ્રદ્ધાનંદ : બીજી આવૃત્તિ

પહેલી આવૃત્તિ માર્ચમાં છપાઇ નવ માસમાં બે હજાર નકલો ખૂટી જતાં આ ડીસેમ્બરમાં જ બીજી આવૃત્તિ કાઢવાનું સૌભાગ્ય આ પુસ્તકને પ્રાપ્ત થયું છે તે પુસ્તકના નાયક પ્રતિનો પૂજ્યભાવ અને પુસ્તકના સંપાદક પ્રતિનો વાંચનારી દુનિયાનો પ્રેમ બતાવે છે. પૂજ્ય સ્વામીનું જીવન આપણા ઘેરેઘેર વંચાય, હૃદયેહૃદયમાં સ્થપાય અને ડગલે ડગલે અનુસરાય એ મનોકામના, ભાવના અને પ્રાર્થના છે.

રાણપુર
૨૮ : ૧૨ : '૨૭

પ્રકાશક

●

## સત્યવીર શ્રદ્ધાનંદની પહેલી આવૃત્તિ

આ પુસ્તકના સંપાદન પરત્વે નીચેનાં પુસ્તકોનો ઋણસ્વીકાર કરૂં છું.

**૧. કલ્યાણ-માર્ગકા પથિક :** સ્વામીજીનું પોતાનું લખેલું અને કાશીના જ્ઞાનમંડળ કાર્યાલયે કેવળ સેવાભાવે જ પ્રગટ કરેલું આ આત્મવૃત્તાંત આપોઆપ વડોદરા આર્યકુમાર પુસ્તકાલયના

મંત્રીજીએ મોકલી આપેલું. તેનાં કુલ ૨૦૦માંથી ૬૭ પૃષ્ઠોમાં મેં અર્ક નિચોવી લઇ એ પુરુષવરની જ વાણીમાં મૂકેલ છે. પરંતુ સ્વ. સ્વામીજીના વિચારો કે ઉદ્દ્ગારો સાથે છૂટ લીધી નથી.

૨. **The Gurukul** through European eyes

૩. **'બંદીઘરકે વિચિત્ર અનુભવ'** સ્વામીજીનું લખેલું.

૪. **'અલંકાર'** માસિકનો શ્રદ્ધાનંદ–બલિદાન અંક.

એ ત્રણે નાની ચોપડીઓ કાંગડી ગુરુકુલમાંથી શ્રી શંકરદેવ વિદ્યાર્થીએ મોકલી હતી તેમાંથી પણ દોહન કરેલું છે.

એ તમામ અજાણ્યા સહાયકોનો હું વારંવાર આભાર માનું છું.

ફાલ્ગુની પૂર્ણિમા : ૧૯૮૩ **ઝવેરચંદ મેઘાણી**

●

## 'નરવીર લાલાજી'નું નિવેદન

આ મહાપુરુષનું ટૂંકું છતાં સંગીન ચરિત્ર આપવાની ઉમેદ હોવાથી જરૂરી સામગ્રી મેળવતાં અને વલોવતાં વિલંબ થયો છે; છતાં જેટલું અપાયું છે તેથી અધિક હજુ અપ્રગટ પડયું છે. એમને પોતાને પોતાનું આત્મ–ચરિત્ર લખવાનો આગ્રહ વારંવાર થયેલો, પરંતુ આત્મસ્તુતિને અને એને કટ્ટર વેર હતું. તેથી એમના પ્રાણમાં સંઘરાયેલી વાતો તો હવે ખાક થઇ છે, છતાં એમના બચપણના મિત્રો ભાઇ પરમાનંદ, લાલા હંસરાજ વગેરે તેમ જ એમના અંતેવાસી પટ્ટ શિષ્ય લાલા ફિરોઝચંદ એ બધાની પાસે સદ્દ્ગતનાં ઢગલાબંધ ઉમદા સંસ્મરણો છે, એ તમામ સામગ્રીને પ્રગટ કરવાનો નિશ્ચય લાલા ફિરોઝચંદે કરેલો છે. કદાચ એને વાર લાગશે. આજ તો એ બધાનાં હૃદય વ્યથામાં તેમ જ સદ્દ્ગતની સેવા–પ્રવૃત્તિઓને અવિરત રાખવાના પ્રયત્નોમાં ડૂબ્યા છે. પરંતુ એ સંઘરેલો ઇતિહાસ જ્યારે બહાર પડશે. ત્યારે અમારે તો આ ભાગની અપૂર્ણતા પૂરવા

માટે એક બીજો ભાગ આપવાનો જ રહેશે. એ પૂરવણીમાં સદ્ગતનાં વિપૂલ અને વિસ્મયકારી લેખનોમાંથી પણ યથોચિત દોહન કરી લેવાશે.

આ પુસ્તકની કેટલીએક જરૂરી લેખન-સામગ્રી પૂરી પાડનાર તેમ જ ઇંતેજારીભર્યો આત્મીય ભાવ દર્શાવનાર બંધુ શ્રી શંકરદેવ વિદ્યાલંકાર (ગુરુકુલ-સુપા : નવસારી) અમારા આભારના અધિકારી છે. બીજો આભાર લાલાજી રચિત પુસ્તકો પૂરાં પાડનાર બંધુ શ્રી રંગીલદાસ કાપડીઆનો થયો છે.

પુસ્તક બે વિભાગમાં વહેંચાયું છે: પ્રથમ વિભાગ 'જીવન-કથા'ના લખનાર ભાઇશ્રી કકલભાઇ કોઠારી છે; બીજો 'જીવન-સ્મૃતિ'નો ભાગ ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણીએ લખ્યો છે.

સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર<br>રાણપુર : ૧ : ૨ : ૨૯ } પ્રકાશક

•

## નરવીર લાલાજીનું નિવેદન : બીજી આવૃત્તિ

'નરવીર લાલાજી'ની પહેલી આવૃત્તિમાં બે વિભાગ હતા : તેમાંથી જીવન-કથાનો ભાગ ઉડાવી દીધો છે. એમાંના પ્રસંગો-લગભગ તમામ આ બાકી રહેલ જીવન-સ્મૃતિમાં સંકળાઇ જાય છે. તે છતાં ચોપડી દસ આનાની હતી, તે ચાર આને આપી શકાય છે.

વસ્તુને જફા પહોંચાડયા વિના આવું વિભૂતિ-સાહિત્ય પાણીમૂલે આપી શકાય એ એક જ નેમથી આ ફેરફાર કર્યો છે.

'બહારવટિયો જોગીદાસ' અને ઓળીપો' પછી, ચાર આનાની ચોપડીની યોજનાનું આ ત્રીજું ફળ છે.

સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર<br>અધિક આષાઢ ૧૯૮૭ } લેખકો

## ભક્તવીર ક્ષત્રિકુળ

જલંધર જીલ્લાના ઇશાન ખૂણામાં, મૈયા સતલજ નદીને કિનારે તલવન નામનું એક નાનું નગર છે, તે મારી જન્મભૂમિ. લોકો કહે છે કે આ જ પ્રદેશ ઉપર પુરાણ કાળમાં જાલંધર નામના દૈત્યની આણ વર્તતી હતી. મહાદેવનું વરદાન પામીને અમર થયેલા એ જાલંધરને ઘેર જોગમાયા શી પતિવ્રતા પત્ની હતી. એ પત્નીના શિયળને પ્રતાપે તો જાલંધરના દેહમાંથી જ્યાં એક પણ લોહીનું ટીપું ટપકતું, ત્યાં એ ટીપે ટીપે એકકેક જાલંધર ખડો થતો. એટલે જ રણસંગ્રામમાં જાલંધરને સદા વિજય વરતો. એને વરદાન હતું કે જે દિવસે તારી સ્ત્રીનું સતીત્વ ભ્રષ્ટ થશે તે દિવસે જ તું મરીશ. આખરે વિષ્ણુ ભગવાને છલથી જાલંધરનું રૂપ ધરી, એ મહાસતીને શિયળભ્રષ્ટ કરી કેવી રીતે દૈત્યનો નાશ કરાવ્યો, તે કલંક-કથા જાણીતી છે.

મારો જન્મ એક ક્ષત્રિ-કુળમાં થયો છે. મારા પૂર્વજો કેવળ જન્મે નહિ, ગુણે કર્મે પણ ખરા ક્ષત્રિયો હતા. સાથોસાથ ભક્તિનો સંસ્કાર પણ મારા વંશમાં ઉત્તરોત્તર વહેતો

આવેલો છે. આજ મને મારા મોટા દાદા સુખાનંદ સાંભરે છે. સાચેસાચ એ આનંદની મૂર્તિ હતા. પિતાજી પાસેથી સાંભળ્યું છે કે મોટા દાદાનું મુખ નિરંતર પ્રસન્નતાની કાન્તિથી ઝલકતું હતું. ક્રોધ તો એ કદી કોઇ પર કરતા નહિ. કોઈનાં દુરાચરણ દેખી દુભાતા ત્યારે પણ એના મોંમાંથી ફક્ત આટલા જ શબ્દો નીકળતા કે ' અરે ભાઇ ! તું ડાહ્યો થઇને ધર્મ પરથી ગબડી પડયો !' એની મોટામાં મોટી ગાળ કઇ ? ' ડાહ્યો !'

દાદાજીનું નામ લાલા ગુલાબરાય. એ પણ હરિભક્તિમાં તલ્લીન રહેતા. રોજ પ્રભાતે બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠે, સ્નાન કરે, સુખમણિ તથ ભગવતગીતાના શ્લોકો લલકારે, ને પછી કબીર ઇત્યાદિ ભક્તનાં ભજનો ગાયા કરે. ભક્તિની એ મસ્તીમાં પણ ક્ષત્રિવટની કેવી ખુમારી ભરી હતી તેનો દાખલો દઉં : કપૂર્થલામાં પોતે રાણીશ્રી હીરાદેવીના એજન્ટ હતા. મહારાજા નૈનિહાલસિંહ ગાદીનશીન થયા ત્યારે રાણીજી પોતાના બન્ને કુંવરને લઇ જલંધર આવી વસ્યાં, એટલે દાદાજી પણ મહારાજા નૈનિહાલસિંહની લાલચોની પરવા ન કરતાં પોતાનાં અન્નદાતા રાણીજીની જ સાથે ચાલ્યા આવ્યા. રાણીજીના પરિવારની સાથે જ પોતે રહેતા હતા. બન્યું એવું કે રોજ પ્રાતઃકાળે ચાર વાગે દાદાજીના પંચમ સૂરમાં ગાજતા ભજન–લલકારથી રાણીજીના કુંવર વિક્રમસિંહની નિદ્રા ઊડી જતી. રોષે ભરાઇને એક દિવસ કુંવરે દાદાજીને કહ્યું:

'લાલાજી ! પરમેશ્વરનું રટણ શું આપ મનમાં મનમાં નથી કરી શકતા ?'

દાદાજીએ પરખાવ્યું, 'મારા મનમાં તો નિરંતર પરમાત્મા વસી રહ્યા છે. પરંતુ ભજન તો ગાઉં છું એ નાદાનોને માટે, કે જેઓ પ્રભુ-સ્તવનની અમૃત-ઘડીએ પણ પથારીમાં ઘોરતા પડયા હોય છે ! સમજ્યા કુંવર ?'

આવા નિર્ભય પ્રભુભક્તને ઘેરે મારા પિતા નાનકચંદ્રનો જન્મ થયો હતો. એને પણ બચપણમાં દાદાજીનો જ પાસ લાગેલો. રોજ બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠવું ને પૂજામાં બેસવું, એ નિયમ ચૌદ વર્ષની વયથી શરૂ થયો અને છપ્પન વર્ષ સુધી –એટલે કે મૃત્યુની ઘડી પર્યંત ચાલુ રહ્યો હતો. પિતાની ખુમારી પણ વારસામાં જ મળી હતી. કપૂર્થલામાં થાણદાર હતા ત્યાં વજીરસાહેબની સાથે ટપાટપી બોલાવી અને થાણદારીને ઠોકર લગાવી. સિયાલકોટમાં ખજાનચી નીમાયા. ત્યાં પણ અંગ્રેજ અધિકારીને રોકડું પરખાવી નોકરી છોડી દીધી. અમૃતસરની તહસીલમાં નોકર રહ્યા. તહસીલદાર પર રૂશ્વતનો મુકર્દમો મંડાયો. આખી તહસીલ પર ગુનો સાબિત થયો. તમામ બરતરફ થયા, પરંતુ મારા પિતા સામે એક પણ પુરાવો ન મળ્યો. એ નિર્દોષ ઠર્યા, છતાં ઉદાસ બનીને રાજીનામું દીધું. થોડા વખત પછી લાહોરની પોલીસમાં બક્ષી નિમાયા; દાદાજીની પાસેથી એક પણ પૈસો લીધા વિના કુટુંબથી નોખા થઇ, એક નાની ઓરડી ભાડે રાખી, તેમાં મારાં

માતાજીને બાળબચ્ચાં સાથે મૂકી, પોતે એકલાએ લાહોરનો રસ્તો લીધો.

મારી બહેનના વિવાહ કરવા હતા. પણ લાહોરમાં પિતાજીને પગાર બહુ ટૂંકો હતો. વિવાહમાં પૈસાની તંગીને લીધે નાક કપાવાનો ડર હતો. તેવામાં ૧૮૫૭નો બળવો ફાટે છે. એક કાણીઆ ટટ્ટુ પર પલાણ નાખી, પ્રભુનું નામ લઇ પિતાજી દિલ્હીનો રસ્તો પકડે છે. બળવાની માર માર કરતી ચાલી રહેલી કતલમાંથી પોતાનો માર્ગ કરી બહાદુર પિતા પોતાની સરદારી નીચેના છવ્વીસ સિપાહીઓને લઇ બળવાખોરોએ ઘેરેલા હિસારનગરમાં દાખલ થાય છે. એક સીખ સરદાર પણ પોતાના બસો સવારો લઇ, જે અંગ્રેજ સરકારે પોતાની માતૃભૂમિ પંજાબને બે વર્ષ પૂર્વેથી જ દાસી બનાવી લીધેલી, તે જ અંગ્રેજ સરકારની મેખો ભારતવર્ષ પર મજબૂત કરવા માટે આવી પહોંચ્યા છે. પોતાના બસો ઘોડેસ્વારોને ગામ ફરતા ત્રણ આંટા ખવરાવી, હુમલો કરી, બળવાખોરને વિદારી, સરદાર સાહેબ આ રણમાં વિજય પ્રાપ્ત કરી, લૂંટફાટ રૂપી ઇનામ લેવા દિલ્હી ચાલ્યા ગયા, એટલે પાછળથી મારા પિતાજી બળવાખોર કોટવાળની કિરીચ કબજે કરી બળવાખોરને ફાંસી દેવરાવવાના શુભ કામમાં લાગી ગયા! ત્યાંથી મળેલી રૂશ્વતમાંથી દીકરીના વિવાહને માટે પૂરતું દ્રવ્ય એમણે ઘેર મોકલ્યું, એટલું જ નહિ પણ ઘોડા ખરીદ કરીને

પોતાના ૨૬ કુટુંબીઓને રસાલાના અમલદાર બનાવ્યા. ૭૫ જાટ લોકોને ઘોડેસ્વારો તરીકે સાથે લઇ મીરઠ પહોંચ્યા, રીસાલદાર નીમાયા, મંગલાચરણમાં જ પહેલું પુણ્યકાર્ય એ કર્યું કે આખા સહરાનપુર જીલ્લાનાં હથિયાર ઝૂંટવી લઇને એ જીલ્લાના ગળામાં ગુલામીની સાંકળ પહેરાવી; પછી નેપાલ તરફ મેલાઘાટની લડાઇનો છાપો માર્યો. એ લડાઈના મેદાન પર પણ એમની પૂજા નહોતી અટકી. નદીને કિનારે છાવણી હતી, સામે કિનારેથી શત્રુઓની ગોળીઓ ચાલતી હતી, તે છતાં રિસાલદાર સાહેબનાં પૂજાસ્નાન માટે તો પાણીનો એક ઘડો નિયમિત આવતો જ રહેતો !

મેલાઘાટના વિજય પછી લડાયક ટુકડીઓને વિખેરી નાખવામાં આવી અને પિતાજીને સિવિલ પોલિસમાં નોકરી મળી. બળવામાં બતાવેલા વીરત્વ બદલ પિતાજીને કહેવામાં આવ્યું કે કાં તો બારસો વીઘા જમીન સ્વીકારો અથવા પોલીસ ઇન્સ્પેક્ટરનું પદ સ્વીકારો. આપણા દેશની ઉક્તિ મુજબ ખેતી ઉત્તમ ને નોકરી કનિષ્ઠ છે. પરંતુ એ સમયે તો આપણા કમભાગ્યે નોકરી સિવાય અન્ય કોઇ કામ પ્રતિષ્ઠિત નહોતું ગણાતું, એટલે પિતાજી જમીન કેમ સ્વીકારે ? બન્યા પોલિસ ઇન્સ્પેક્ટર સાહેબ !

## બાલ્યાવસ્થા

રમવું, કૂદવું, પોલિસોના હાથે લાડમાં ઊછરવું, અને બરેલી ગામમાં સંસ્કૃત ભાષાનું કશું શિક્ષણ જ ન હોવાથી મૌલવીના મુખના ઉર્દૂ સબક (પાઠ) શીખવા, એજ મારા શૈશવનાં કામ હતાં. એમ કરતાં પિતાજીની બદલી કાશીમાં થઇ. એમને બહારગામ ભટકવાનું હતું, અને મકાન મોટું તેથી માતાએ એક પંજાબી કુટુંબને વગર ભાડે એમાં ઘર કાઢી રહેવા આપેલું. અમારા પાડોશીનાં પત્નીનું નામ નિહાલદેવી. એ દેવીએ કાશીમાં આવીને 'આભડછેટ'ની નવી દીક્ષા લીધેલી એટલે અમારો તો એણે જીવ જ કાઢી નાખ્યો. માહ મહિનાનો કડકડતો શિયાળો ચાલે, અને એમાં અમને હુકમ થયો હતો કે તદ્દન નગ્ન બનીને ઝાડે જવું, પછી નહાઇને જ ધોતલી પહેરવી ! જો પગ લગાર મોરીમાં પડી જાય તો ફટ નહાવાની આજ્ઞા ! જો હાલતાં ચાલતાં કયાંયે છાંટો પડી ગયો તો કપડાં ધોઇ નાખવાનો નાદિરશાહી હુકમ ! એક દિવસ સાંજે રમતાં રમતાં મારો પગ એક ભઠ્ઠીના દીકરાને અડકી ગયો ત્યાં તો કમબખ્તી બેસી ગઇ. નિહાલ-

દેવીએ બૂમાબૂમ કરી મુકી કે છોવાઇ ગયો! છોવાઈ ગયો! નવરાવી નાખો! નવરાવી નાખો! માતાજી તો કોઇ મોટી આફત પડી સમજીને દોડયાં આવ્યાં. જુવે ત્યાં તો વાતમાં કાંઇ સાર ન મળે. વળતે દિવસે માતાજીએ આ મરજાદણુ દેવીને હાથ જોડી કહ્યું, 'બીજું ઘર શોધી લો!'

એક દિવસ પિતાજી કંઇક તુમાર લખતા હતા. મેં ધીંગામસ્તી મચાવી. પિતાજીએ હાકલ દીધી, ધમકાવ્યો. મને તો બહુ જ માઠું લાગ્યું. દાદરનું દોરડું લટકતું દેખ્યું. બસ! દોરડું ગળામાં નાખીને મેં તો દમ દીધો કે 'હમણાં ગળાટૂંપો ખાઉં છું!' પિતાજીએ આવીને એક થપ્પડ ચોડી દીધી. જીંદગીમાં તે દિવસ પહેલી જ વાર મને લાડકવાયાને માર પડયો. રોઇ રોઇને ગળું બેસી ગયું. માતાએ આવીને ગોદમાં લીધો.

અત્યાર સુધી તો હું નુગરો જ રહીને ભણ્યો હતો મૌલવી સાહેબ મોટા ભાઈને ગોખાવે, એ બધું હું સાંભળીને જ મોંયે કરી લઉં; પંજાબી સ્ત્રીઓ 'કાશી મહાત્તમ' કહે ત્યાં એ મારે કંઠે રહી જાય; પિતાજી સ્તોત્રો બોલે તે પણ જીભને ટેરવે રહી જાય; પરંતુ હવે તો મને યજ્ઞોપવિત (જનોઇ) દેવાનું નાટક ભજવાયું. ગુરૂકુલોની પ્રથા તો હજારો વર્ષથી બંધ હતી, પણ યજ્ઞોપવિત પહેરાવવામાં આવે. વેદારંભની વિધિ થઇ જાય એટલે બ્રહ્મચારી કૌપીન અને દંડ ધારણ કરીને ભિક્ષા લઈ કાશી ભણવા જવાની તૈયારી

કરે! તે વખતે બહેનની જરૂર પડે, નવા બ્રહ્મચારી બહાદુર જ્યારે કહે છે કે 'હું તો કાશીએ ભણવા જઇશ' ત્યારે બહેન બાવડું ઝાલીને સમજાવે, 'ના ભાઇ, તને આંહીં જ ભણાવશું,' એટલે ભાઇ પાછો વળે, અને તેજ દિવસે એના સમાવર્તનની વિધિ પણ પતાવી દેવાય. આ નાટક મારે પણ ભજવવું પડ્યું. સગી બહેન નહોતી એટલે 'ધર્મની બહેન' બનાવી કાઢી! કાશીમાં તો રહેતા જ હતા તેથી 'કાશ્મીર ભણવા જાઉં છું' એમ મારે મુખેથી બોલાવ્યું. બહેન મને પાછી વાળી આવી. અને બાપુએ તુરત એક પંડિત રાખીને મને દેવનાગરી અક્ષરોનો અભ્યાસ મંડાવી દીધો. પણ પંડિતજી બિચારા અમને અંકૂશમાં ન રાખી શકયા. દરમિયાન પિતાજીએ રાતની રોન ફરતાં ફરતાં કોઇ એક વિદ્યાર્થીને ખીંતી સાથે ચોટલી બાંધીને વાંચતો દેખ્યો હતો. પૂછતાં વિદ્યાર્થીએ એવું કહ્યું કે 'જ્યારે વાંચતાં વાંચતાં ઝોલું આવી જાય છે ત્યારે ચોટલીને આંચકો લાગવાથી પાછું જાગી શકાય છે!' પિતાજીને લાગ્યું કે વાહ! કેવો ઉદ્યમી વિદ્યાર્થી! એમ સમજીને અમને પણ હિન્દી પાઠશાળામાં ભણવા બેસાર્યા. પાઠશાળાના પાઠ તો હું પાઠશાળામાં જ પાકા કરી લેતો અને ઘેર આવી પિતાજીનું તુલસીકૃત રામાયણ વાંચવા બેસતો.

## સંગ્રામસિંહ બહારવટિયો

કાશીથી મારા પિતાની બદલી બાંદા થતાં મારા બાલ-હૃદય ઉપર બે બીનાઓએ અજબ પ્રભાવ છાંટી દીધો. એક

તો બહારવટિયા સંગ્રામસિંહનું દર્શન. બનાસ જીલ્લાના એક ગામડામાં સંગ્રામસિંહ ખેતી કરીને પેટગુજારો ચલાવતો હતો. એક દિવસ એ ઘેર નહોતો તે વખતે પોલીસે આવીને એના ઘરની જડતી લીધી અને એની પત્નીનું શિયળ લોપવાની કોશિશ કરી. ઘેર વળતાં રજપૂતને આ વાતની જાણ થઇ અને એ પોલીસના મોટા અધિકારીની પાસે રાવે દોડયો, ત્યાં એની સાથે પણ પોલીસે પિશાચી આચરણ બતાવ્યું. સંગ્રામસિંહનું રજપૂત–રક્ત ઊકળી ઊઠયું. ઘરમાં છુપાઇને પડેલી કાટેલી જૂની તરવાર ઉઠાવી. પહેલાં પ્રથમ પોતાની નિરપરાધી અર્ધાંગનાને સદાને માટે બદનામીમાંથી બચાવવા સારૂ ઠાર કરી ને પછી પોતે પહાડોમાં નીકળી ગયો. સાથે હાથીસિંહ નામનો રજપૂત જઇ ભળ્યો. હાથીસિંહની બંદૂકનું નિશાન કદી ખાલી જતું નહોતું. વીસ પચીસ બીજા સિપાહી પણ ભેગા કરી લીધા. એ રીતે સંગ્રામસિંહ એક નાની સેનાનો સરદાર બની ગયો.

જોતજોતામાં તો અંગ્રેજી ઇતિહાસમાં અને નવલકથાઓમાં દેશભક્ત બહારવટિયાની જેવી વાતો આવે છે તેવી વાતો સંગ્રામસિંહને નામે પણ લોકોમાં પ્રસરવા લાગી. સંગ્રામસિંહ તો અમીરોને લૂંટી લઇ ગરીબોને આપે છે: વનગવગડામાં વારાંગનાઓને બોલાવી નાચગાનથી જંગલમાં મંગલ કરે છે: ડાયરા ભરે છે: એવાં એનાં યશોગાન ગવાવા લાગ્યાં. જીલ્લેજીલ્લામાં એનાં રમખાણ બોલવા લાગ્યાં.

દોઢસો હથિયારબંધ સિપાહીઓને લઈ ગોરા પોલીસ ઉપરીએ સંગ્રામસિંહના રહેઠાણને ઘેરી લીધું. સાહેબ પોતે બે અર્દલીને સાથે રાખી, ધીમે પગલે આગળ વધ્યા જાય છે. કાળું ઘોર અંધારૂં છે. એકાએક બે આદમી આવી ચડે છે, છલંગ મારીને બે અર્દલીને બથમાં જકડી લે છે, ત્રીજો નીકળ્યો તે સાહેબ બહાદુરને ઘોડા પરથી નીચે પટકી છાતી પર ચડી બેસી તમંચો બતાવી બોલે છે કે 'આટલી વાર છે. કાઢ પૈસા !'

સાહેબે પોતાનું સોનાનું ઘડિયાળ, અછોડો, નોટ, રૂપિયા વગેરે બધો માલ બહારવટિયાને સુપરદ કર્યો. બહારવટિયો ઊભો થયો. સાહેબને સલામ કરી અને કહ્યું, 'સંગ્રામસિંહને પકડવા માટે આવી ગફલતથી હવે ન આવતા હો કે સાહેબ !'

ઊઠીને ગોરા સાહેબે તો ઘોડાને એવો દોટાવી મૂકયો કે વહેલો આવે પોતાનો બંગલો !

પછી તો કાશીનગરી ઉપર બહારવટિયાના હુમલા થવા લાગ્યા. એમાં આલમસિંહ નામના રજપૂત કોટવાલે બડાઈ મારી કે 'અરે ભાર શા છે સંગ્રામસિંહના ! એક મહિનામાં તો બેટાને પકડીને માજીસ્ટ્રેટ પાસે હાજર કરીશ.' ચાર પાંચ દિવસે આલમસિંહ પર જાસાચિઠ્ઠી આવી પહોંચી. લખ્યું હતું કે 'હવે તો અમારા ધામા કાશીનગરીમાંજ નખાઈ ગયા

છે અને ચંદ્રગ્રહણનું સ્નાન કરવા માટે પણ હું આવવાનો છું. જો ક્ષત્રિના પેટનો હો તો આવી જજે!'

ચંદ્રગ્રહણની રાત આવી પહોંચી. પહાડમાંથી પોતાની માતાને ગંગામૈયામાં સ્નાન કરાવવા માટે બે સાથીઓને લઇ સંગ્રામસિંહે મણિકર્ણિકાના ઘાટનો માર્ગ લીધો. માતાને નવરાવી બન્ને સાથીઓની સાથે રવાના કરાવી સંગ્રામસિંહ એકલો ચાલ્યો. કયાં ચાલ્યો? એના ઓડા બાંધીને આલમસિંહ ફોજ સાથે વાટ જોતો હતો ત્યાં! ચોકીપહેરા ફોગટ ગયા. કોઈ એને ઓળખી શકયું નહિ. ફક્ત એક કામળો જ ઓઢીને એ જવામર્દ સડસડાટ ફોજ વચ્ચેથી પસાર થયો. આલમસિંહની લગોલગ આવી પહોંચ્યો. મોં પરથી કામળી ઉઘાડીને પડકાર કર્યો, 'જોઇ લે રજપૂત! સંગ્રામસિંહ સ્નાન કરીને જાય છે.'

આલમસિંહ ચમકી ઊઠયો. મોંમાંથી વેણ નીકળે ત્યાં તો સંગ્રામસિંહની કટાર, વીજળી શી ઝબુકી ઊડી. આલમસિંહ દિગ્મૂઢ બની પાછો હટયો. સંગ્રામસિંહ અદૃશ્ય થયો. અને 'દોડો દોડો! પકડો પકડો! એ જાય! એ જાય!' એવા એવા હાકલા થવા લાગ્યા. પણ કોને પકડે? દાંતોમાં દઇને ગયો.

આખરે પોલિસની આવ-જા માટેના તમામ રસ્તા ઉજ્જડ બન્યા એટલે ત્રણે જીલ્લામાં નવી પોલિસની ભરતી થઇ. હજારો પોલિસોએ તમામ રસ્તા પર ઓડા બાંધી લીધા.

મારા પિતા પણ એક સ્થળે મોટી સંખ્યા લઇ નાકું બાંધી ઊભા. પાંચ દિવસ સુધી નદીના પાણીની અંદર છુપાયા પછી ખાવાને માટે સંગ્રામસિંહ પાંચ છ સાથીઓની સાથે બહાર નીકળ્યો. એમાંથી એક આદમી પિતાજીના હાથમાં પકડાયો. એની પાસેથી પત્તો મેળવીને પોલિસ આગળ વધી. સંગ્રામસિંહ એક ચમારની ઝૂંપડીમાં પેસી ગયો. ઝૂંપડીને પોલિસે આગ લગાવી. બહાદુર રજપૂત બહાર નીકળ્યો, પણ પાણીમાં પડવાથી દારૂ નકામો થઇ ગયો હતો એટલે બંદૂક ન વછૂટી. તલવાર ખેંચવા જાય તો તલવાર મ્યાનમાંથી બહાર જ ન નીકળી. આ બાજુ પોલીસે ગોળીની ઝીંક બોલાવી. પાંચે સંગાથી પટકાયા. સંગ્રામસિંહે બંદૂક ઊંધી ઝાલીને લાકડી તરીકે વીંઝી. જોતજોતામાં ત્રણ ચાર સિપાઇઓને ઢાળી દીધા. પિતાજીના ઘોડાની ગરદન પર પણ એવી ચોટ લાગી કે ઘોડો પંદર કદમ પાછો હટી ગયો. પ્રથમ તો પિતાજીએ આ એકલા દુશ્મન પર ગોળી ચલાવવાની મના દીધી હતી. પણ આખરે પોતે ક્ષત્રિવટ ચુકયા. 'ગોળીબાર'નો હુકમ દીધો. ૨૫ ગોળીઓ ખાઇને સંગ્રામસિંહ પડયો. એને બાંધીને કાશીની ઇસ્પિતાલમાં લઇ આવ્યા. સિવિલ સર્જને જ્યારે એના શરીર પર ૨૫ જખ્મો જોઇને કહ્યું 'કાં ! પકડાઇ ગયો ને ! ' ત્યારે એ વીર ક્ષત્રિએ જવાબ વાળ્યો કે 'એમાં શી બહાદુરી કરી ! એક વાર મારા હાથમાં તલવાર આપો, ને પછી મારી સામે વીસ આદમી આવી જાવ ! જોઉં મને કોણ પકડે છે !'

સાંભળીને સાહેબ તાજ્જુબ થયા. સંગ્રામસિંહને ફાંસી મળી. પણ હિન્દુસ્થાની પોલિસ અમલદારોને એ વીરના મૃત્યુથી બહુ જ દિલગીરી થઇ.

ખાટલા પર સૂતેલા એ સંગ્રામસિંહનો દેખાવ મને હજી યાદ છે. મારા જીવન પર એની ઊંડી છાપ છે.

## જાદુગર

બાલ્યાવસ્થાનું બીજું સ્મરણ તો એક એવા નરવીરનું છે કે જેણે મારા જીવનમાં ઉથલપાથલ મચાવી દીધી. કાશીમાં ગુપચુપ વાતો ચાલતી હતી કે એક ભયાનક જાદુગર આવ્યો છે, બડો નાસ્તિક છે, અને એની બન્ને બાજુએ દિવસે પણ મશાલો બળે છે! એની સામે વાદ કરવા જનારા પંડિતો એના તેજમાં અંધ બની જાય છે! મને બરાબર યાદ છે કે માતા એ દિવસોમાં અમને બહાર જવા નહોતી દેતી. એને ભય હતો કે રખે અમે બન્ને ભાઇઓ એ જાદુગરના ફાંસલામાં ફસાઇ પડીએ! માતાજીને કયાંથી ખબર હોય કે એનો દેહ પડયા પછી એનો આ પ્યારો બેટો એ જ જાદુગરનો અનુયાયી બની જશે! એ જાદુગર દયાનંદ સરસ્વતી હતા.

## રામાયણનો રંગ

મારા અંતર પર રામાયણનું અમૃત છાંટનાર એ બુઢ્ઢા ભક્ત મને યાદ આવે છે. લાંબી પાતળી કાયા, તેજસ્વી નેત્રો, ને હોઠ પર નિરંતર રમતું હાસ્યઃ રાત્રિયે રામાયણ

લલકારે, સાથે ઝાંઝ સારંગી ને મૃદંગ વાગે, અને નાના સિપાઇથી માંડી ડેપ્યુટી કલેક્ટર સુધીના સર્વ શ્રોતાઓ એની સન્મુખ એક જ જાજમ પર સમાન ભાવે બેસી અમૃતપાન કરે. વળી એ તો તુલસીદાસની વાણી! વીરરસ વર્ણવાય ત્યારે શ્રોતાઓનાં હૃદય વીરત્વથી ઉછળતાં ને કરૂણરસ વેળાએ સહુને નેત્રે અશ્રુધારા ચાલતી. એવો એ રામાયણ વાંચનાર! જાતનો વાણિયોઃ મૂળ તો હરામખોરઃ પણ રામાયણના ઉત્તર કાંડની કથાએ એક દિવસ એના પાપને અનુતાપના અગ્નિમાં ખાખ કરી નાંખ્યાં અને એ પરમાર્થમાં પડયો. મારા પિતા પર પણ એના રામાયણ વાચનનો એવો પ્રભાવ પડયો કે દિવસભર પોલિસ ઓફિસરની ક્રૂર ફરજો અદા કરી, ગુનેગારોને કેદ પકડી પોલીસ–ડાયરી લખતા; અને રાત્રીએ અપરાધી તેમજ ફરિયાદી, થાણાદાર અને જમાદાર, સિપાઇ અને ખલાસી, તમામને એક જ આસન પર બેસાડી રામાયણ સંભળાવવા લાગ્યા. કોઇ કોઇ વાર તો આ કથાની મદદથી એમનો મુકદ્દમો પણ સરલ થઇ જતો. એક રાતે ભગવાન રામચંદ્રજીની ક્ષમાનો પ્રસંગ છેડાયો અને પિતાજીએ સિદ્ધ કરી બતાવ્યું કે, 'પાપનો સ્વીકાર કરી લેવો એ ઉત્તમમાં ઉત્તમ પ્રાયશ્ચિત છે. શરણાગતને પ્રભુ કદી ઠેલતો નથી.'

આટલું સાંભળીને એકાએક આરોપીઓમાંથી એક પ્રંચડ, અલમસ્ત આદમી ઊભો થયો. પિતાજીની સામે સાષ્ટાંગ ઢળી પડયે અને હાથ જોડી ગદ્દગદ્દ કંઠે બોલ્યો કે, 'બન્ને ખૂન મેં જ કર્યાં છે. લાવો કાગળ, એકરાર લખી દઉં.'

## શસ્ત્ર અને વ્યાયામ

સીગરામમાં બેસીને અમે ફત્તેહપુર જતા હતા. માર્ગમાં રાત પડી ને અંતરિયાળ ઘોડા પણ થાકીપાકીને બસ ઊભા થઈ રહ્યા. કોચમીન અને સાઈસ ઘોડા બદલવા ગામડામાં ગયા. હું સીગરામમાં હતો, ને પિતાજી સડક પર ટેલવા લાગ્યા. અકસ્માત બાજુના ખેતરમાંથી કેટલાક ડાંગોવાળા નીકળ્યા. પિતાજીએ પોતાના હાથમાં પિસ્તોલ હતી તેનો ભડાકો કર્યો અને મને હાકલ કરી કે 'મુન્શીરામ, લાવ મારી બે જોટાળી બંદૂક.' ડરતો ડરતો પણ છરા, દારૂ ને બંદૂક લઈ હું પિતાજીની પાસે દોડયો. લૂંટારા નાસી છૂટયા, ને અમારો સીગરામ રસ્તે પડયો. તે સમયથી મને બંદૂક વાપરવાની તાલીમનો શોખ થઇ ગયો. બીજુ બાજુ કાશીમાં રોજ પ્રભાતે ગંગાસ્નાન અને દેવદર્શનની સાથોસાથ કસરતનો પણ અભ્યાસ પડી ગયો. ગંગાના પ્રત્યેક ઘાટ પર તે વખતે અખાડા જામી પડયા હતા. અખાડે અખાડાનો ઉસ્તાદ કુસ્તી શીખવતો હતો. મેં પણ દશેરાના મેળા પર મને મળેલ પૈસામાંથી થોડા બચાવી એક ઝારી લીધી, એક પૂજન-થાળી લીધી. અક્ષત પાણી, ચંદ, ફૂલ અને બિલ્લીપત્ર એ પૂજન-થાળમાં લઈ તથા પાણી એ ઝારીમાં ભરી, બગલમાં ધોતી દબાવી નિત્ય પ્રભાતે હું ચાલી નીકળતો. પ્રથમ અખાડામાં જઇ દંડ બેઠક અને કુસ્તી કરતો. પસીનો સુકાતાં જ ગંગામાં ઝંપલાવતો, ન્હાઇને ઝારી ભરી લેતો.

માર્ગે પ્રત્યેક શિવલિંગ પર ઝારીમાંથી અક્કેક બિન્દુ ટપકાવી, અનેક મોટા દેવતાઓની પૂજા કરી ઘેર પહોંચતો.

એમ કરતાં પૂજાનો ભાવ મારા અંતરમાં ઊંડો ઊતરવા લાગ્યો. મછવાની એક મુસાફરી સ્મરણે ચડે છે. રાશથી બલિયા અમે મછવામાં બેસી નદીમાર્ગે સફર આદરી. ત્રીજા પ્રહર સુધી મછવો ચાલતો અને ગંગાના પ્રવાહ સાથે સરતો મઝલ કાપતો. સાંજે ચાર વાગે રસોઇ તેમજ રાત્રિનિવાસની સગવડ જોઇને લંગર નખાતું. એક રાતની ઘટના મને યાદ આવે છે. તે દિવસ અમે જ્યાં મુકામ કર્યું ત્યાં અસલી યુગની પુષ્કળ રાખ પડી હતી, અને કોઇ ઋષિએ ત્યાં તપ કર્યું હોવાનું કહેવાતું. હું તો રોજ સાંજે જમીને સૂતો; તે સવારના છ સુધી હલવાચલવાનું નામ ન લેતો. પણ તે દિવસે ત્યાં એક પુરાતન વડલો દેખ્યો, જેની વડવાઇઓમાંથી પચાસ તો થડ થઇ ગયાં હતાં. ઘટા એટલી ફેલાયેલી કે એક સો ઘોડેસ્વારનું લશ્કર પણ અદૃશ્ય થઈ જાય. પ્રકૃતિ માતાના આ વિશાળ ઘુમ્મટ નીચે શીતળ લહર વાતાં મારી આંખો મળી ગઇ. બે કલાક સુધી ફાનસો લઇને મને સહુએ શોધ્યો ત્યારે વડલા નીચે હું ઘસઘસાટ સૂતેલો માલૂમ પડયો. બચપણમાંથી જ મને નવી ઇમારતો કે મહેલ-મોલાતોની મોહિની નથી લલચાવી શકી. પ્રભુનાં રચેલાં દૃશ્યો, પ્રાચીન મંદિરો અને ખંડિયેરો મને સર્વદા વધુ બલવાન આકર્ષણ કરતાં રહ્યાં છે.

## કૉલેજના પ્રીન્સીપાલ

પ્રથમ તો સ્મરણે ચડે છે મારી કૉલેજના પ્રીન્સીપાલ ગ્રીફીથ સાહેબ. વાલ્મિકી રામાયણનું અને ચારે વેદોનું એણે અંગ્રેજીમાં ભાષાન્તર કરેલું. હતા તો પાંચ ફુટના વામનજી, પણ નખથી શિખા સુધી સાફસુફ. એક ટાંગે લંગડા થઇ ગયેલા અને પગ ભાંગવાનું કારણ પણ વિચિત્ર હતું. એક તો પોતે કવિરાજ, અને વળી એમનો ટમટમ એટલો ઊંચો કે એક સડક પરથી બીજી સડક પર વાળવા ગયા ત્યાં ગરદન તારમાં અટવાઇ ગઇ ને પોતે પૃથ્વી પર પટકાયા. પગે લંગડા તો થયા, પણ પગના બૂટની એડી જરા ઊંચી કરાવીને એવી યુક્તિથી ચાલતા કે બીજાઓને પગની ખોટ દેખાય જ નહિ. શોખીન પણ એવા, કે નવાં કોટપાલૂટન પહેરતી વખતે જરા પણ બંધબેસતાં ન લાગે તો બહાર ફેંકી દે. ઉપરાંત એવો તો કોઇ હતભાગી વિદ્યાર્થી નહિ હોય, કે જેણે સાહેબના નોકરને આઠ આના રૂપિયો આપીને સાહેબની ગેરહાજરીમાં એના બંગલાના મુલાયમ ગાદીવાળા કોચોનો આનંદ ન લૂંટયો હોય. સાહેબ બહાદુર પરણ્યા તો નહોતા

છતાં સડકની સામી બાજુ એક મકાન ભાડે રાખીને ત્યાં પોતાની માશૂકને વસાવી હતી. તબિયત એટલી નાજૂક કે મોંમાંથી નીકળતા સાધારણ શ્વાસને પણ સહન ન કરી શકે. કોઇ મુલાકાતે આવે તો પોતે પાછળ હટતા જ જાય અને વળી બોલે બહુ જ ધીરે ધીરે. પણ જ્યારે વર્ગમાં આવીને ભણાવવા બેસે ત્યારે એ અવાજ કેટલો બુલંદ બનતો! જાણે કે તમામ શક્તિનો સંચય એ કામને માટે જ ન કરી રાખ્યો હોય!

## મૌલવી સાહેબ

બીજી પુણ્ય-સ્મૃતિ છે અમારા અરબ્બી શિક્ષક મૌલવી સાહેબની. વિદ્યાર્થીઓને એ 'બરખુરદાર' (ચિરંજીવી) શબ્દે જ સંબોધતા. વર્ગમાં એ બેઠા હોય ત્યારે પણ વિદ્યાર્થીઓ છાનામાના બેસતા જ નહોતા, અને બહાર જાય એટલે તો કોલાહલનો સુમાર ન રહે. પાછા આવીને માલવી સાહેબ તોફાન કરનારને આજ્ઞા કરે કે 'બરખુરદાર! બેન્ચ ઉપર ઊભા થઇ જાઓ.' વિદ્યાર્થી એક પગ બેન્ચ પર ને એક પગ નીચે રાખીને બોલે કે 'મૌલવી સાહેબ! છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય?' એ સાંભળીને ભલા મૌલવી સાહેબ કહી દે કે 'વારૂ! બરખુરદાર! બેસી જાઓ!' ભણાવતાં ભણાવતાં કોઇ અગત્યની નોંધ કરાવવાનો મુદ્દો આવે, એટલે મૌલવી સાહેબ બોલી ઊઠે કે 'બરખુરદારો! હવે મહત્ત્વની વાત આવી છે. જરા ધ્યાન દઇ

સાંભળો.' તત્કાળ ચુપકીદી છવાય. રૂમાલ પડે તો પણ સંભળાય એવી એ ચુપકીદી !

આજ એ મૌલવી સાહેબનો પિતાતુલ્ય પ્રેમ સાંભરતાં જ હૈયું ભરાઇ આવે છે, અને બીજી બાજુ હિન્દુમુસલમાનોના કંકાસ દેખી ઊંડી વેદના થાય છે. જે પવિત્ર ભૂમિએ બન્નેને જન્મ દીધો, જેનાં અન્નજલે બન્નેને પાળ્યાં પોષ્યાં, જેની ગંગાના શીતળ નીરે શાંતિ આપવામાં હિન્દુ મુસલમાન કે ઇસાઇ જેવો કશો ભેદ નથી રાખ્યો, એ માતૃભૂમિના પુત્રો સામસામા લડી માતાને સતાવે, એ કેટલું દારુણ !

ઉચ્ચ શિક્ષણના વાતાવરણમાં પ્રવેશતાં જ મારા પોશાકનું પરિવર્તન થયું. બલિયામાં અમલનો મદ ચડેલો તેમાં મસ્ત બની ઠાઠમાઠથી સિંહ–સરદારોનો પોશાક પહેરતો હતો. બનારસમાં આવતાં જ એ નશો ઊતરી ગયો ને પોશાકમાં બનારસની સાદાઇ આવી ગઇ. મારી દિનચર્યાનો કાર્યક્રમ પણ નિયમિત બની ગયો. મને બરાબર સ્મરણ છે કે સંવત ૧૯૭૩ સુધી તો કોઇ દિવસ હું રાતે વાંચવા નથી બેઠો. *ગુરૂકુળ ખોલ્યા પછી થોડા વખત સુધી તો મેં આ જ નિયમ ચાલુ રખાવ્યો હતો, પરંતુ શિક્ષણમાં અંગ્રેજી કોલેજોના ગ્રેજ્યુએટો સાથે કામ લેવું પડયું, એટલે તે લોકોએ રાતના અભ્યાસ પર જોર દીધું, એટલું જ નહિ પણ સરસવના દેશી તેલને બદલે ગ્યાસલેટ પણ બાળવાનો આદર કરી દીધો. મારી

* મહાત્મા મુન્શીરામે સ્થાપેલું કાંગડીનું ગુરૂકુલ.

ગેરહાજરીમાં જ તેઓએ આ ફેરફાર કરી નાખ્યો. હું પાછો આવીને અમારા અસલના નિયમનો અમલ કરાવવા મથ્યો, પરંતુ સુધારાની નવી રોશનીવાળા શિક્ષકબંધુઓએ મને રોકડું પરખાવી દીધું કે રાતે વાંચ્યા સિવાય પાઠ તૈયાર જ નહિ થઈ શકે! હું મારા બ્રહ્મચારીઓને આ આપત્તિમાંથી ન બચાવી શકયો, કેમકે હું પોતે જ મારી જુવાનીમાં ગ્યાસલેટ તેલનો અને ઝીણા અક્ષરોવાળી નવલકથાઓનો ભોગ થઇપડયો હતો.

## અધોભ્રષ્ટ વારાણુસી

એ વાત બાજુએ રહી. બનારસી ગુંડાની માફક હું પણ સાંજે મારી કમરમાં છૂરી લટકાવીને બહાર ફરવા જવા લાગ્યો. માતાપિતા પાસેથી મને સુડોલ શરીર તથા મજબૂત હાથપગ મળ્યા હતા. તે ઉપરાંત કસરતે મારૂં શરીર વજ્ર જેવું ઘડી કાઢયું હતું. આટલું છતાં યે હું વગર કારણે કોઇની સાથે બાખડી પડું તેવો નહોતો. ઊલટો હું તો શરમાળપણાની જ મૂર્તિ હતો. એ શરમાળપણાને પરિણામે જ મારામાં બે નબળાઇઓ હતી, કે જેનું બયાન હવે પછી આપીશ. પરંતુ શરીરબળનો પરચો બતાવવાના પ્રસંગો શરુ થઇ ગયા. રવિવારની રજામાં શહેરની અંદર એક સંબંધીને મળીને હું આવતો હતો. રસ્તે એક સ્થળે ગુંડાનું ટોળું બેસતું હતું. તેઓ રોજ મારી હાંસી કરતા. પણ હું ધ્યાન ન દેતો. પણ એક વાર એક ગુંડો મારી પાછળ

પાછળ આવીને અધમ વાતો કહેતો ચાલ્યો ત્યારે મારા કાન ખડા થઇ ગયા. પાછા ફરીને મેં એના મોં પર એક એવી થપ્પડ ધરી દીધી કે એ તમ્મર ખાઈ ગયો. એ ફરી ધસ્યો એટલે મેં એને ધક્કો મારી પથ્થરની ફરસ (ફુટપાથ) પર પટક્યો. બીજા બધા બદમાશો સ્તબ્ધ બનીને બેઠા રહ્યા. તે દિવસથી કોઇ મારી સામે ઊંચી આંખે જોતા જ નહોતા.

બનારસના પતિત આચારનો બીજો પ્રસંગ પણ મેં અનુભવી લીધો. ઉનાળામાં કોલેજ દૂર હોવાથી હું ટપ્પો કરીને જ જતો. બીજી નિશાળોમાં સવારનો સમય થઈ ગયો હતો, પરંતુ અમારી કોલેજની બારીએ બારીએ તો વાળાની ટટ્ટી બંધાતી ને પાણી છંટાતાં, વળી પ્રોફેસર સાહેબો તો પાલખીમાં ચડીને પધારતા, એટલે પસીને પલળતા અને કાળે ઉનાળે પોણા ગાઉનો પંથ કાપતા ગરીબ વિદ્યાર્થીની સગવડ કોણ વિચારે ? પ્રોફેસર સાહેબોને તો વર્ગમાં બેસીને પણ નિદ્રાની લહેરો ખાવાની છૂટ હતી ! એક દિવસ હું ચાલ્યો જાઉં છું ત્યાં એક વિદ્યાર્થીની પાછળ પાંચ છ ગુંડાને જોયા. ટપ્પો દોડાવીને મેં એ બિચારાને સાથે લઇ લીધો. ગુંડા લાઇલાજ બની રહ્યા. પછી તો રોજ હું એ બાળકને મારી સાથે જ લાવતો ને લઇ જતો. મેં એને કસરત શીખવી. એનું શરીર બલવાન થયું ને એની લજ્જા પણ ઊડી. પરંતુ રજાના દિવસમાં હું બલિયા ચાલ્યો ગયો એટલે પાછળથી એક વેદપાઠી પંડિતે જ ગુંડાઓ

રોકીને એ બાલકને ટપ્પામાંથી પરબારો ઉઠાવી લઇ જવાનું ઘૃણિત આચરણ કર્યું હતું. એ પિશાચ પંડિતે પોતાની મનોરથસિદ્ધિને ખાતર મને પણ આ બાલકના સંબંધમાં કલંક ચડાવવાની કોશીશ કરેલી.

ત્રીજો અનુભવ એક એન્ટ્રન્સના વિદ્યાર્થીનો થયો. મારા ઘરમાં આવીને એણે કુચેષ્ટાની કોશિશ કરી. મેં એને ફિટકાર આપી ઓસરીની નીચે ધકેલી દીધો. એ મને આજીજી કરવા લાગ્યો કે 'મારી પોલ ન ખોલજો.' પણ મેં તો વળતેજ દિવસે એની કલંક–કથા કોલેજમાં સંભળાવી દીધી.

આવી આવી ઘટનાઓએ મને ખાત્રી કરાવી કે કાશી તો વ્યભિચારનો નરક–કુંડ છે. વેદપાઠી પંડિતોનાં ચારિત્ર્યો દેખીને સંસ્કૃત ભાષા પર પણ મને ધિઃક્કાર છૂટયો.

## રઝળપાટ : પહેલું અસત્ય

એક વાર હું પરીક્ષામાં નાપાસ થયો, મારા સહાધ્યાયીઓ ઊંચી શ્રેણીમાં ચાલ્યા ગયા હોવાથી ઉદાસ બની ગયો. એનાં એ પુસ્તકો ફરી વાંચવાં ગમ્યાં નહિ અને નીચલા ધોરણમાંથી આવેલા વિદ્યાર્થીઓ સાથે બેસવામાં શરમ લાગી તેથી રઝળવા લાગ્યો. અંગ્રેજી નવલકથાના થોકડા વાંચવા શરુ કર્યા. ચિત્ત ચગડોળે ચડયું. નિશાળમાં ચોકડી પૂરાવા લાગી. નામ છેકાઇ ગયું. એક ગાંસડી ભરીને નવલો, ઇતિહાસ અને જીવન–ચરિત્રોનાં પુસ્તકો લઇ રજા પડતાં જ

પિતાજી પાસે ચાલ્યો ગયો. પિતાજી સમજે છે કે છોકરો પરીક્ષાની તૈયારી કરે છે, જ્યારે પુત્ર-રત્ન તો પોતાને નવલ-કથાના નાયક તરીકે કલ્પી અનેક હવાઇ કિલ્લા રચી રહ્યા છે! રાતે દીવાને અજવાળે ગરમી સતાવે અને વળી પતંગીઆં બળી મરે, તેથી મારી આંખોની અસાધારણ જ્યોતિનો ગર્વ કરીને હું પૂર્ણિમાના આગલા પાછલા દિવસોમાં ચંદ્રને અજવાળે નવલકથાઓ વાંચવા લાગ્યો. [દસ વર્ષ સુધી આ બેવકૂફી ચાલુ રહી. પરિણામે આંખોને ઇજા પહોંચી.] રજા ખલાસ થયે હું કાશીમાં આવ્યો. પિતાજીનું પણ કામ-પ્રસંગે આવવું થયું. જમ્યા પછી પિતાજીએ પૂછ્યું કે 'નિશાળે કયારે જવું છે?' સત્ય કહેતાં મને આજે લજ્જા આવી. જીવનમાં પહેલી જ વાર હું જુઠું બોલ્યો, 'આજે રજા છે!' પિતાજી બહાર ગયા. રસ્તે એમને મારા ધોરણના વિદ્યાર્થીઓ મળ્યા. તેઓની પાસેથી સત્ય સાંભળ્યું કે મારૂં નામ તો કાઢી નાખવામાં આવ્યું છે! પિતાજીને ઊંડો આઘાત થયો. નિઃશ્વાસ નાખીને એમણે મને પૂછ્યું 'બેટા, મારા આટલા વિશ્વાસના બદલામાં આવો વિશ્વાસઘાત! તારૂં દિલ નહોતું ચોંટતું તો મને લખ્યું શા માટે નહિ?'

એક તરફ પિતાજીનો પ્રેમ ને બીજી તરફ આ વિશ્વાસઘાતઃ રોઇ રોઇને મેં આંસુ ઠાલવ્યાં. પિતાજીએ દિલાસો દઇ મને દૂર કર્યો, પણ મને કયાંથી શાંતિ મળે! સંસારમાં મને અંધારૂં જ દેખાયું. ભૂખતરસ ઊડી ગઇ,

મારા પાપ પર અનેક તરંગો ઊઠયા. એ સંક્ષોભની અંદર પરમાત્માની અપાર કરુણાએ મને પોઢાડી દીધો. પ્રભાતે પક્ષીઓના ગાને અને ગંગા–સ્નાને મને શાંતિ અર્પી.

## અવિશ્વાસનો આદર

પેલી ઝારી, પૂજાની થાળી અને મારી નિત્યની દેવપૂજા: એ બધાં ચાલુ જ હતાં. મારી શ્રદ્ધા–ધારા અખંડ વહેતી હતી. રોજ સાંજે વિશ્વનાથનાં દર્શન કર્યા પછી જ હું વાળુ કરતો. પોષ મહિનાની એક સાંજે હું કાશીવિશ્વનાથના મંદિરમાં ચાલ્યો. ગલીમાં પેસતાં જ પહેરાવાળા પોલિસે મને અટકાવ્યો. મને કહેવામાં આવ્યું કે 'રેવા રાજ્યનાં રાણીજી દર્શને આવ્યાં છે, એ ગયા પછી જ દ્વાર ખુલશે.' હું ખસીઆણો પડી ગયો. આ રૂકાવટે મારા હૃદયને જબ્બર આઘાત પહોંચાડયો. ઊઠીને હું ચાલ્યો ગયો. પહેરાવાળાએ મને સાદ પાડયા, પરંતુ હું ન રોકાયો. રાતે ભોજન ન લીધું. પથારીમાં હું આખી રાત આળોટયો, પ્રશ્નો પર પ્રશ્નો ઊઠયા : સાચોસાચ શું આ જગત્પિતાનો દરબાર, કે જેના દ્વાર પર એક રાણી આવીને સાચા ભક્તને રોકી શકે ! આવા પક્ષપાતથી ભરેલ મૂર્તિને શું દેવતા માની શકાય ? આ મૂર્તિઓને દેવતા બનાવી કોણે ? એને બનાવનાર તો ક્ષુદ્ર સલાટ જ હોય છે ના !

વ્યાકુલતા વધી ગઇ. ઘડીક ટેલું છું, ઘડીક બેસી જાઉં છું, ઘડીક આળોટું છું. વળી પાછાં પ્રશ્નોનાં મોજાં પર મોજાં

ઊછળ્યાં : જો સાંસારિક વ્યવહારમાં પક્ષપાત છે, તો દેવતાના દરબારમાં કાં ન હોય ? શું મનુષ્યો પણ દેવતાઓ પરથી જ પક્ષપાત શીખ્યાં ? મારા સ્વચ્છંદી જીવને તો મને અશ્રદ્ધાળુ નહિ બનાવી દીધો હોય ? ગોસ્વામી તુલસીદાસજીના દોહા યાદ આવવા લાગ્યાઃ—

बार बार बर मागहुँ हर्ष देहु सिय रंग,
पद्‌सरोज अनुपावनी भक्ति सदा सतसंग

એ દુહો ગુંજવા લાગ્યો, એક કલાક સુધી આંસુનો પ્રવાહ બંધાઇ ગયો. ઇષ્ટદેવ રઘુવીરને પ્રાર્થના કરી કે 'પ્રકાશ કરો, મને દોરો.' રૂદન થંભ્યું. પ્રાચીન ગ્રીસ અને એમની મુર્તિપૂજાના ઇતિહાસ પર દૃષ્ટિ દોડી. અધરાતે નિશ્ચય કર્યો કે પાદરી લ્યુપોલ્ટ પાસે જઇ શંકાનું નિવારણ શોધીશ. વિચારમાં ને વિચારમાં કોણ જાણે કયારે આંખો મળી ગઇ.

બીજે દિવસે લ્યુપોલ્ટનો પીછો લીધો. પોતાના પંથમાં મને વટલાવવાને માટે બહુ જ પ્રસન્નતાભેર એણે મગજમારી કરી. પણ મારા ત્રણ દિવસના પ્રશ્નોથી ગભરાઇને સાહેબે મને Hopeless case (નિરાશાજનક મામલો) જાહેર કર્યો ! હું દોડયો સંસ્કૃત પંડિત પાસે. એણે મને લઘુકૌમુદી ભણાવવાનો આરંભ કર્યો. મને ઊલટો સંસ્કૃત પર કંટાળો આવ્યો. રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ પાદરીઓને પકડયા. એની સભાઓની અને એક પાદરી આચાર્યના જીવન–વ્યવહારની મને એવી મોહિની લાગી કે હું બેપ્ટીઝમ લેવા તૈયાર થયો.

એટલે સુધી વાત પહોંચી કે દીક્ષા લેવાની તિથિ નક્કી કરવા એક સાંજે હું એ આચાર્યને મકાને ગયો. બહારના અભ્યાસ-ખંડમાં એને ન જોયા, એટલે મેં અંદરના ખંડનો પડદો ખસેડયો. ત્યાં મેં શું જોયું ? એક પાદરીને અને એક બ્રહ્મચારિણી સાધવી (Nun)ને એવી ઘૃણિત દશામાં પડેલાં દેખ્યાં કે મૂઠી વાળીને હું નાસી છૂટયો. ફરી કદી ત્યાં જવાનું નામ ન લીધું. ધર્મ પરથી આસ્થા ઊઠી ગઇ. ભોળાં માનવીને ફસાવવાના બધા ફાંસલા લાગ્યા. હું તો ભક્ત કબીરનું ગીત ગાવા લાગ્યો—

આઉંગા ન જાઉંગા, મરૂંગા ન જીઉંગા,
ગુરૂકે શબ્દ પ્યાલા હરિરસ પિઉંગા;
કોઇ જાવે મક્કે લૈ કોઇ જાવે કાશી,
દેખો રે લોગો દોહું ગલ ફાંસી !

કોઇ ફેરે માલા લે કોઇ ફેરે તસ્બી,
દેખો રે લોગો યે દોનોં હી કસબી;
યહ પૂજે મઢિયાં લે વહ પૂજે ગોરાં,
દેખો રે લોગો યે લૂટ લઇ ચોરાં.

કહત કબીર સુનોરી લોઇ,
હમ નાહિં કિસી કે હમરા ન કોઇ.

પક્કો નાસ્તિક બન્યો. મારી પૂજા ગઇ. છતાં ગંગા—સ્નાન અને કસરત, એ બે તો નિત્યનાં સંગાથી રહ્યાં.

## યૌવનના ફાંસલા

વિદ્યાર્થી–અવસ્થા દરમિયાન મારા જીવનમાં એક પછી એક અપલક્ષણનો પગપેસારો થતો ચાલ્યો હતો. રજાના દિવસોમાં ઘોડેસ્વારીની સાથોસાથ શિકારની લત લાગી. દશેરાને દિવસે પિતાજી શસ્ત્ર–પૂજા કરતા તેથી શસ્ત્રોમાં જ મેં ક્ષત્રિયવટ માની લીધી. હું કાંઈ સિંહ, વાઘ અથવા જંગલી સૂવરોનો શિકાર કરીને લોકોનાં ખેતરોની રક્ષા કરતો નહોતો. નિરપરાધી પક્ષીને ગોળી છરાથી વીંધી તિસમારખાંથી કીર્તિને વરી રહ્યો હતો ! બીજી વાત વધુ મલિન છે. પાપનો પ્રત્યક્ષ પ્રવેશ મારામાં થવા લાગ્યો. હું પિતાજીનો પરમ વિશ્વાસુ હોવાથી પૈસાની તો રેલમછેલ હતી. એમાં વિલાસનું નિમંત્રણ મળ્યું. અમારા મકાનની પાસે જ એક બેઠકમાં મુજરો થયો. મુજરામાં વેશ્યા બેઠી બેઠી નાચ્યા વિના ગાય છે. મને નિમંત્રણ મળ્યું. મેં કહ્યું કે પિતાજી નાચતમાશાની વિરૂદ્ધ છે, એટલે એની રજા માગવા હું નહિ જાઉં. મિત્રોએ માર્ગ બતાવ્યો કે પિતાજી પોઢી ગયા પછી

ચોરીછુપીથી આવવું. પિતાજી સૂતા. કેસરી જભ્ભો ચડાવીને હું જલસામાં જઇ બેઠો. પ્રથમ લજ્જા આવી. પછી સંકોચ છૂટી ગયો. સહુની સાથે મેં પણ ચાર કલાકમાં પચાસ પાનપટી ચાવી કાઢી. ત્રણ બજે ચુપકીદીથી આવીને હું સૂઇ ગયો. પ્રભાતે ગળું સૂકાઇને સોઝી ગયું. પસ્તાવો થયો. પણ પ્રાયશ્ચિત્તની હિમ્મત ચાલી નહિ. મારી અને પિતાજીની વચ્ચેનો આ પહેલો અંતર્પટ હતો.

એક મહેમાને પિતાજીને આશરે આવીને મને હુક્કાની પણ લત લગાડી. પિતાજીની કૃપાનો બદલો વાળ્યો! પ્રથમ મેં મારો એકલાનો જ હુક્કો વસાવ્યો. પછી તો મિત્રોને માટે પણ માટીના જુદા જુદા હુક્કા, દરેકની ઉપર નામ લગાવીને જમાવ્યા. ધીરે ધીરે મારી ઓરડી હુક્કાનો જ અડ્ડો બની ગઇ ને રોજ સાંજે એમાં દાયરો ભરાવા લાગ્યો.

હું શૂરવીર તો બેશક હતો જ. એક વખત એક મિત્રને ઘેરથી ભોજન લઈ રાતે દશ બજે ઘેર વળતાં એક ગલીમાં કોઇને મારવા માટે એક ગુંડો ચકચકતી છૂરી લઇ ઊભેલો. ભૂલથી એ મારા પર કૂદ્યો. મારી ગરદન પકડીને એણે મારા માથાના ડાબા લમણા પર છૂરી ભોંકી દીધી. મારો હાથ મારી કમરની છૂરી પર ગયો, ને પલકમાં મારી છૂરી એની છાતી પર જોરથી પડી. ગુંડો ભાગ્યો. મારા માથામાંથી લોહીની ધાર ચાલી. ઘેર જઇ, રેશમ બાળી, પાટો બાંધી હું સૂઈ ગયો.

## યોગીરાજ !

પરંતુ આ શૌર્ય મને કેવા ગુપ્ત પાપ પ્રત્યે ઘસડી જતું હતું ! એક દિવસ હું ગંગાકિનારે ટેલતો ટેલતો આગળ વધતો હતો. ખબર પડી હતી કે ગંગાતીરે એક ઘાટ ફસકી પડયો હતો અને એની નીચે એક ગુફા બની ગઇ હતી ત્યાં એક નગ્ન યોગી રહેતો. યોગી એક જ વખત આહાર કરતો ને પ્રથમ જેવું ભોજન પહોંચે તેનો જ સ્વીકાર કરતો. તેથી સેંકડો સ્ત્રીપુરુષો ઉત્તમ વાનીઓ તૈયાર કરી યોગીરાજને જમાડવા દોડતાં. એ ઘાટ પર પહોંચતાં જ મને એક ચીસ સંભળાઇ. દોડીને ગુફા પાસે જાઉં ત્યાં મેં શું જોયું ! એક સ્ત્રીનું મસ્તક બહાર દેખાય છે, એના હાથ પકડીને કોઇક જાણે એને ગુફાની અંદરથી ખેંચી રહ્યું છે, ને એ બહાર નીકળવા મથે છે ! દોડીને મેં એના બન્ને હાથ પકડયા. ખેંચીને દુશ્મનના પંજામાંથી છોડાવવા મથ્યો. પણ મને લાગ્યું કે અંદરનો પિશાચ ઘણો જોરાવર અને કામાંધ હોવો જોઇએ. અબળાનો શ્વાસ ઘૂંટાતો હતો. મેં દૂરના પહેરગીરને બૂમ પાડી કે 'બિનાસિંહ ! બિનાસિંહ !' બિનાસિંહ ધસી આવ્યો. આવીને એણે મને જોરથી પકડયો એટલે મેં એ અબળાને બહાર ખેંચી લીધી.

સોળ વર્ષની એ યુવતી મૂર્છામાં પડી ગઇ. ત્યાં તો એક બીજી આધેડ સ્ત્રી આવી પહોંચી. મેં એ કુલટાને ઓળખી. મારા એક ગ્રેજ્યુએટ મિત્રની એ ભોજાઇ હતી; અને મેં

બચાવેલી અબળા એ ગ્રેજ્યુએટની પત્ની હતી. હું નામ નથી આપતો. મને પાછળથી પતો લાગ્યો કે પતિરાજ વકીલાતની પરીક્ષાને માટે તૈયારી કરવામાં મશગૂલ હતા અને આ ભોજાઇ પોતાના દિયરને પુત્રપ્રાપ્તિ કરાવવાની ઉમેદથી કાળા બપોરે મીઠાઇના થાળ સાથે પોતાની ભોળી દેરાણીને યોગીરાજ પાસે મોકલી પોતે બહાર ઊભી હતી! યુવતીનાં વસ્ત્રો ચીરાઇને ઊડી ગયાં હતાં, અંગે ઉઝરડામાંથી લોહી ટપકતું હતું, ને એ થરથરતી હતી. મેં બનાત ઓઢી હતી તે વતી એ અબળાનો દેહ ઢાંકી હું એને ઘેર પહોંચાડી આવ્યો. એ નગ્ન પિશાચ પર લોકોના જૂતા વરસ્યા. નાક ધરતી પર ઘસીને એણે કરગરી ફરીવાર કાશીમાં પગ ન મૂકવાની પ્રતિજ્ઞા લીધી. લોકોએ એને છોડી મૂકયો. પરંતુ હિન્દુ સમાજની અંધશ્રદ્ધા પર કેટલાં આંસુ વહાવું! ઈ. સ. ૧૮૮૧માં એજ નરપિશાચ ગંગાના ઘાટને રસ્તે બેઠેલો, અને સ્રીપુરુષો એની ગુહ્ય ઇન્દ્રિય પર પુષ્પ ને પાણી ચડાવી રહ્યાં હતાં! મેં જમાદારને પૂછ્યું કે 'આ શું?' જવાબ મળ્યો 'અરે ભાઇ, શું કરવું! ધરમની વાત ઠરી ખરી ને!'

## પ્રિયા! કે ધર્મભગિની!

પરંતુ મારૂં પતન કયાં ઉતરે તેવું હતું! એક અબળાને ઉગારવાનું વીરત્વ તો આત્માને ઊંચે લઇ જનારૂં લેખાય. પરંતુ મારી નાસ્તિકતાએ અને જૂની અંગ્રેજી નવલકથાઓમાં વર્ણવાયેલ વિચિત્ર આચાર-નિયમોએ મારા મનની ગતિ

ક્યારની યે પલટી નાખી હતી. પાશ્ચાત્ય પ્રેમશૌર્યના આદર્શને વશ બની મેં મને એક પીડાતી રમણીનો વીરરક્ષક (Knight—errant) માની લીધો. મનમાં ને મનમાં એ અબળાને હું મારી પ્રિયા (Lady-Love) અને મને પોતાને એનો સદાનો રક્ષક (Champion) કલ્પવા લાગ્યો. એ જ અરસામાં મારા મામાએ મને મદ્યપાનનો અભ્યાસ પણ મંડાવી દીધો. એટલે મેં મદ્યપ-વીર (Drinking kinght-errant)નું સ્વરૂપ ધારણ કર્યું. જો મને આપણા પ્રાચીન ઇતિહાસ પર શ્રદ્ધા રહી હોત તો હું એ પીડિત સ્ત્રીજાતિનો રક્ષાબંધુ બનીને એની રક્ષાનું વ્રત લેત અને રામાયણની જે જાનકી ઉપર મેં વારંવાર પવિત્ર અશ્રુધારા વહાવી હતી તે જાનકી મૈયાનાં જ આ અબળામાં દર્શન કરી હું એનો લક્ષ્મણજતિ બનત. પરંતુ એ વખતે તો હું આપણી સંસ્કૃતિને જંગલી અને આપણા સાહિત્યને મૂર્ખાઇનો ભંડાર સમજી બેઠો હતો !

અધઃપાતને એ માર્ગે હું બીજી વાર લપસ્યો. બે ત્રણ જ દિવસ પછી વિજયાદશમીનું તીર્થસ્નાન હતું. ચાર ઘડી રાત રહી હતી. હું મારાં ધોતી ઉપરણું બગલમાં મારી ગંગામૈયા પર જવા નીકળ્યો. બેક કદમ તો નહિ ભર્યાં હોય ત્યાં એક તરૂણ અબળાને ગભરાટભરી, સ્ત્રીઓની ભીડમાંથી મારી તરફ દોડતી આવી દીઠી. એને એકલી અસહાય દેખીને એક દુષ્ટ મર્દે એના અંગ ઉપર હાથ નાખ્યો. આ દૃશ્ય મારાથી ન

જોવાયું. દોડીને જોરથી એ અસૂરના મોં પર મેં થપ્પડ મારી દીધી, અને ગોથું ખાતો ખાતો એ કામાંધ દિવાલની ઓથ મળવાથી જ પટકાતો રહી ગયો. એ ગભરાયેલી અબળાને હું મારા મકાન પર લઇ આવ્યો અને મેં એને પૂછ્યું કે 'કોને શોધો છો?' ઉત્તર મળ્યો કે 'મારા પતિદેવથી વિખુટી પડી ગઇ છું." મારા ઘરને આશરે એને મૂકીને હું એના સ્વામીની શોધમાં ગંગાકિનારે ચાલ્યો. એ પણ બહાવરો બની પોતાની સ્રીને શોધતો હતો. મેં એને સાંત્વન દીધું અને નહાઈ ધોઈ એને મારે ઘેર લઇ આવ્યો. પતિપત્નીનો એ મેળાપ કરાવી આપવાથી મારા અંતરમાં ઊંડો હર્ષ ઊછળવા લાગ્યો હતો. મારો નોકર ગામ ગયેલો તેથી એ અબળાએ જ રસોઇ કરી ને અમે જમ્યાં. બપોરે તે દંપતીને ઉપરના માળ પર ઉતારો આપી હું બહાર ચાલ્યો. એ અબળાનો સ્વામી પણ દશેરા જોવા નીકળી પડયો. સાંજે છ બજે હું ઘેર પાછો આવ્યો અને એ સમયે હું પ્રલોભનમાં ફસાઇ ગયો. હાય! કૈં વર્ષોની કમાણી એક કલાકમાં ડૂબી ગઇ. એ રાતે મેં ખાધું નહિ. આખી રાત વ્યાકુલ બની રહ્યો. બીજે દિવસ પ્રભાતે પુનઃ રામાયણનું સ્મરણ થયું. ગંગાસ્નાન પછી મારા મિત્રને ગામ જવા ચાલી નીકળ્યો. ચાર ગાઉને અંતરે આવેલા એ ગામમાં ભૂખ્યો ને તરસ્યો પહોંચ્યો. મિત્રની સમક્ષ મારા પતનની કથની કહી સંભળાવી. બિમાર બંધુ પોતાની બિમારી ભૂલી ગયો ને મને દિલાસો દેવા લાગ્યો. બધી વાત સાંભળીને મને એણે નિર્દોષ ઠરાવ્યો. એ

સદાચારી સ્નેહીએ વિવાહ પૂર્વેની પોતાની પતિત હાલત યાદ કરી પાપનું પ્રાયશ્ચિત બતાવ્યું. બે દિવસ રહીને હું પાછો કાશી આવ્યો ને મારાં કર્મો ધોવાતાં હોય તેવું સૂચવનારી એક ઘટના બની.

પેલી જે અબળાને મેં ગુફામાંથી ઉગારી હતી, તેનો પતિ મારી પાસે આવીને મને કહેવા લાગ્યો કે 'ભાઇ, મારી પત્નીએ તમને જમવાનું નિમંત્રણ મોકલાવ્યું છે.' હું બીજે દિવસ ત્યાં જતા પહેલાં, પ્રભાતે સીતાહરણની કથા ફરીવાર વાંચી, આંસુ વહાવી, હૃદયને નિર્મળ કરી ચૂકયો હતો. સાથે ફળ લઇ ગએલો. જઇને તુરતજ એ ફળ એ અબળાની સમક્ષ ધરીને કહ્યું 'બહેન રાજરાણી, આ તારે માટે લાવ્યો છું.' રાજરાણીના હૃદય પર આ શબ્દોની કેવી પુનિત અસર થઈ હતી તે એના સ્વામીએ મને પાછળથી કહ્યું હતું. અને એ દેવીના પાવનકારી પ્રેમનું દર્શન મને પણ તુરત જ થઇ ગયું. ભાઇબીજ આવી. પ્રત્યેક ભાઇબીજને દિવસે મારા ભાલમાં ચાંદલો કરનારી, મારે કાંડે રાખડી બાંધનારી અને મારા ખોળામાં મીઠાઇ દેનારી, મારી યજ્ઞોપવિત-ક્રિયા વખતની પેલી ધર્મભગિની તો કાશીમાં નહોતી. મને આજ એ બહેન સાંભરી આવી. ત્યાં તો એકાએક કોઇનો મીઠો, મમતા-ભર્યો ટૌકાર સંભળાયો : 'વીરા ! ભાઈબીજનો ચાંદલો કરવા આવી છું.'

ચમકીને મેં નજર કરી. બહેન રાજરાણીને પોતાની સાસુ સાથે આવેલ દીઠી. નમન કરીને મેં શિર પર ટોપી પહેરી, ગળે દુપટ્ટો વીંટયો. બહેને મને ચાંદલો કર્યો, રક્ષાનું વ્રત લેવરાવ્યું અને મીઠાઇ ધરી. બહેનને મેં બે રૂપિયા આપીને વિદાય દીધી. કલુષિત અંતર જાણે કે ધોવાવા લાગ્યું. પ્રાયશ્ચિત્તનાં નીર વહેતાં થયાં. આ વખતથી મેં સ્ત્રીઓનો સમાગમ ત્યજ્યો, માતાજીના પિછાનવાળા પરિવારમાં પણ જવાનું છોડયું.

## પાપનું પરિબળ

પ્રત્યેક પાપ કેમ જાણે મારી યુવાવસ્થામાં જ મારી સાથેની લેણદેણ પતાવી દેવા માગતું હોય ને! એટલે મદ્ય અને માંસની સાથે જુગારનો પણ હું ભોગ થયો. જુગાર ન રમીએ તો ગધેડાનો અવતાર આવે, એવો વહેમ હોવાથી હું પ્રથમ તો મારા પરિવારની અંદરજ કોડીઓ તથા રેવડીઓથી રમ્યો. પરંતુ બીજી જ રાતે લોભ લાગી ગયો. દોઢસો દોઢસો ને બસો આના સુધીનો દાવ ખેલવા લાગ્યો. કોઇ વાર પચાસ રૂપિયા સુધી જીત્યો તો કોઇ સાઠ સુધી હારી ગયો.

એક વાર ચારસો રૂપિયા જીતીને ઊભો થઇ ગયો. કેમકે મને મારા દુરાચારી જુગારી ભેરૂઓની ગંદી ભાષા પર તિરસ્કાર વછૂટયો. પછી આવ્યું મદ્યપાન. એફ. એ. [કોલેજનું પહેલું વર્ષ]ની પરીક્ષામાં નાપાસ થયાની વેદનાને મેં શરાબના શીશામાં ડુબાવી. પિતાજી રાતે ભોજન લઇ નવ બજે પોઢી જતા, એટલે રાત્રીનું રાજ મારા હાથમાં આવતું. મેજ પર 'એક્ષો નંબર વન'ની બ્રાંડીનો શીશો અને પ્યાલીઃ અને હાથમાં *Locke on Human understanding અથવા Bacon's Advancement of Learning and Essays! એક તરફથી ફિલ્સુફીના સિદ્ધાંત પર સિદ્ધાંતનું વાચન અને બીજી તરફ પ્યાલીનું સુરાપાન! સાત દિવસમાં તો સુતા પહેલાં રોજીંદી આખી બાટલી ખલ્લાસ થવા લાગી. પિતાજી તો મેજ પર પુસ્તકો પડેલાં ભાળીને સમજે કે દીકરો તનતોડ તૈયારી કરે છે પરીક્ષાની! સાત માસ આમ ચાલ્યું. અલીગઢ ટર્મ ભરવા ગયો. ગણિતના પ્રોફેસરને ઘેર અતિથિ બન્યો. એ પણ પીતા હતા. એટલે અમે બન્નેએ પીવાની હદ ન રાખી.

એમ કરતાં એક વાર હુતાશની આવી. ધૂળેટીની સાંજે અમને સહુ મિત્રોને ગુંડા બનવાનો તરંગ ઉપડયો. અમે ચાર જણ હતા. બે એકા ભાડે કર્યા. જાંગ સુધી ઊંચી ધોતી પહેરી. બે ખભા પર બે દુપટ્ટા લગાવ્યા. માથાની

*ફિલ્સુફીનાં અંગ્રેજી પુસ્તકો

ચોટલી ઊભી બાંધી. ઉઘાડાં માથાં : કમરમાં છૂરી : ને હાથમાં લીધા ડંડા. અકકેક એકા પર બબ્બે જણા બેસી ચાલી નીકળ્યા. ઠણુણુ ! ઠણુણુ ! એકા ચાલ્યા જાય છે. ઊતરીને અમે એક જાનના જાનૈયાની ગિર્દીમાં ઘૂસી ગયા. ધક્કામુક્કી લાગતાં જ એક ગુંડાની ટોળી અપશબ્દો બોલતી અમને ધક્કા દેવા લાગી. અમારામાંથી બે જણા સરસ લાઠી ચલાવી જાણતા હતા. એટલે મારામારી મંડાઇ ગઇ. અમે એ લોકોને વધારે ટીપ્યા. પોલિસ આવે ત્યાં તો અમે એકા પર કૂદી પવનની માફક ઊડી ગયા. ઘેર પહોંચી સભ્ય વિદ્યાર્થીઓનો વેશ પહેરી લીધો. અમારો પત્તો તો કોઇને ન લાગ્યો પણ દસ પંદર બીજા ગુંડા પકડાયા. નિશ્ચય કર્યો કે હવે વેશ નહિ કાઢીએ, ત્યાં તો ત્રીજે જ દિવસે નવો તરંગ ઊઠયો.

કાશીમાં હોળી પછીના પહેલા મંગળવારની સાંજથી શરુ કરી ગુરૂવારની આખી રાત સુધી ગંગામાં નૌકાઓ તરે છે, અને એમાં નાચ–તમાશા થાય છે, સાત સાત હોઠીઓ એક સાથે બાંધી મોટા ઓરડા રચાય છે, ને એમાં વારાંગનાના નાચ ચાલે છે. અમે પણ એ નાચનો તરતો જલસો નિરખવા હોડી ભાડે કરીને શણુગારી લીધી, ગાલીચા બિછાવ્યા, સિતાર–તબલાંનો પણ રંગ જમાવ્યો, અને વાવટા પર લખ્યું કે “knowledge is power !” બીજી બાજુ લખ્યું “ગાઢી કંપની.” બસ, પછી તો કોની મગદૂર કે

અમારી હોડીને રોકી શકે? જ્યાં જઇએ ત્યાં બીજી હોડીઓ હઠીને અમને રસ્તો આપે. પોલીસોની નૌકાઓને પણ ચીરતી અમારી હોડી તમામ નાચતમાશાને ઠેકાણે પહોંચી જતી. શુક્રવાર સવાર સુધી અમે સેલ કરી. ઘેર આવતાં જ મારા અંતરમાં ગમગીની છવાઇ ગઈ. આ વિલાસોની વિરૂદ્ધ મારા અંતરાત્માની અંદરથી અવાજ ઊઠયો, પરંતુ હું તો એ કાદવમાં ઉતરતો જ જતો હતો. ભાંગ પીવાનો અભ્યાસ પણ મિત્રમંડળમાં થઈ ચૂકયો.

## મથુરાના ચોબા

પિતાજી મથુરામાં આસી. પોલીસ ઉપરી નીમાયા. અને તે તીર્થધામમાં મને બે દૃશ્યો જોવા મળ્યાં, કે જે હું કદી નહિ ભૂલું. એક તો ચોબાઓનું બ્રહ્મભોજન અને બીજી ગોકળિયા ગોંસાઇજી લીલા.

હું ગયો એટલે પિતાજીએ ચોબાને જમાડવાનો વિચાર કર્યો. અમારા ચોબાજીએ પૂછ્યું "કહો યજમાનજી, મણના દસ નોતરૂં, કે મણના ચાર?" હું ચકિત થયો. શું દસ દસ શેરના અથવા ચાર ચાર શેરના વજનવાળા ચોબા પણ થાય છે? ના, અર્થ એ હતો કે એક મણ મિષ્ટાન્નને ચટ કરી જાય તેવા દસ અથવા ચાર ચોબા! એમ ઠર્યું કે 'મણના ચાર' વાળા નોતરવા. ચારની જોડી તૈયાર જ હતી, અને એનાં નામ હતાં, સોટો, મોટો, છોટો ને લગોટો! નોતરાની સાથોસાથ જ અકકેક દાતણ અને નવટાંક નવટાંક

ભાંગ મોકલવામાં આવ્યાં. નહાવા જતી વેળાએ જ ચોબાજી છીપર પર ભાંગ વાટી એની ગોળી કરી ગળા નીચે ઉતારી ગયા. આઠ બજે કૃષ્ણગોપલીલા ગાતા ગાતા ને નાચતા કૂદતા એ અમારે ઘેર પહોંચ્યા. એના ચરણો ધોવામાં આવ્યા. આસન પથરાયું. આજ્ઞા થઇ કે 'લાવો યજમાનજી ભોગ-વિલાસી !' પોણો રતલ ભાંગ ભીંજાવી રાખેલી, એ ચોબાજીએ વાટી, અંદર બદામ એલચી ભેળવી દૂધ નાખ્યું, થોડી થોડી પ્રસાદી એણે અમને વહેંચી, બાકીની ચોબાજી ચડાવી ગયા. અગીઆર બજે ભોજન તૈયાર થયું. કહ્યું કે 'ચોબાજી, પધારો !' પણ ચોબાજી કયાંથી ચાલે ? આંખો બંધ છે. બોલ્યા કે 'યજમાનજી, આસન પર દોરીને લઇ જાઓ.' હાથ પકડીને ઊભા કર્યા, ચરણ પખાળ્યા ને પાટલે બેસાડયા. પ્રથમ ત્રણ ત્રણ રતલ મલાઇ પેટમાં પડી, એટલે આંખો ઊઘડી, ને માગવું શરૂ થયું. ચાર ચાર રતલ પેંડાઃ તે ઉપર શાકભાજી સહિત ત્રીસ ત્રીસ પુરીઓનો થરઃ પછી હલવો ને અંતમાં મલાઇની પૂર્ણાહુતિ. અમે એના હાથ ધોઇને હથેળીઓમાં અકકેક રૂપિયો દક્ષિણા ધરીને પછી પ્રણામ કર્યા. પણ તો યે ચોબાજી ઊભા રહ્યા. કહે કે 'યજમાનજી, હવે સત્યાનાશી પણ મળવી જોઇએ.' નવટાંક નવટાંક ભાંગ ફરીવાર દીધી ત્યારે ચોબાજી ચાલ્યા. પિતાજીને ભય હતો કે આ બિચા-રાનાં પેટ ફાટશે તો પોતાને બ્રહ્મહત્યા લાગશે ! પણ સાંજે હું જ્યારે એ લોકોના સ્થાન પર ગયો ત્યારે પેલી 'સત્યા-

નાશી'ના રગડા વડે તમામ આહારને ભસ્મ કરીને એ ચારે જણા તો કુસ્તી લડી રહ્યા હતા ! અને રાહ જોતા હતા કે કોઇ હરિનો લાલ લાડુ ખવરાવનારો મળી જાય !

## ગોંસાઇ-લીલા

હવે ગોંસાઇજીની લીલા કહું : દક્ષિણના એક ડેપ્યુટી કલેક્ટર વ્રજયાત્રા માટે આવેલા હતા. સાથે પોતાની પત્ની દીકરો ને દીકરી હતાં. પુત્રી પંદર વર્ષની હતી. અંગ્રેજી પણ ભણેલી હતી. મને આ કુટુંબનો પરિચય કાશીથી થઇ ગયેલો. એક દિવસ ગોપાલ મંદિરમાં ઉત્સવ હતો, સાંજના પાંચનો સમય હતો. મારી સાથે એક પોલીસ અમલદાર હતો. એ કહે કે 'ચાલો ભાઇ, ગોસાંઇજીના અંદરના મહેલની સેલ કરાવું.' અમે તો ચાલ્યા. અમને કોણ રોકે ? 'સંન્યાસી, ગુરૂ ને ચપરાસી' એ ત્રણને કોઇ ન અટકાવી શકે. કેટલા યે ઓરડા ! અને કેટકેટલી ભૂલભૂલામણીવાળા રસ્તા ! પાંચ મીનીટ ફર્યા ત્યાં વેદનાની ચીસ સંભળાઈ. ધક્કા દઈને પાસેના ઓરડાનું કમાડ ખોલી અમે અંદર પહોંચ્યા. જોઇએ તો એક અબળા કુમારીને ગોંસાઇજી પોતાની પાસે ખેંચી રહ્યા છે, ને અબળા નાસી છૂટવા મથે છે; પાસે એક આધેડ સ્ત્રી ઊભી છે. અમને જોતાં જ ગોંસાઇઓએ કુમારિકાને છોડી સામેની કૃષ્ણની પ્રતિમા પ્રતિ આંગળી કરીને કહ્યું 'આ મૂર્તિ ભાળીને એ બિચારી ગભરાઇ ગઇ હતી એટલે હું એને શાન્ત પાડતો હતો.' તુરત કુમારી બોલી ઊઠી કે

'Don't believe him sir ! He cought hold of me while I was touching his feet. Then I cried. O ! take me to my father.' [ એની વાત ન માનશો હો મહાશય ! હું એનો ચરણસ્પર્શ કરતી હતી ત્યાં જ એણે મને પકડી એટલે જ મેં ચીસ નાખી. ઓહ ! ભલા થઇને મને મારા પિતા પાસે લઇ જાઓ ! ]

હું એ અબળાને એના પિતા પાસે લઇ ગયો. એ પણ પુત્રીને જ શોધતા હતા. પેલી આધેડ સ્ત્રી જ એને પૂજાને નિમિત્તે અંદર લઇ ગઇ હતી, અને પોતે ચરણસ્પર્શ કરીને એ કુમારિકાને આગળ કરી દીધી હતી……આ પોતે જ દક્ષિણના ડેપ્યુટી કલેક્ટર હતા. પેલી પણ એની જ પુત્રી હતી. મૂર્તિપૂજા પરથી શ્રદ્ધા ગુમાવીને એ પોતાના દેશમાં ચાલ્યાં ગયાં અને તીર્થક્ષેત્રોનાં પાપો મને પ્રત્યક્ષ થઇ ચુકયાં.

## લગ્ન–જીવન

જાલંધરના એક પ્રસિદ્ધ શાહુકારની પુત્રી વેરે મારૂં લગ્ન કરવામાં આવ્યું. ઉમેદ હતી કે મને યુવાન સ્ત્રી મળશે. પણ માયરામાં બેસતી વેળા જોયું કે એ તો બાર વર્ષની જ

બાલિકા હતી. તો પણ મેં નિશ્ચય કર્યો કે હું પોતે જ એને ભણાવી ગણાવી નવલકથાઓના મારા મનોરથો સફળ કરીશ. આ વિચારમાંથી મને ઘણું સાંત્વન મળ્યું. પરંતુ ત્યાં તો મને એનું મુખ જોવાનો યે લહાવો ન મળ્યો. પરણી ઊતર્યાં કે તુરત એનાં પિયરીઆં એને પિયર ઉપાડી ગયાં. એક માસ પછી આણું વાળવામાં આવશે એ સાંભળીને મને ધીરજ આવી. પરંતુ ફરીવાર પણ એને બે ત્રણ દિવસ રાખી, અમારો મેળાપ પણ થવા દીધા વિના, મોટાભાઈઓએ એને પિયર વળાવી દીધી. ત્યાર પછી ત્રીજી વાર પિતાજીની આજ્ઞાથી જલંધરથી હું પોતે જ મારી પત્નીને હોંશેહોંશે તેડી લાવ્યો. પહેલવહેલા પ્રણયાલાપની અંદર જ નવલકથા માંહેથી રચેલા મારા હવાઇ કિલ્લા તૂટી પડયા. પણ નવો ભાવ ઉત્પન્ન થયો કે જે અબળા મારે આશરે પડી ગઇ છે તેને હું મારે હાથે જ ગુણવંતી બનાવી લઇશ. એ વિચારથી મારા અંતરમાં દયા અને રક્ષાનો ભાવ જન્મ પામ્યો.

અમારો ગૃહસંસાર ચાલુ થયો. દિવસે તો એ મારી પછી જ ભોજન કરતી, પણ રાતે મને આવતાં મોડું થાય ત્યારે પિતાજીને જમાડી લઇ અમારી બન્નેની રસોઇ મેડી પર મગાવી લેતી, અને હું આવું ત્યારે શગડી પર ગરમ કરી મને જમાડયા પછી પોતે જમતી. આ સમય દરમ્યાન હું દારૂની લતે તો બેહદ ચડી ગયો હતો. એક દિવસ રાત્રિયે હું ઘેર આવતો હતો. રસ્તે એક મિત્રે મને રોકી પાડયો

અને આગ્રહ કરીને પ્યાલી લેવરાવી. પછી વાતોએ ચડયા. એ ના પાડતા રહ્યા ને હું ચાર પ્યાલી ગટગટાવી ગયો. દારૂ ચડયો. મિત્રો મને વેશ્યાના ઘરમાં તેડી ગયા. પહેલી જ વાર મેં વેશ્યાના ઘરમાં પગ દીધો ! કોટવાળ સાહેબના પુત્રને દેખી તમામ વેશ્યાઓ ઝુકી ઝુકી સલામો ભરવા લાગી. મુજરાની તૈયારી થવા માંડી, ત્યાં તો મારા મોંમાંથી કોણ જાણે શું નીકળ્યું ને આખું ઘર કાંપવા લાગ્યું. ' નાપાક ! નાપાક !' કરતો હું નીચે ઊતર્યો. લથડિયાં લેતો ઘેર પહોંચ્યો. નોકરે બૂટ ઊતાર્યાં. ઉપર ચડવા જાઉં, પણ ઊભું જ થવાયું નહિ એવો ચકચુર હતો ! બે નોકરોને ખભે ટેકો દઈને ચડયો. પરંતુ ઊલટી તો વધવા જ લાગી.

એ સમયે એક નાજુક આંગળીઓ વાળો હાથ મારા મસ્તક પર પંપાળવા લાગ્યો ને મેં ખુલાસાથી ઓકી કાઢ્યું. મારી દેવીના હાથમાં જાણે હું બાળક બની ગયો. એણે મને કોગળા કરાવ્યા, મોં લુછ્યું, અંગરખું બગડ્યું હતું તે ફેંકી દીધું ને મને ઝાલીને અંદર લઇ ગઇ. પલંગ પર સુવાડી મને ચાદર ઓઢાડી. બેસીને મારૂં માથું દાબવા લાગી. કરૂણા અને શુધ્ધ પ્રેમથી ભરેલું એ મોં હું કદી નહિ ભૂલું. જાણે મારી માતાની છત્રછાયા તળે અખંડ શાંતિથી પોઢી ગયો. ગાઢ નિદ્રા આવી ગઈ. રાતે એક બજે મારી આંખ ઊઘડી ગઇ. જોઉં છું તો પંદર વરસની એક બાલિકા ચુપચાપ બેઠી બેઠી મારા પગ દાબી રહી છે.

મને એણે પાણી આપ્યું. શગડી પરથી ગરમ દૂધ ઉતારી, તેમાં સાકર મિલાવી મારા હોઠે ધર્યું. દૂધ પીધા પછી મને તાકાત આવી. એ મધરાતનું દૃશ્ય દેખતાં મસ્તકમાંથી અંગ્રેજી નવલકથાઓ નીકળી ગઇ, અને તુલસીદાસજીએ આલેખેલી ઘટનાઓ દૃષ્ટિ સન્મુખ હાજર થઈ. એને નજીક બેસાડીને મેં પૂછ્યું ‘દેવી! તું જાગતી જ બેઠી છે? વાળુ પણ નથી કર્યું?’ જવાબ મળ્યો ‘તમે ભોજન કર્યા વગર હું શી રીતે ખાઉં? અત્યારે હવે ખાવામાં શી મઝા છે?’ એ સમયની મારી દશા કલમથી તો નથી વર્ણવી શકાતી. મારા પતનની બન્ને કથાઓ એને સંભળાવીને મેં એની ક્ષમા માગી. ઉત્તરમાં એણે કહ્યું ‘આવું આવું સંભળાવીને મારા પર પાપ કાં ચડાવી રહ્યા છો? મને તો એક જ શિક્ષણ મળ્યું છે કે મારે સદા તમારી સેવા જ કરવી.’

અમે બન્ને જમ્યા વિનાનાં જ સૂઇ ગયાં. વળતા પ્રભાતથી મારા જીવનમાં પલટો આવ્યો.

## મારી દેવી

બીજે જ દિવસે દારૂના પારસી ઇજારદારને ત્યાંથી અત્યાર સુધી ચડી ગયેલા રૂા. ૩૦૦નું બીલ આવ્યું ત્રણચાર દિવસની મુદત માગીને એ ઉઘરાણી મેં પાછી તો વાળી, પરંતુ મારા મોં પર ગ્લાનિ છવાઇ ગઇ. શિવદેવી (મારાં પત્ની)એ મને જમાડતી વખતે ગ્લાનિનું કારણ પૂછ્યું. અને હવે તો અમારી બન્ને વચ્ચે કોઇ પણ વાતનો અંતર્પટ કયાં હતો? મેં બધું સ્પષ્ટ કહી

બતાવ્યું. એ વખતે તો દેવી ચુપ રહી. પણ મને કોગળા કરાવી, મોં ધોવરાવી, પોતે જમવા બેઠા પહેલાં જ પોતાનાં સોનાનાં કડાં ઉતારીને મારી પાસે લાવી. હું ચકિત થઇ ગયો.

'અરે દેવી!' મેં લજવાઇને કહ્યું 'આવું તે કાંઇ બને? તને આભૂષિત કરવી જોઇએ તેને બદલે શું હું તારાં આભૂષણો ઉતારી લેવાનું પાપ કરૂં?'

'આમ જુઓ!' દેવીએ કડાની બીજી જોડ બતાવીને મને ફોસલાવ્યો. 'આ એક જોડ પિયરની ને એક જોડ સાસરાની દીધેલી છે. એટલે મારે તો બેમાંથી એક જોડ નકામી જ પડી છે. વળી એ તો મારી મિલકત છે ને! આ દેહ તમારો છે. તો પછી ધૂળ જેવાં કડાં લેવામાં તમને શાનો સંકોચ હોય? ને વળી, તમારી ચિંતાઓ ટળી શકતી હોય તો શું આ સોદો મોંઘો છે?'

એના ઉદ્‌ગારો તો પંજાબી ભાષામાં હતા, ને એના અનુવાદમાં કદાચ મારાથી વધારો પણ થઇ ગયો હશે; પરંતુ ભાવ તો આ જ હતો. કડાં વેચીને હું દારૂના દેવામાંથી મુક્ત થયો. પ્રલોભનથી બચવા ખાતર થઇને બાકી વધેલા રૂપિયા પણ મેં દેવીની પેટીમાં જ મૂકાવ્યા, અને મન સાથે ગાંઠ વાળી કે કમાવા લાગીશ ત્યારે પહેલાં પ્રથમ તો આ લીધા છે તેટલા રૂપિયાનો દાગીનો જ દેવીને ઘડાવી દઇશ.'

# અજવાળાંનો ઉદય

## સિંહ અને સંન્યાસી

પ્રયાગમાં સાંભળ્યું કે ત્રિવેણીને પેલે પાર જંગલમાં સિંહને પાળનાર એક યોગી રહે છે, દિવસભર એ અદૃશ્ય રહે છે અને રાતે જ મળે છે. હું એનાં દર્શને ચાલ્યો. રાતે દસ બજે એ આશ્રમે પહોંચ્યો, તો ત્યાં એક વૃદ્ધ, કૌપીનધારી મહાત્માને મેદાનમાં સમાધિસ્થ બેઠેલા દેખ્યા. ત્રણ બજ્યા સુધી ન તો એ તપસ્વીની સમાધિ ખુલી, કે ન તો અમારી આંખ બીડાઇ. બરાબર ત્રણ બજે સિંહની ઘોર ગર્જના સંભાળાઇ. જોતજોતામાં તો એ વિકરાલ વનરાજ કોઇ જટાધારીની માફક પોતાની કેશવાળી હલાવતો ને મશાલો જેવી આંખો ટમકાવતો સડેડાટ યોગીરાજની સામે આવતો દેખાયો. આવીને એ અવધૂતના ચરણો ચાટવા મંડયો. યોગીએ આંખો ઉઘાડીને કેસરીના મસ્તક પર પ્યારભર્યો હાથ ફેરવ્યો. ફેરવીને કહ્યું 'તું આવ્યો બચ્ચા! સારૂં, હવે ચાલ્યો જા.' ગુરૂદેવના ચરણોમાં મસ્તક મેલીને એ વનરાજે જંગલની વાટ લીધી. દેખીને હું સ્તબ્ધ બની ગયો. હું મહાત્માના ચરણોમાં પડી ગયો. મારાથી બોલાઇ ગયું કે 'ઓહોહો યોગીવર! આટલો ચમત્કાર!' ઉત્તર મળ્યો કે 'ચમત્કાર કશો જ નથી બેટા! પરંતુ બનેલું એવું કે આ સિંહને કોઇ

શિકારીની ગોળી લાગેલી. એના પગ પર જખમ થવાથી એ બિચારો ચાલી શકતો નહોતો, અને પડયો પડયો આર્તનાદ કરતો હતો. એ તરસ્યો પણ હતો. મેં જઇને એને પાણી પાયું, ને જંગલની એક વનસ્પતિ વાટીને જખમ પર પાટો બાંધ્યો. પાટો બાંધતો ગયો તેમ એને આરામ આવતો ગયો. દવા ચોપડતી વેળા રોજ એ મારો પગ ચાટતો અને આરામ થયા પછી પણ એની એ ટેવ નથી છૂટી. તેથી જ એ રોજ મારી સમાધિને સમયે મારા પગ ચાટવા નિયમિત આવ્યા જ કરે છે. નક્કી સમજજે બેટા, કે અહિંસા અને સેવા અફળ નથી જાતાં.'

કોઇક અદૃશ્ય હાથ જાણે મારી નાસ્તિકતાનાં રૂદ્ધ દ્વાર હચમચાવવા લાગ્યો અને એ દ્વાર ભેદાવાનો પ્રસંગ પણ તુરત જ આવી પહોંચ્યો.

## ગુરૂ–દર્શન

'બેટા મુન્શીરામ,' પિતાજીએ એક દિવસ કહ્યું 'એક દંડી સંન્યાસી આવ્યા છે. એ મહા વિદ્વાન યોગીરાજ છે. એની વક્તૃતા સાંભળીને તારા બધા સંશયો દૂર થઇ જશે. માટે કાલે તું મારી સાથે આવજે.'

બીજે દિવસે હું પિતાજીની સાથે વ્યાખ્યાનમાં ગયો. મનમાં તો થયું કે ફક્ત સંસ્કૃત જ જાણનારો એ સાધુ બુદ્ધિની શી વાત કરવાનો હતો ! પણ જતાં જ એ દિવ્ય

આદિત્યમૂર્તિને જોઈને મારા અંતરમાં આપોઆપ શ્રદ્ધાનો સંચાર થયો. પાદરી સ્કોટને અને બીજા યુરોપીઅનોને ત્યાં આતુર બની બેઠા જોઈને મારી શ્રદ્ધા વધી. દસ જ મીનીટ વ્યાખ્યાન સાંભળ્યું ત્યાં વિચાર ઉપડયો કે 'ઓહોહો ! અજબ પુરુષ ! કેવળ સંસ્કૃત જાણતો છતાં આટલી દલીલભરી વાતો કરી શકે !' ૐ પરનું એ વ્યાખ્યાન હતું. ને એ વ્યાખ્યાતા બીજા કોઇ નહિ, દયાનંદ સરસ્વતી જ હતા. મારો નાસ્તિક આત્મા એ વાણી–ગંગાના પ્રવાહમાં નહાઇ આનંદ અનુભવવા લાગ્યો.

રોજરોજ વ્યાખ્યાન થવા લાગ્યાં. પિતાજીએ તો મૂર્તિપૂજા વિરૂદ્ધનું વ્યાખ્યાન મંડાતાં જ આવવું બંધ કર્યું. પણ મારી આસ્થા વધવા લાગી. દરરોજ પહેલવહેલો પહોંચીને એ ઋષિને પ્રણામ કરનાર હું જ હતો. પણ કેવળ વ્યાખ્યાનોમાં જ હું ન મોહાઇ ગયો. સાંભળ્યું કે રોજ પ્રભાતે સાડા ત્રણ વાગે કેવળ એક કૌપીનભર હાથમાં ડંડો લઇ ઋષિજી નીકળી પડે છે, તે સવારે છ બજે પાછા વળે છે. એટલા વહેલા બહાર ભટકવામાં શો ભેદ સમાયો હશે ? એક દિવસ રાતે મેં એનો પીછો લીધો. આગળ ઋષિ ને પાછળ હું : થોડીવાર ધીમે ધીમે ચાલ્યા પછી એમણે એટલો વેગ પકડયો કે મારા જેવો ઉતાવળી ગતિવાળો જુવાન પણ એને દષ્ટિમાં ન રાખી શકયો. આગળ જતાં ત્રણ રસ્તા ફાટયા. ન સમજાયું કે ઋષિ કઈ

બાજુ ગયા. બીજી રાતે પ્રથમથી જઈને એ ત્રિભેટા પર હું છુપાઈ રહ્યો. એ વિશાળ રૂદ્રમૂર્તિને દેખી હું ભાગવા લાગ્યો. જોયું કે ઋષિ તો રસ્તે એકાદ માઈલની દોટ પણ કાઢી લેતા ધસી રહ્યા છે. એમ કરતાં કરતાં દૂર એક પીપળો આવ્યો. યોગી એની નીચે બેઠા. આસન વાળીને સમાધી ચડાવી. મેં ઘડીઆળમાં જોયું. સમાધી બરાબર દોઢ કલાક સુધી ટકી. સમાધી પૂરી થયે ઊઠીને એ તપસ્વી આશ્રમ તરફ વળ્યા. હું તો શ્વાસ લઈ ગયો !

કેવા નિર્ભય પુરુષવર ! એક વ્યાખ્યાનની અંદર પોતે પુરાણની અસંભવિત અને આચારભ્રષ્ટ કથાઓનું ખંડન કરી રહ્યા છે; પાંચ પતિવાળી સતી દ્રૌપદી વગેરે પર પ્રહારો ચાલે છે. એના હાસ્ય-છલકતા મર્મપ્રહારોથી ત્યાં બેઠેલા પાદરી સ્કૉટ, કમીશ્નર, કલેકટર અને ૧૫–૨૦ અન્ય અંગ્રેજો હસવું રોકી શકતા નથી. એ જોઈ તુરત સ્વામીજીએ વાત પલટાવી; ‘પુરાણીઓની તો આવી લીલા છે, પણ હવે કિરાણીઓ (ખ્રિસ્તીઓ)ની લીલા સાંભળો ! કેવા ભ્રષ્ટ એ લોકો, કે કુમારી મેરીને પુત્રોત્પત્તિ થયાનું બતાવી એનો દોષ શુદ્ધ-સ્વરૂપ પરમાત્મા પર ઢોળે છે !’ સાંભળતાં જ કમીશ્નર-કલેકટરની, મૂખાકૃતિઓ રોષથી લાલઘૂમ થઈ. પરંતુ ઋષિનું વ્યાખ્યાન તો ચાલુ જ રહ્યું અને આખર સુધી ઇસાઈ મતનું જ ખંડન થયા કર્યું. કોઈની મગદૂર નહોતી કે ઊઠી શકે !

'તમારા પંડિતને કહી આપો, કે આટલી કટુતા ન વાપરે. અમે ખ્રિસ્તીઓ તો સભ્ય છીએ. વાદવિવાદથી ઉશ્કેરાતા નથી, પરન્તુ કોઇ ઝનૂની હિન્દુ મુસલમાન કોપાશે તો એનાં ભાષણો અટકાવી દેશે.'

આ શબ્દો, વળતા જ પ્રભાતે કમીશ્નર સાહેબે સ્વામી દયાનંદના અગ્રગણ્ય અનુયાયી ગૃહસ્થ ખજાનચીજીને બોલાવીને સંભળાવી દીધા. એ ગૃહસ્થની છાતી નહોતી કે સ્વામી દયાનંદની સન્મુખ જઇને આ સંદેશો પહોંચાડે. અન્ય સહુએ પણ એ કામ કરવાની ના પાડી. એટલે મને નાસ્તિકને હડસેલવામાં આવ્યો. મેં તો ત્યાં જઇને ઋષિજીને એટલું જ કહ્યું કે 'ખજાનચી આપને કંઇક કહેવા માંગે છે. કેમકે કમીશ્નર સાહેબે એમને બોલાવ્યા હતા.' હું તો છૂટયો અને બધી આફત ખજાનચીને માથે ઉતરી પડી. એ બિચારા તો ગળું ખોંખારતા, માથું ખજવાળતા, ઋષિજીની સામે પાંચ મીનીટ સુધી થંભી ગયા. ચકિત થઇને ગુરૂજી બોલ્યા :

'ભાઇ, તમારે તો સમયની કિંમત નથી, પણ મારે માટે તો સમય અમૂલ્ય છે. એટલે કહેવું હોય તે જલદી કહી નાખો ?'

'મહારાજ ! વ્યાખ્યાનમાં કડવાશ ન આવે તો કશી અડચણ છે ? અંગ્રેજોને નારાજ કરવા ઠીક નહિ; વળી એથી અસર પણ સારી થવાની.' ખજાનચીજી થરથરતા થરથરતા બોલ્યા.

'અરે રામ !' હસીને મહારાજ બોલ્યા, 'આમાં એવી તે શી વાત હતી કે તમે થોથરાઈ રહ્યા છો ? નાહક મારો સમય નષ્ટ કર્યો. સાહેબે કહ્યું હશે કે તમારો પંડિત કડવું બોલે છે, ભાષણ બંધ થઈ જશે, આ થશે, ને તે થશે, એટલું જ ને ! અરે ભાઈ, હું કાંઈ વાઘ દીપડો નહોતો કે તમને ખાઈ જાત ! એણે તમને જ કહ્યું હતું તો તમે સીધા મને કાં ન કહી ગયા ? નકામો મારો આટલો સમય બગડાવ્યો.'

એ સાંજની ઘટનાને કોણ ભૂલી શકે ? આગલા દિવસના તમામ અંગ્રેજો–પાદરી સ્કોટ સિવાયના–હાજર હતા. વ્યાખ્યાનમાં સત્યનો વિષય આવ્યો. સત્યની વ્યાખ્યા કરતા કરતા સ્વામીજી બોલ્યા, 'લોકો મને કહે છે કે સત્યને પ્રકટ ન કરો. કલેકટર ગુસ્સે થશે, કમીશ્નર નારાજ થશે, ગવર્નર સતાવશે ! અરે ભાઈ, ચક્રવર્તિ રાજા ભલે ને અપ્રસન્ન થતો ! હું તો સત્ય જ કહેવાનો. આ શરીર તો અનિત્ય છે. જેની મરજી થાય તે એને ભલે ઉડાવી દેતું.' પછી ચારે બાજુ તિક્ષ્ણ દૃષ્ટિ કરી સિંહનાદે ગરજ્યા 'પરંતુ એવો એક શૂરવીર તો મને બતાવો, કે જે મારા આત્માનો નાશ કરવાનો દાવો ધરે છે ! જ્યાં સુધી એવો વીર દુનિયામાં નથી, ત્યાં સુધી હું સત્યને દાબી રાખવાનો વિચાર સરખો પણ કરીશ નહિ.'

આખી સભા સ્તબ્ધ બની ગઈ. મારૂં હૃદય ફાટ ! ફાટ ! થયું.

'ભક્ત સ્કોટ આજ કેમ નથી દેખાતા ?' ઋષિએ વ્યાખ્યાન સમાપ્ત થતાં જ પૂછ્યું. કેમકે એ સૌમ્ય પાદરી પર એમની પ્રીતિ હતી.

'મહારાજશ્રી, પાસેના દેવળમાં આજે એમનું વ્યાખ્યાન હતું.'

'ત્યારે તો ચાલો, ભક્ત સ્કોટનું દેવળ જોઇ આવીએ.' એમ કહીને ઋષિ તમામ મેદનીને લઇને ચાલ્યા. દેવળમાં સ્કોટ સાહેબે સામા આવીને સત્કાર દીધો. સ્વામીજીને વેદી પર જઇ કંઇક પ્રવચન કરવા વિનવ્યા. સ્વામીજીએ વીસ મીનીટ સુધી મનુષ્યપૂજાના ખંડન પર વ્યાખ્યાન દીધું. આર્ય ધર્મના એક ધુરંધર પુરુષ ખ્રિસ્તીના દેવળમાં જાય એ ધર્મૌદાર્ય હું કેમ ભૂલું ?

હું મોરલી પર નાચતા નાગની માફક મુગ્ધ બન્યો. પણ ઇશ્વરના અસ્તિત્વ વિષેની મારી ઘોર નાસ્તિકતા આડે આવવા લાગી. હું ઋષિવર પાસે ગયો. નાસ્તિકતાના અભિમાનમાં ને અભિમાનમાં એકસામટા અનેક આક્ષેપો ઇશ્વરની હસ્તી પર હું વરસાવી ગયો, પાંચ જ મીનીટના પ્રશ્નોત્તરમાં મહર્ષિએ મને એવો ગૂંગળાવ્યો કે મારૂં મોં બંધ થયું. હું બોલ્યો :

'મહારાજ, આપની દલીલો તો બહુ જ તિક્ષ્ણ છે, મને ચુપ તો કરી દીધો, પણ પરમેશ્વર પર વિશ્વાસ તો ન કરાવ્યો !'

મહર્ષિ કંઇ બોલ્યા નહિ. હું ફરીવાર તૈયારી કરી ગયો. ફરીને મારી દલીલો તૂટી પડી. ફરીને પણ મેં એજ કહ્યું.

મહારાજ પ્રથમ તો હસ્યા. પછી ગંભીર સ્વરે બોલ્યા, 'ભાઈ, તેં પ્રશ્ન કર્યાં ને મેં ઉત્તર દીધા; એ તો યુક્તિની વાત થઇ. બાકી મેં ક્યાં પ્રતિજ્ઞા કરી હતી કે તને હું પરમેશ્વર પર વિશ્વાસ કરાવી દઇશ? પ્રભુ પોતે જ તને વિશ્વાસુ બનાવી દેશે ત્યારે જ તને વિશ્વાસ પડશે.' એણે ઉપનિષદનો શ્લોક લલકાર્યો:

> नायमात्मा प्रवचनेन लभ्यो
> न मेधया न बहुना श्रुतेन ।
> यमेवैष वृणुते तेन लभ्य
> स्तस्यैष विवृणुते तनु स्याम् ॥

સાંભળીને હું ચુપચાપ ચાલ્યો ગયો. ત્યાર પછી તો વર્ષો વીત્યાં.

## ધંધાની શોધમાં

અભ્યાસ તો મારા કિસ્મતમાં નહોતો. કેમકે વારંવાર હું નાપાસ પડયો, દુર્ગુણોમાં ડુબ્યો અને ગૃહસંસારી બન્યો હતો. મારા પિતાની વગથી મને કમીશનરે તહસીલદારીમાં

મુકયો. પણ ત્યાં તો મારા મગજની સ્વતંત્રતાને આઘાત દેનારો એક બનાવ બન્યો. અમારી હદમાં ગોરાઓની ફોજનો મુકામ થવાનો હતો ને મારે તેનો બંદોબસ્ત કરવા જવું પડયું. વેપારીઓ મારી પાસે રોતા રોતા આવ્યા કે લશ્કરવાળાઓ પૈસા ચૂકાવ્યા વગર ઇંડાં લૂંટી ગયા ! મેં જઇને કર્નલને કહી દીધું કે 'જો આ ગરીબોના પૈસા નહિ ચુકાવો તો હું હમણાં ને હમણાં દુકાનો ઉઠાવી લેવરાવીશ.'

ત્યાં તો કર્નલ ભભૂકયો 'you will do it at your peril; what do you mean by being impertinent ? ' [એમ કરીશ તો તું જોખમમાં આવી પડીશ. આટલી બધી ઉદ્ધતાઇનો શો સબબ છે ? ]

હું પણ ન રહી શકયો. મેં રોકડું સંભળાવ્યું કે ' I am taking away my men, I cannot bear this insult. you may do your worst. ' [મારાં માણસોને લઇને હું તો આ ચાલ્યો. તારાં અપમાન મારાથી નહિ સહેવાય. તારાથી થાય તે કરી લેજે ! ]

આટલું સાંભળતા જ કર્નલ આગળ ધસ્યો. એટલે મેં મારા હાથનો ચાબુક ઉગામ્યો. એ પાછો હટી ગયો. હું ઘોડે ચડી ચાલ્યો આવ્યો. આવીને તહસીલદારને વાત કહી. એના ટાંટીઆ તો ધ્રુજવા લાગ્યા. પણ હું તો અંગ્રેજી રીપોર્ટ લખીને પહોંચ્યો કલેકટર પાસે. જાઉં ત્યાં તો કર્નલ પણ બેઠેલો હતો. કલેકટરે મને ધમકી દેવા માંડી. મને

ખુરશી પણ ન આપી. મારો રીપોર્ટ વાંચીને મને હુકમ કર્યો કે 'કર્નલની માફી માગ, નહિ તો તારી સામે પગલાં લેવાશે.'

જવાબમાં હું સાહેબને સલામ કરીને ચુપચાપ ચાલી નીકળ્યો. તુરત કમીશનર સાહેબનો સ્વાર બોલાવવા આવ્યો, મેં જઇને એમને બધી કથની સંભળાવી અને વિનવ્યું કે 'આવી નોકરીથી હું ધરાઇ ગયો. હવે મને રજા આપો.'

કમીશનરે કલેકટરનો હુકમ રદ કર્યો, મને નિર્દોષ ઠરાવ્યો અને નાખુશી સાથે મારૂં રાજીનામું સ્વીકાર્યું.

બસો રૂપિયા મેં મારા પગારમાંથી બચાવ્યા હતા તે મારી દેવીનાં કડાંના વેચાણની જે રકમની બચત પડી હતી તેમાં ભેળવીને મેં પિતાજીની પાસે ધરી દીધાં. અને કડાં વેચ્યાની તમામ કથની એમને સંભળાવી દીધી. પિતાજી મારા સત્ય પર પ્રસન્ન થઇને બોલ્યા 'તું તો નાસ્તિક છે ને! નાસ્તિક તે કદી આવો સાચો હોય?'

દેવીનાં કડાં ફરીવાર હતાં તેવાં ને તેવાં કરાવી દઇ હું પત્નીના ઋણથી મુકત થયો. અને હવે તો મારા બોજાની ચિંતાથી પિતાજીને મુકત કરવા માટે હું વ્યવસાય શોધવા લાગ્યો. એક મિત્રની સલાહથી, ઘેરથી રૂા. ૧૦૦ લઇને લાહોર ગયો. ત્યાં દુકાન ખોલી. મિત્ર મેનેજર બન્યા. ખર્ચ પર ખર્ચ તો ચડવા લાગ્યું. પણ વેચાણ ન મળે.

મિત્રની શીખવણી હતી કે વિલાયતી દારૂનું લાઇસન્સ લઇએ એટલે દારૂમાંથી સારી પેઠે નફો રહેશે! દારૂના પરવાના માટે હું ડે. કમીશનરને વિનતિપત્ર લખવા બેઠો. પણ લખતાં લખતાં લજ્જા છુટી. અરજી અડધી લખીને જ ફાડી નાખી દુકાન સંકેલી લીધી. રૂા. ૨૫૦ વધ્યા, મનમાં થયું કે 'સસ્તામાં જ છુટયો!' ફરીવાર નોકરીના સંકલ્પો જાગ્યા. બબ્બે ત્રણ ત્રણ દિવસે નોકરી માટે અરજી લખીને ફાડી નાખતો, અંગ્રેજ સરકારની નોકરી પરથી ઊઠેલું દિલ કોઇ દેશી રજવાડા તરફ દોડયું. પણ ત્યાં તો અંદરથી અવાજ સાંભળ્યો કે 'ત્યાં તો બ્રિટિશ રાજ્યથી યે અધિક ગુલામી છે.'

એ સંકલ્પ છોડી દીધો. મુખતીઆર (વકીલ)ની પરીક્ષા દેવા નિશ્ચય કર્યો. ને પરીક્ષામાં સફળ થયો. ફિલ્લોરમાં વકીલાત આદરી. જેવી રીતે પ્રમાદી બ્રાહ્મણ કોઈ અનિશ્ચિત યજમાનના દાન પર આધાર રાખીને પગ પર પગ ચડાવી બેસે, અને કોઇ દિવસ ભૂખ્યો રહીને તો કદી માલપુવા ખાઇને દિવસ વીતાવે, તેવી જ ગતિ નવા વકીલની પણ થાય છે, તે મેં અનુભવ્યું. કદી બન્ને ખિસ્સાં ભરાય તો વળી ચાર દિવસ હવા ખાવી પડે, પણ મારો સિતારો બુલંદ હતો. પહેલે મહિને ૭૫ ને બીજે ૨૦૦ સુધી રળ્યો. જઇને પિતાજીની પાસે હિસાબ ધરી દીધો. એમણે આશીર્વાદ સાથે કહ્યું કે 'તારી પરીક્ષા થઇ ચુકી. હવે સુખેથી કમા અને સંસાર ચલાવ. મને સંતોષ છે.'

## અંધકારની છેલ્લી રાત

પરંતુ પિતાજીનો અંકુશ અટકી પડયો. મેં ફિલ્લોરથી જાલંધર જઇ વકીલાત આદરી. દેવી પિયરમાં હતી. તેથી મને રોકનાર કોઇ ન રહ્યું. હું કુસંગતમાં ઘેરાયો. ફરી મદ્ય પર ચડયો. અરે! અકકેક સીસા સુધી પહોંચ્યો.

વકીલાતની બીજી પરીક્ષા માટે વ્યાખ્યાનો સાંભળવા હું લાહોર જવાની તૈયારી તો કરી ચુકયો હતો. પરંતુ મદ્યમાંસના શોખીન મિત્રોના ફાંસલામાં સપડાયો. રોજ સાંજે એકાદ કોઇ મિત્રને ઘેર મુરઘાંનાં ગળાં કપાતાં, ઈંડાં શેકાતાં અને પ્યાલીઓની રેલમછેલ ચાલતી. દરરોજ દિવસભરનો અભ્યાસ એ સાંજની પ્યાલીમાં ઠલવાઇ જવા લાગ્યો. એક દિવસ એક વકીલને ઘેરથી ઢીંચીઢીંચીને રાતે હું પાછો વળ્યો. આવું ત્યાં તો જે મિત્રને ઘેર ઉતરેલો તે પણ સીસો લઇને જ બેઠેલા. બન્ને જણા પ્યાલી પર પ્યાલી ગટગટાવવા લાગ્યા. મિત્રને નશો ચડી ગયો એટલે મેં એને વધુ પીતો અટકાવીને સૂવા મોકલ્યો. એ ગયા પછી મેં એક વાર અને જ્યાં બીજી વાર પ્યાલી ભરી ત્યાં બાજુના ખંડમાંથી એક કારમી ચીસ સંભળાઇ. હું અંદર દોડયો. જોઉં તો એક યુવાન અબળા મારા રાક્ષસ–મિત્રના પંજામાંથી છૂટવા તરફડે છે! બે જ મીનીટ હું મોડો પહોંચત તો એનું શિયળ હણાઇ જાત. વિદ્યતને વેગે મારી દૃષ્ટિ સન્મુખ ધર્મભગિની રાજરાણીની પવિત્ર મૂર્તિ અને મારી ધર્માંગના શિવદેવીની મુખાકૃતિ તરવરવા લાગ્યાં. એ નરાધમ

મિત્રના બન્ને હાથ પકડીને મેં એને એના પલંગ પર ધકેલી દીધો, અબળા થરથર કમ્પતી અંદર નાસી ગઇ, ને હું બહાર જઇને બેઠો. આખું જીવન-પટ કલ્પનામાં રમવા લાગ્યું. મદ્ય પર ધિઃક્કાર વછૂટયો. લાગ્યું કે આ એક સીસો ખલ્લાસ કરી સદાને માટે પ્રલોભનથી મુક્ત થઇ જાઉં. એમ વિચારી પ્યાલી ભરી, ત્યાં તો જાણે કોઇનો પડછાયો પડયો. અંતઃકરણના પટ પર એ કોણ ઊભું હતું ? કોઇ પ્રભાવશાળી પુરૂષસિંહ ! કેવલ એક કૌપીનભર : દેહ પર વિભૂતિ : ને હાથમાં મોટો દંડ : આછું આછું હસતી અને મારા પર નજર ઠેરવતી એ તેજ-મૂર્તિના મુખમાંથી ગંભીર નાદ નીકળ્યો 'હજુ યે શું પ્રભુ પર તારો વિશ્વાસ નહિ બેસે ?' એટલું બોલીને એ આકૃતિ અંધકારમાં અલોપ થઇ ગઇ. મેં એને ઓળખ્યા. મહર્ષિજી દયાનંદજીની જ એ આકૃતિ હતી. મદિરાની પ્યાલી ઉઠાવીને મેં જોરથી ઘા કર્યો. સામી દિવાલે પટકાઇને એના ટુકડા થયા. પછી સીસાનો ઘા કર્યો, એના પણ ચુરા થયા. અનુ-તાપની આગ સળગી ઊઠી. પરંતુ ખોવાઇને મળી આવેલા પોતાના લોથપોથ બાળકને કપાળે કેમ જાણે જગજ્જનીનો કોમલ કર-સ્પર્શ થયો હોય તેવી મધુર નિદ્રા મને આવી ગઇ. બીજા દિવસનું પ્રભાત મારા પરિવર્તનનું પણ રમ્ય પ્રભાત જ બની ગયું. ૧૮૮૮ના ડીસેમ્બરમાં એ અંધાર-રાત્રિનો છેલ્લો પ્રહર ખતમ થયો. ને હું લાહોર ચાલ્યો ગયો.

# દીક્ષા

લાહોરમાં પહેલી રાત વીતાવી. પ્રભાતે ઊઠીને જાણે નવી દુનિયામાં દાખલ થયો. અંતરમાં ઉત્સાહ અને શરીરમાં સ્ફૂર્તિ પ્રગટ્યાં. એક ગાઉ ભટક્યો, ફૂલવાડીમાં બેઠો, કિરતારને એની રચનામાં શોધતો શોધતો મુગ્ધ બન્યો. પછી ધીરે ધીરે પગ ધરતી પર ઠેરાયા. દિવસભર લૉ કલાસમાં બેઠો. નિયમિત અભ્યાસ આદરી દીધો. રવિવારે પ્રભાતે આર્યસમાજ મંદિરમાં હરિકીર્તનનો આનંદ લીધો. વિધવિધ વિષય ઉપર વ્યાખ્યાન સાંભળ્યાં. સાંજે બ્રાહ્મ સમાજ મંદિરમાં ગયો. વેદી પર આચાર્ય શિવનાથ શાસ્ત્રીને વિરાજમાન દીઠા. પ્રભુ-પ્રાર્થના વખતની એની શાંત મુખમુદ્રા, એનો હૃદયવેધક અવાજ અને એના પ્રેમરસભીના શબ્દોએ મારૂં દિલ વશ કરી દીધું. વ્યાખ્યાનનો વિષય હતો 'ભક્તિનુ મહત્ત્વ' અને હું હતો પ્રભુ-મિલનનો પિપાસુ: બન્નેનો મેળ મળી ગયો. એટલો પ્રભાવ પડ્યો કે બ્રાહ્મ સમાજ સંબંધે મળ્યાં તેટલાં પુસ્તકો તેજ વખતે ખરીદી, મારા કાયદાના અભ્યાસની સંગાથે એનો અભ્યાસ પણ મેં આદરી દીધો.

પરંતુ એ સીધા માર્ગ ઉપર એકાએક જાણે કે મારો ગતિમાન યાત્રારથ એક ઠેકાણે થંભીને ઊભો થઈ રહ્યો. વચ્ચે રોદો આવ્યો. એ શું હતું ? પુનર્જન્મનું ખંડન : બ્રાહ્મ સમાજ

જીવાત્માની ઉત્પત્તિને માને છે, પણ પુનર્જન્મને નથી માનતો. અનંત પ્રગતિ-Eternal Progress-ને જ નિરૂપે છે. મને એ ન સમજાયું. મુંઝાઇને હું દોડયો એક વિદ્વાન બ્રાહ્મસમાજી પાસે. એણે મને પોતાનું પુસ્તક આપ્યું. રસ્તે ચાલતાં ચાલતાં જ એ પુસ્તક મેં પૂરૂં કર્યું, પણ મારી સમસ્યા શમી નહિ. બીજે દિવસ ફરીવાર પહોંચ્યો. મારી શંકાઓ ધરી. મને કેશવચંદ્રનાં ને પ્રતાપચંદ્રનાં પુસ્તકો વાંચવાની સલાહ મળી. એ તો હું વાંચી ચુકયો હતો. એટલે મારા પ્રશ્નો એને સાંભળવા જ પડયા. મને મળેલા ઉત્તરોથી હું ન સંતોષાયો. તુરત અંતરમાં કોઇ અજવાળું થયું હોય તેમ સ્વામી દયાનંદનો 'સત્યાર્થપ્રકાશ' યાદ આવ્યો, દોડયો એ ગ્રંથ ખરીદવા સમાજ-મંદિરમાં એ મળતો હતો. પણ પુસ્તકાધ્યક્ષ લાલા કેશવરામ હાજર ન મળે. એના ઘરનું સરનામું લઇ ઘર શોધી કાઢયું. પણ એ તારઓફિસે નોકરી પર ગયેલ. પહોંચ્યો તારઓફિસે. ત્યાં તો એ નીકળીને બપોરની રજા ગાળવા ઘેર ગયેલ. પાછો એને ઘેર આવ્યો. ત્યાં એ રવાના થઇ ઓફિસે ગયેલા ! પૂછયું 'કયારે આવશે ?' જવાબ મળ્યો કે 'દોઢ કલાક પછી !' બાજુની ગલીમાં મેં દોઢ કલાક આંટા દીધા. સાંજે ભાઇ આવ્યા. મને કહે 'હું જમી કરીને પછી જ આવી શકીશ.' મેં એને મારી કથની સંભળાવી. એટલે બિચારા તુરત સાથે ચાલ્યા. પુસ્તક ખરીદતાં જ જાણે કોઇ ખજાનો હાથ આવ્યો હોય તેવી ઊર્મિ આવી. સવારનો ભૂખ્યો રાતે જઇ જમ્યો. જમીને પુસ્તક વાંચવા બેઠો. નાસ્તિ-

તાના કિલ્લા તૂટવા લાગ્યા. દિવસરાત એ વાચન ચાલુ રહ્યું અને આખરે એક દિવસ મેં મિત્ર સમીપે ઉચ્ચાર્યું કે 'પુનર્જન્મના સિદ્ધાંતનો નિર્ણય થઈ ચુકયો છે. હવે હું હૃદયપૂર્વક આર્યસમાજની દીક્ષા લેવા તૈયાર છું.'

એનું એ આ મંદિરઃ એનું એ આ સંગીતઃ પ્રત્યેક રવિવારે સાંભળતો તે જ આ નાનક–કબીરનાં કીર્તનોઃ પરંતુ આજે જ્યારે સારંગીનાં આલાપ અને તબલાની થાપી સાથે ભૈરવ સૂરમાં ટપકતું ભજન સાંભળું છું કે

'ઉતર ગયા મેરે મનદા સંસા,
જબ તેરો દરશન પાયો.'

ત્યારે એના અર્થો પલટી ગયા દિસે છે. દિવ્યધામનાં દર્શન થઇ રહ્યાં છે. સંશયો સર્વ તૂટી પડયા છે. આજે મેં દીક્ષા લીધી. કંઇક બોલવાનો આગ્રહ થતાં મેં નાનું પ્રવચન દીધું. સમુદાયમાં વાત ચાલી કે 'આજે સમાજમાં નવી સ્ફૂર્તિ (સ્પીરીટ) આવી છે. જોઇએ, એ તારે છે કે ડુબાવે છે!'

મને યાદ છે કે તે વખતે લાહોર આર્યસમાજની કેવી હાલત હતી. એક પગારદાર ઉપદેશક સિવાય કોઇ ઉપદેશનું કામ નહોતું કરતું, ને બે મુસલામન રવાબીઓ સિવાય કોઇ ઇશ્વર–સ્તુતિ નહોતું કરતું!

## માંસનો ત્યાગ

આર્યપ્રકાશના હુતાશનમાં પાપોની ખાખ થવા લાગી

છે. એક દિવસ પ્રાતઃકાળે હું મારી રોજીંદી આદત અનુસાર શહેર બહારથી ભમતો ભમતો ચાલ્યો આવું છું. બાગ બગીચાનાં રમણીય દૃશ્યો મારી દૃષ્ટિમાં તાજેતર રમતાં થયાં છે. સૂર્યોદયના પુનિત સાથિયા પૂરીને પ્રભાતે સ્વાગત આપતી પૂર્વ દિશા મારી કલ્પનાને કૈક કંકુવરણા શણગારોથી પંપાળી રહી છે. અને ફૂલવાડીઓનો સુગંધીમય વાયુ હજુ મારા કાનમાં મહેકતો અટક્યો નથી. તેવી સુખભરી મનોદશામાં મેં મારી સન્મુખ શું દીઠું? માથા પર માંસનો ટોપલો મૂકીને એક માણસ ચાલ્યો આવે છે. અને એના ટોપલામાંથી, ચામડી ઉતરડેલ બકરાંના લાલચોળ ટાંટીઆ લટકતા જાય છે. જાણે એ લટકતા ટાંટીઆ મારા પ્રાણમાં સૂતેલી કરૂણાને જાગૃત કરવા કરગરી રહ્યા છે. બાલ્યવસ્થાથી જ હું માંસાહારી હતો. ક્ષત્રિયને માટે માંસ-ભક્ષણ તો સ્વાભાવિક હોય તેમ જ મારૂં કુટુંબ માનતું હતું. છતાં આ કતલ થયેલાં બકરાંના ટીંગાતા પગે મારૂં અંતર શી રીતે ઓગાળી નાખ્યું! કોણ જાણે! એ પગ નજરથી અદૃશ્ય ન થયા ત્યાં સુધી હું એની સામે એકી ટશે તાકી જ રહ્યો. પછી તો એ વાત વિસારે પડી. પરંતુ ઘેર જઇ એક ભાષણની તૈયારી માટે સત્યાર્થપ્રકાશનો દસમો સમુલ્લાસ વાંચવા બેઠો અને અણધાર્યો ભક્ષ્યાભક્ષ્યનો જ પ્રસંગ એમાં આવી પડ્યો. વાંચતો ગયો તેમ તેમ પ્રભાતનો દેખાવ નજર સામે તરવરવા લાગ્યો. ભોજનનો સમય થયો. હાથપગ ધોઇને થાળી પર બેઠો. બીજી વાનીઓની સાથે એક કટોરામાં માંસ પણ દીઠું. દેખતાંની વાર જ એવો

ધિઃકાર છૂટયો કે કટોરો ઉપાડીને મેં દિવાલ પર ફેંક્યો. કટોરાના ટુકડે ટુકડા થઇ ગયા. શું થયું ! શું થયું ! શું માખી પડી ! એવા સવાલો ઊઠયા. મેં ઉત્તર દીધો કે 'આર્યને માટે માંસભક્ષણ મહાપાપ છે. મારી થાળીમાં મૂકતા નહિ.' આ સાંભળીને તે વખતે સહુ ચુપ રહ્યા. પણ પાછળથી મને કહેવામાં આવ્યું કે 'કટોરાને તોડી નાખવાની શી જરૂર હતી ? ખસેડી દેવો હતો.' મેં જવાબ તો ન દીધો, પણ અંતરમાં સમજતો હતો કે મારી કાયરતાને કારણે જ એમ કર્યું હતું. લાંબા સમયના કુસંસ્કારોની બેડીઓ શાંતિથી કાપી નાખવાની શકિત તો કોઇ વિરલ બહાદુરોમાં જ હોઇ શકે. મારામાં તે નહોતી. પરંતુ આટલા ઉગ્ર આચરણનું મંગલ પરિણામ એ આવ્યું કે બીજા દિવસથી જ માંસ ખાવું તો શું પણ માંસાહારીઓના રસોડામાં બેસીને ભોજન લેવું પણ મને અસહ્ય થઇ પડયું.

## ધાર્મિક કસોટી

આજે નિર્જળા એકાદશી છે. વ્રતનો આદેશ તો છે નિર્જળો ઉપવાસ કરવાનો, પરંતુ વ્રતધારીઓએ તો જળ ત્યજીને દિવસભર તરબૂચ અથવા શરબતનાં પાન આદરી દીધા છે. બિમાર પડી જાય એટલી હદ સુધી તરબૂચ આરોગે ! કેવી અદભૂત લીલા છે આ ધર્મિષ્ઠોની !

આજે મારી ધાર્મિક પરીક્ષાનો દિવસ છે. પિતાજી પોતાના ઇષ્ટદેવની પૂજામાં કદી આળસ ન કરતા, છતાં બીજી બાજુ મુસ્લિમોની કબરોને પૂજનારા અનેક હિન્દુઓને તેમાંથી અટકાવવા તત્પર રહેતા. સેંકડો માણસોને એણે કબ્રસ્તાનમાંથી વાળી લઇ ઠાકોર–પૂજા પર સ્થિર કર્યા હતા. આજ પક્ષાઘાતથી પીડાતા પિતા આખા કુટુંબને હાથે સંકલ્પ કરાવતા હતા. ઘડામાં પાણી ભરેલું ને ઢાંકણી પર અકકેક તરબૂચ અને દક્ષિણા મૂકેલ; મારા સિવાય સહુ કુટુંબીજનો હાજર થઇ ગયેલ : એમણે સંકલ્પ કરાવવા માટે મને બોલાવવા માણુસ મોકલ્યો. મેં ઊંઘવાનો ઢોંગ કર્યો, પણ નોકરે મને ન છોડયો. મારે જવું જ પડયું. એ દશ્ય હું કદી નહિ ભૂલું. રવેશમાં ઘડાઓની લાંબી હાર, અને પ્રત્યેક ઘડાની સામે મારો અકકેક કુટુંબી બેઠેલો : એક ઘડાનું આસન મારે માટે ખાલી પડેલું. હું જઇ છાનોમાનો ઊભો રહ્યો.

પિતાજી બોલ્યા ‘આવ મુન્શીરામ ! કયાં હતો ? બધાએ સંકલ્પ કરી લીધો છે. હવે તું પણ કરી લે. એટલે હું નિવૃત્ત થઇ જાઉં.’

સ્પષ્ટ કહેતાં હું ડર્યો. મેં ઉડાઉ ઉત્તર દીધો ‘પિતાજી, સંકલ્પનો સંબંધ તો હૃદયની સાથે છે. આપે સંકલ્પ કર્યો છે, તો તે આપનું જ દાન છે. ચાહે તેને દો.’

હું આર્યસમાજી બન્યો તે ખબર પિતાજીને મળી ચુકયા

હતા. પણ બિમારી દરમ્યાન ભૂલી ગયેલા તે એમને અત્યારે યાદ આવ્યું. દૂભાઇને એ બોલ્યા :

'કેમ મારૂં ધન એ તારૂં નથી ? તો પછી એમાંથી દાન દેવાનો તારો અધિકાર કેમ નહિ ? સાચું કારણ કેમ કહેતો નથી ? શું તને એકાદશી અને બ્રાહ્મણપૂજા પર વિશ્વાસ નથી ?'

'બ્રાહ્મણત્વ પર તો વિશ્વાસ છે, પરંતુ જેઓને આપ આ દાન દેવા માગો છો તેઓ મારી દૃષ્ટિએ બ્રાહ્મણ નથી. અને એકાદશીના દિવસમાં કાંઇ વિશિષ્ઠતા પણ નથી.'

સાંભળતાં જ પિતાજી ચકિત થઇ મારી સામે નિહાળી રહ્યા. મારાં નેત્રો નીચાં ઢળ્યાં. પિતાજી બોલી ઊઠયાઃ

'મેં તો મોટી આશાએ તને નોકરી છોડાવી વકીલાત પર વાળેલો. તારી પાસેથી ઘણી મોટી સેવાની મને આશા હતી. એ બધાનું શું આ ફળ મળ્યું ? સારૂં, જાઓ !'

બે ત્રણ દિવસ સુધી તો પિતાજીએ મારી સાથે અબોલા રાખ્યા. હું પણ તેમની સન્મુખ જતાં શરમાયો. પરંતુ મારા ઉપરના એમના વાત્સલ્યની સામે આ અબોલા ટકી ન શકયા. નિર્જળા એકાદશીનો પ્રસંગ તો જોતજોતામાં વિસારે પડી ગયો. મારી રજાઓ પણ પિતાજીની સારવારમાં તેમજ ઋગ્વેદ ઇત્યાદિના વાચનમાં ખલ્લાસ થઇ ગઈ. અને મારી વિદાય વેળાએ કસોટીનો બીજો અવાજ આવી પહોંચ્યો. એ અવાજ વધુ ઘોર હતો.

નાઘોરી બળદ જોડાવીને અમારી માંઝોલી મને લાહોર લઇ જવા તૈયાર રખાવી હતીઃ અને હું પિતાજીને પ્રણામ કરવા ગયો. મારા નમેલા મસ્તક પર બિમાર પિતાજીએ પોતાનો હાથ મૂકી મને આશીર્વાદ દીધા પણ હું ચાલતો થાઉં ત્યાં તો પિતાજીએ કહ્યું 'બેસ જરા વાર.' નોકરને ઇસારત કરવામાં આવી. તુરત એક થાળીમાં મીઠાઇ અને મીઠાઈ ઉપર એક આઠઆની હાજર થયાં.

'જા બેટા,' પિતાજી બોલ્યા, 'ઠાકોરજીને આ થાળી ધરી માથું નમાવી, પછી વિદાય થઇ જા. હનુમાનજી તારી રક્ષા કરશે.'

સાંભળીને હું તો સ્તબ્ધ બની રહ્યો. કાપો તો લોહી ન નીકળે! મોંમાંથી જવાબ પણ નીકળી શકયો નહિ. ચૂપચાપ બનીને હું થંભી રહ્યો.

'ભીમા,' પિતાજીએ નોકરને આજ્ઞા દીધી, 'આ આઠ-આનીને બદલે રૂપિયો મૂક તો!' પિતાજીએ મારા સદાના ઉદાર સ્વભાવ પરથી મારી ચુપકીદીનો એવો અર્થ બેસારી દીધો કે દીકરાને કદાચ આઠઆની જેટલી ક્ષુદ્ર રકમથી લજ્જા આવતી હશે!

રૂપિયો હાજર થયો. પિતાજીએ મારી સામે જોઇને કહ્યું 'લે બેટા, જા, હવે બસ થયું ને? જા, થાળી ધરાવી આવ.'

'ના પિતાજી!' મેં આખરે શ્રમણા ભેદી; 'એ કારણ નથી. પરંતુ હું મારા સિદ્ધાંતની વિરૂદ્ધ વર્તન તો શી રીતે

.રી શકું ? હા, સાંસારિક વ્યવહારમાં આપ જે આજ્ઞા આપો તે ઉઠાવવા હાજર છું.' એટલું કહીને હું ચુપ થઇ ગયો.

'શું !!!' પિતાજીએ રોષથી તપી જઇને હાકલ દીધી શું તું મારા ઠાકોરજીને પત્થર સમજે છે ?'

'મારે માટે તો પરમાત્માથી બીજે દરજ્જે આપ જ મારા આરાધ્ય દેવતા છો. પરંતુ આપ શું એમ ચાહો છો પેતાજી, કે આપનું સંતાન પાખંડી બની જાય ?'

'કયો બાપ પોતાના સંતાનને પાખંડી બનાવવા ચાહે ?' 1ડથડતી જીભે પિતાજીએ હુંકાર્યું.

'તો પછી મારે મન તો આ મૂર્તિઓ પાખંડ સિવાય ીજું કશું જ નથી.'

'હાય રે ભગવાન !' પિતૃદેવનું અંતર ભેદાતું હોય મ નિઃશ્વાસ સરી પડયો. 'મને હવે ભરોસો નથી, કે રતી વેળા મારા મોંમાં કોઇ પાણી મુકનાર પણ રહેવાનો. ક પ્રભુ ! જેવી તારી ઇચ્છા !'

જાણે કે હું ધરતીમાં ખૂંચી ગયો. દસ મીનીટ સુધી ને શુદ્ધિ ન રહી. પિતાજી પણ પ્રતિમાવત્ ચુપ થઇ ગયા. .ખરે એણે મને ધીરેથી કહ્યું:

'ઠીક, હવે રસ્તે પડો. મોડું થાય છે.'

ચુપચાપ પ્રણામ કરીને હું માંઝોલીમાં ચડી બેઠો. માંઝોલી હારને માર્ગે પડી.

રસ્તામાં મને વિચાર ઉપડયા : જો હું પિતાજીની ધાર્મિક માન્યતાઓની સાથે સંમત નથી, જો હું એમની સ્વર્ગ-પ્રાપ્તિનું સાધન નથી બની શકતો, જો એમની પાછળ શ્રાદ્ધ, તર્પણ ઇત્યાદિ વહેમી ક્રિયાઓ આચરવા હું તૈયાર નથી, તો મને શો અધિકાર છે કે એમની કમાણીનો હું ભાગીદાર બનું ?

ખરચીના જે રૂપિયા પચાસ મેં ચાલતી વેળા પિતાજી પાસેથી લીધેલા તેનું પડીકું બાંધીને મેં પાદરમાંથી જ એક પિછાનવાળા માણસ જોડે પિતાજીને પાછા મોકલી દીધા. અને સાથે એક ટૂંકો પત્ર લખ્યો કે 'આપની માન્યતા વિરૂદ્ધ વર્તનાર પુત્રને આપશ્રીનાં અન્ય સુપાત્ર સંતાનોના વારસામાં જરી પણ ભાગ પડાવવાનો અધિકાર નથી રહ્યો. બાકી તો પ્રભુ આપણ બન્નેને જીવતા રાખશે તો મારી પુત્રભેટ આપના ચરણમાં ધરતો જ રહીશ.'

માંઝોલી અરધો ગાઉ તો માંડ ગઇ હશે ત્યાં તો પાછળ ઘોડેસવાર આવતો દેખાયો. માંઝોલી ઊભી રાખી. આવીને એણે મને રૂપિયાનું પડીકું પાછું સોંપ્યું અને પિતૃદેવનો મોઢાનો સંદેશો સંભળાવ્યો કે 'તું પ્રતિજ્ઞા કરીને ગયો છે કે મારી સાંસારિક આજ્ઞાઓ નહિ ઉથાપે. મારી સાંસારિક આજ્ઞા છે કે આ રૂપિયા લઇ જા અને બીજા રૂપિયા બરાબર નિયમિત મંગાવતો રહેજે.'

જાલંધરમાં પિતાજી પેન્શન લેવા આવ્યા. હું એ વખતે આર્યસમાજના ઉત્સવના સપ્તાહમાં રોકાયો હતો. પિતાજી

આવ્યાના ખબર મળતાં જ મંદિરમાંથી દોડી એમને નમસ્કાર કરી ચરણસ્પર્શ લીધો, પિતાજીએ પૂછ્યું 'શું અધિવેશન સમાપ્ત થઇ ગયું ?' મેં સંકોચાઇને કહ્યું 'ભોજન અને આરતી બાકી છે.' પિતાજીએ પ્રેમભરપૂર શબ્દે કહ્યું 'ત્યારે શા માટે ઉતાવળ કરી ? અધિવેશન સમાપ્ત થયા પછી જ આવવું હતું ને !'

સાંભળી હું વિસ્મય પામ્યો. તલવનમાં તે દિવસ મૂર્તિ પાસે થાળ મૂકવાની ના પાડતી વેળાનો રોષ ક્યાં ! ને આજનો આ પ્રેમ ક્યાંથી ! સમજાયું નહિ. પણ વળતે દિવસે બધો ભેદ ખુલ્લો થયો.

બનેલું એવું કે જાલંધર જતી વેળા 'સત્યાર્થપ્રકાશ' અને 'પંચ મહાયજ્ઞવિધિ' નામના મારા બે ગ્રંથો ઘેર પડયા રહ્યા હતા. પિતાજીએ આ પુસ્તકો દેખીને પંડિત કાશીરામજીને કહ્યું 'વાંચી સંભળાવો તો ! પણ જોજો હો નિંદાથી ભરપૂર નાસ્તિકતાનો ગ્રંથ હોય તો તે મારે નથી સાંભળવો.' પંડિત કાશિરામ ચતુર હતા. એણે પહેલો પ્રથમ બ્રહ્મયજ્ઞનો પાઠ સંભળાવ્યો. પિતાજી સાંભળતા ગયા તેમ તેમ શ્રદ્ધા વધતી ગઇ. પછી સત્યાર્થપ્રકાશનો પ્રથમ સમુલ્લાસ સંભળાવ્યો. સાંભળીને પિતાજી બોલ્યા 'પંડિતજી ! હું તો આજ સુધી અવિદ્યામાં જ પડયો રહ્યો. મારો મોક્ષ શી રીતે થશે ? આજ સુધી તો મેં નકામી ક્રિયાઓ કરી ! હવે તો હું વેદની જ સંધ્યા કરીશ.' પિતાજીએ વેદમંત્રો ને અર્થો કંઠે

કરવા માંડયા. અને ફરીવાર મને જાલંધરમાં જોયો ત્યારે મારા પરની એમની નારાજી પ્યાર રૂપે પલટી ગઇ.

પિતાજીનું અસીમ વાત્સલ્ય ફરીવાર પ્રગટ થયું. એમની ફરીવારની બિમારીને કારણે હું ઘેર ગયેલો હતો. અને એનો મંત્રથી ઉપચાર કરવાનો ઢોંગ આચરનાર એક સાધુને મેં ઉઘાડો પાડયો હતો. સાધુજીને રવાના કરી પિતાજીએ મને એકાન્તે બોલાવ્યો. નોકરને ઇસારત કરતાં જ નોકરે એક કાગળનું પરબીડિયું હાજર કર્યું.

'એને ખોલ તો બેટા!' પિતાએ આજ્ઞા કરી. મેં એ ખોલ્યું. અંદર જોઉં તો એક તામ્રલેખનું પતરૂં અને એક કાગળ પર લખેલું વસિયતનામું દીઠું. વસિયતનામાની અંદર વાંચું તો ત્રણે મોટેરા ભાઇઓના નામ પર કેવળ મકાન ને જમીન : અને તમામ રોકડ દ્રવ્ય તેમજ આભૂષણો મારા નામ પર! વિશેષમાં બધાં ધર્મ–કાર્યો પણ મને જ ભળાવવામાં આવેલાં! મારા શિર ઉપર કોઇ આફત ઊતરી હોય તેવો ગમગીન બનીને હું બેઠો રહ્યો. પિતાએ પૂછ્યું:

'કેમ રે મુન્શીરામ! ચુપ કાં થઇ ગયો?'

'મારા વ્યાજબી હિસ્સા ઉપરવટનો લગાર પણ વારસો સ્વીકારવા હું તૈયાર નથી.' મેં નરમાશથી કહ્યું.

'બેટા!' ઉભરાતા પ્યાર સાથે પિતા બોલ્યા; 'તારા આર્યસમાજમાં જોડાવાથી મને જેટલો રોષ થયો હતો તેટલો બલકે તેથી પણ વિશેષ સંતોષ મને આજે તારા પ્રતિ થઇ

ચુકયો છે, ને મારી ખાત્રી થઇ છે કે મારી ધાર્મિક આશાઓ પણ તું જ પૂરી કરવાનો.'

'પ્રથમ મને એક કોલ આપો.'

'માગી લે, મારો કોલ છે.'

'જો આપ વસિયતનામું કરશો, તો હું મારો વ્યાજબી હિસ્સો પણ સ્વીકારવાની ના પાડું છું. ને જો વસિયતનામું ફાડી નાખવાની રજા આપશો, તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે જે ધર્મ-કાર્યો મારી પાસે કરાવવાના આપના સંકલ્પ છે, તેને પાર ઉતારવા હું મારૂં જીવન અર્પી દઇશ.'

'આ તામ્રલેખ તથા વસિયતનામું તો હવે તારી જ માલિકીની વસ્તુ છે; તેને તું ચાહે તે કરી શકે છે.'

પિતાજીની આજ્ઞા મળતાં મેં વસિયતનામાના ટુકડા કર્યા. એમના ચરણોમાં શિર નમાવીને હું ચાલ્યો આવ્યો.

ત્યાર પછીના મારા જીવનમાં જે કાંઇ શુભ કાર્યો મારાથી બની શકયાં છે, તે બધાં પિતૃદેવ પાસેથી તે દિવસ કરેલી પ્રતિજ્ઞાનાં જ ફળો છે. એ ઘટનાના સ્મરણમાત્રથી પણ હું અનેક ઊંડી ખાઇઓમાં ગબડતો બચ્યો છું. કામ ક્રોધ ઇત્યાદિ શત્રુઓના હુમલામાંથી પણ પિતાજીની એ દિવસની કરૂણાભરી દૃષ્ટિનાં સ્મરણોએ જ મને ઉગારી લીધો છે. માતાના મૃત્યુ પછી પિતાજીએ જ મને માતૃપ્રેમથી અપનાવ્યો હતો. જનેતાના હેતનો અભાવ મને એણે જણાવા દીધો નહોતો. અને આજે ય જો મારા અંતરમાં પણ મારાં

પુત્રપુત્રીઓને માટે કદી જનેતાની વહાલપ જાગતી હોય, તો તેનું પ્રેરક હૃદય મારા પિતાજીનું જ છે.

ફરીવાર પિતાજીની હાલત ગંભીર હોવાના સમાચાર આવ્યા ને હું તલવન જવા ચાલી નીકળ્યો. મને દેખતાં જ એમનો જર્જરિત હાથ ઊંચો થયો ને મને એમણે આશીર્વાદ દીધા. મેં જોયું કે મોટાભાઇ પ્યાલામાં કાંઇક પીવાનો પદાર્થ લઇને ઊભા છે. તુરત પિતાજીએ કહ્યું:

'જો મુન્શીરામ કહે કે આમાં માંસ નથી, તો હું પી જઇશ. મને જીવાડવા ખાતર પણ એ જૂઠું નહિ બોલે'

હું ચકિત થયો. ભાઇને અલગ લઇ જઇને મેં ભેદ પૂછ્યો. ખબર પડી કે કોઇ એક હકીમે મુરઘીનાં બચ્ચાંનો શોરબો અનુપાન તરીકે બતાવ્યો, તે પરથી ભાઇએ એ બનાવી, ચણાનો ક્ષાર કહીને પિતાજીને પાયો. પીતાંની વાર જ પિતાજીએ થૂંકી નાખ્યું અને તે પછી અઢાર કલાક થયાં કાંઇ પણ ખાવાપીવાનું લીધું નથી. તેથી જ અત્યારે સાચા ચણાના ક્ષારમાં પણ તેમને માંસનો ભેળ હોવાની શંકા પડી છે!

મેં જઇને પ્યાલો ધર્યો. પિતાજીએ પૂછ્યું કે 'પી લઉં ?' મેં કહ્યું 'હા!' એટલું કહેતાં જ એ ઉતારી ગયા. પણ એમનો અંત નજીક આવી પહોંચ્યો હતો. દવાની કારી ફાવી નહિ. મને પાસે બેસારીને ઉપનિષદના પાઠ કરવા કહ્યું. હું રટવા લાગ્યો. પણ હેડકી જોરથી ઉપડેલી તેથી સંભળાતું નહોતું. પિતાની

છેલ્લી આજ્ઞા થઈ કે 'હવન કરાવો !' 'ભજન બોલો !' અમારા મુન્શી કૃષ્ણભજન કરવા લાગ્યા એટલે પોતે બોલ્યા કે 'કોઈ નિર્વાણ–પદ બોલો.' તુરત સૂરદાસજીનું પદ ઉપડયું. જાલંધરથી હવનની સામગ્રી આવી પહોંચી. સાંજે હું વેદનું ગુંજન કરવા લાગ્યો. મારા કાકાએ ગીતાનો પાઠ ઉપાડયો. સાંભળતાં સાંભળતાં જ પિતૃદેવની નાડી બંધ પડી ગઇ. 'મારાં ધર્મકાર્યો તું જ પાર ઉતારજે !' એ પિતૃ–સંદેશ મારા અંતરમાં ગુંજી રહ્યો.

## પરીક્ષાની કતલ

પરીક્ષાના દિવસો સમીપ આવ્યા. મેં પરીક્ષા પહેલાં બે દિવસથી વાંચવું બંધ જ કરેલું. એ દેખીને મારા એક સહાધ્યાયી મુખતીયાર બંધુ તો મને જાનવર જ માની બેઠેલા ! અને મેં એ નાદાનને જ્યારે પરીક્ષાના સમય પહેલાં એક કલાક સુધી પણ ગોખતો જોઇને દયા લાવી એને પોપટમાંથી મનુષ્યાવતારમાં આણવા યત્ન કર્યો, ત્યારે એ પ્રેમના ઇનામ રૂપે મને એણે થોડી ગાળો ચખાડી. બીજી અજાયબી મારા માટે સહુને એ થતી હતી કે ત્રણ ત્રણ કલાકમાં પણ પૂરા

ન થઇ શકે એવા પ્રશ્ન-પત્રોને હું દોઢ જ કલાકમાં પતાવી દઇ શી રીતે બહાર નીકળી આવતો! અને છતાં એ લેખન -પરીક્ષામાં હું પાસ કેમ કરીને થયો!

## બે પરીક્ષકો

બીજી સ્મૃતિ એક પરીક્ષકની પણ છે, કે જેણે મને બે જ દોકડા માટે નાપાસ કર્યો હતો. મૌખિક પરીક્ષા માટે બધા વિદ્યાર્થીઓને એકત્ર કરી, પછી એક પછી એક વિદ્યાર્થીને પરીક્ષક પાસે બોલાવવામાં આવતા. અને વિદ્યાર્થી પોતાની મૌખિક પરીક્ષા પૂરી થયે પાસ નાપાસનું પરિણામ ત્યાં ને ત્યાં સાંભળી પાછળની સીડી પરથી જોડાની ચમચમાટી બોલાવતો નીચે ઉતરી જતો. મારો વારો આવતાં, પરીક્ષકની સાથે (જેનું નામ બાબુ યોગેન્દ્રનાથ વસુ હતું ને જે મોટા દેશભક્ત ગણાતા) પહેલા જ પ્રશ્ન પર ટપાટપી બોલી ગઈ પછી એણે મને કોઇ પણ પ્રશ્ન પર એક મીનીટથી વધુ સમય આપવા ના પાડી. એક પ્રશ્ન તો પાઠ્ય પુસ્તકની બહારનો હતો, અને એની ઉપર તો મોટી હાઇકોર્ટોના પણ પરસ્પર વિરૂદ્ધ મત પડેલા, એના જવાબમાં મેં પંજાબ ચીફ કોર્ટ તથા કલકત્તા હાઇકોર્ટથી મતભેદ બતાવી મદ્રાસ હાઇકોર્ટ સાથે સંમતિ નોંધાવી એ જવાબ બદલ મને મીંડું મળ્યું ને બે જ દોકડા માટે હું નાપાસ પડયો. પરીક્ષક સાહેબને મેં પૂછ્યું કે 'કયા પ્રશ્નમાં મને મીંડું મળ્યું છે?'

'I refuse to argue on this point : એ વાત પર વાદ કરવા હું તૈયાર નથી:' એવો ઘમંડી જવાબ મળ્યો! પ્રસન્ન વદને હું નીચે ઊતર્યો, મને હર્ષથી ઉછળતો દેખી મિત્રો સમજ્યા કે હું પાસ થયો છું. મારી વાત તેઓએ માની જ નહિ.

આ દેશભક્ત પરીક્ષક! હવે એની સરખામણીમાં એક વિદેશી પરીક્ષકના વર્તનની વાત પણ લખું છું: દિવાની કાયદાની મૌખિક [Oral] પરીક્ષા લેનાર બેરીસ્ટર હીગીન્સ હતા. મારે તો એક વિષયમાં નાપાસ થઈ ગયા પછી બીજા વિષયમાં બેસવાની ઇચ્છા જ નહોતી. પણ મિત્રોએ મને આગ્રહથી ધકેલ્યો. પ્રથમ તો હું બેપરવાઇથી પ્રશ્નો સાંભળવા લાગ્યો. પણ પરીક્ષકનું પ્રેમભર્યું વર્તન ભાળીને લજ્જિત બની મેં સીધા ઉત્તર દેવા માંડયા. ચાર પ્રશ્નોમાં ચાલીસ દોકડા મળી ગયા એટલે બંદાએ તો કહી દીધું કે પાંચમાનો જવાબ નથી આવડતો. મી. હીગીન્સે મને પાંચ મીનીટ વિચાર કરવાની દીધી. તો પણ મેં એજ જવાબ દીધો ત્યારે એણે મને પ્રેમભર્યા શબ્દોમાં કહ્યું કે 'હું તને બે મીનીટ વધુ આપું છું. યત્ન કરીને ઉત્તર દે. અરધા દોકડા જરૂર આપીશ. મને નિરાશ ન કર' એજ સમયે મને ઉત્તર યાદ આવ્યો; પાંચ દોકડા વધુ મળી ગયા.

પરીક્ષા દઇને હું બહાર આવ્યો. પરીક્ષાની કતલમાં ઘાયલ થયેલા અનેક ઉમેદવારો મારે ઉતારે એકઠા થયા.

લાલા લાજપતરાયજી પણ એ જ વર્ષે પરીક્ષામાં બેઠેલા. અમે સહુએ સંપીને કાનૂની પ્રોફેસર કાર સ્ટીવન્સન સાહેબના મકાને ગયા. અને સહુની વતી મેં વિનતિપત્ર રજૂ કર્યું. સાહેબે મને એકલાને જુદો લઇ જઇ સંભળાવ્યું કે 'મારા વિષયમાં તને સહુથી વધુ દોકડા મળ્યા છે. એટલે તું એકલો જ જો અરજી કરીશ તો હું સિફારસ કરીશ. બાકી બધાની સાથે રહીશ તો તારૂં કોઈ નથી સાંભળવાનું.'

## લાંચીઓ લાપેંન્ટ

ચુપચાપ હું પાછો ફર્યો અને અલાયદી અરજી કરવામાં આખા સમૂહનું અપમાન સમજી શાંત બેસી ગયો. પરંતુ મને એક અજાયબી માલૂમ પડી : મારી સાથેના તદ્દન નિરાશ થઇને પાછા ફરેલા અમુક સાથીઓના હૃદયમાં પાંચ સાત દિવસ વીત્યે પાસ થવાની આશા કયાંથી બંધાવા લાગી ! અરે એમાંના અમુક તો પાસ થઇને વકીલ સાહેબો પણ બની બેઠા. આનું રહસ્ય તુરત જ ખુલ્લું થયું. જાલંધર પહોંચતાં જ મને જણાયું કે પંજાબ યુનીવર્સિટિના નવા રજીસ્ટ્રાર મી. લાર્પેન્ટે રૂશ્વત લઇ પાસ કરવાની દુકાન માંડી દીધી છે. મને સંદેશો મળ્યો કે મારાથી તદ્દન ઉતરતા દોકડાવાળા સાથીઓએ પણ પાંચસો રૂપિયા ચુકાવીને પદવી મેળવી લીધી છે. અને લાર્પેન્ટ સાહેબ મારી પણ રાહ જુવે છે અને મારે માટે તો તેઓશ્રી અઢીસો રૂપિયા પણ બસ માનશે !

રૂશ્વત દેવાનો ઇન્કાર કરીને મેં તો મી. લાર્પેન્ટને લખી પણ નાખ્યું કે 'જાહેર પત્રોમાં તારી પોલ ઉઘાડી પાડીશ.' બીજા એક યુરેઝીઅને પણ જાહેર ભવાડો કરવાનો દમ દેખાડયો. પરિણામે અમે રૂશ્વત ન દેનારા પણ પેલા પાંચસો પાંચસો દેનારાઓની સાથોસાથ પાસ થઇ ગયા. અમારામાંથી એક વીર નીકળી આવ્યો. એનું નામ લાલા ભક્તરામ : જાલંધર આર્યસમાજના એ ઉપપ્રધાન : પેલા દેશભક્ત પરીક્ષકની છૂરીએ એને પણ ઘાયણ કરેલા. લાર્પેન્ટ સાહેબે એની પાસેથી રૂપિયા અઢીસો ની રૂશ્વત માગી. એક સ્નેહીએ રૂપિયા લાવીને હાજર પણ કર્યા. પરંતુ એ રીતે પાસ થવાનું વીર ભક્તરામે હરામ માન્યું. એલ. એલ. ની પદવી લોકોમાં જગબત્રીસીએ ચડી ગઇ, 'લાઇસેન્શીએટ ઈન લો' ને બદલે લોકોએ એનો 'લાર્પેન્શીઅન લૉયર' એવો અર્થ બેસાડી દીધો !

પરંતુ લાર્પેન્ટ–લીલા એટલેથી જ સમાપ્ત નહોતી થઇ ગઇ. બીજે જ વર્ષે મેં વકીલની પરીક્ષા દીધી. મહિનાઓ સુધી એનું પરિણામ બહાર ન પડયું. કારણ કે ગયા વર્ષના એ નવશિક્ષિત લાર્પેન્ટ સાહેબે આ વર્ષે તો અનુભવમાં આરપાર બની બે હાથે છચોક રૂશ્વત લેવી શરૂ કરી દીધી. પાસ થવાનું મૂલ્ય રૂ. ૧૫૦૦ ખુલ્લેખુલ્લું બોલાતું હતું. સાહેબ બહાદુરે દલાલો પણ રોકી દીધા હતા. ૨૦૦ એ દલાલના અને ૧૩૦૦ સાહેબના.. કોઇ કોઇ અક્કલના ઓથ-

મીર તો એવા નીકળ્યા કે પાસ થવાથી જ સંતોષ ન પકડતાં પહેલા બીજા આવવા માટે ૫૦૦ અને ૨૫૦ દીધા. એટલું જ નહિ પણ જે પાસ થયા હતા તેઓને ઘેરે પહોંચીને પણ સાહેબના દૂતે કોથળીઓ ખાલી કરાવી. મને પણ હું પાસ હોવા છતાં ૧૦૦૦ ચુકવ્યા વગર પ્રમાણપત્ર ન મળવાની ચેતવણી પહોંચી. આ પાપનો ઘડો ફોડવાના આવેશ સાથે હું લાહોર પહોંચ્યો. પણ તે પહેલાં તો લાલા ચુડામણિએ વાઇસ ચેન્સેલરની પાસે જઇ શોર મચાવી દીધો. વાઇસ ચેન્સેલરે એ જ વખતે પરિણામની ફાઇલ તપાસી. યુનીવર્સિટિએ એક ચુડામણિ સિવાય તમામને નાપાસ કર્યા. હું પણ બળવાની અંદરના નિરપરાધી બાળકની માફક એ ગોળીનો શિકાર બન્યો. લાર્પેન્ટ પર આરોપ મૂકાયો. સાક્ષી પૂરાવા શરૂ થયા. કેટલાક રૂશ્વત દેનારા પહોંચ્યા અને તેઓ સાહેબને ડરાવી પોતાના તેરસો તેરસો રૂપીઆ પાછા પડાવી આવ્યા. બાકીનું દ્રવ્ય સાહેબે મુકદ્દમો લડવામાં અને ઉત્તરાવસ્થા સુખમાં ગુજારવામાં યોજ્યું. એને કંઇક શિક્ષા પણ મળી. પરંતુ એના પાપના ભોગ તો મારા જેવા અનેક વિદ્યાર્થીઓને જ થવું પડ્યું. મારી નિષ્ફળતા તો મને વકીલાત પરથી વાળી લઇ ધાર્મિક આંદોલન તરફ લઇ ગઇ. એટલે એ એક ઇશ્વરી આશીર્વાદ જેવી જ થઇ પડી.

# વકીલાતની ગાડી

વકીલાતની ગાડી ખેંચવામાં વકીલ ઘોડાને સ્થાને છે: પરંતુ પૈડા વિના ઘોડાનું જોર શા ખપનું ? ટાપટીપ રૂપી પૈડાં જોઇએ. વકીલ ચાહે તેવો ઉત્તમ વક્તા હોય, કે તિવ્ર દૃષ્ટિવાળો હોય, પણ જો એની બેઠક શણગારેલી ન હોય અને એના કબાટમાં પુસ્તકો ભર્યાં ન હોય, (પછી ભલેને પુસ્તકો કાયદાનાં હો કે નવલકથાનાં) જો કચેરીમાં એ ગાડીમાં બેસીને જવાને બદલે ખાસડાં ઘસડતો જતો હોય; અને જો એનો પોશાક ભડકામણો ન હોય તો કોઇ અસીલ એની પાસે નહિ ઢોકાય ! મારે તો આમાંનો કશો ઠાઠ નવો નીપજાવવાનો નહોતો. મારા પિતાજીની પાસે ઘોડાગાડી હતી. ખુરશીઓ પણ હતી, અને કાયદાનાં પુસ્તકોને બદલે સાહિત્ય, ઇતિહાસ વગેરે ગ્રંથો તો ભરપૂર હતા. સાથે યજુર્વેદ ઋગ્વેદનાં ભાષાન્તરો પણ મળી ગયાં. બસ ! કબાટ શોભી ઊઠયા ! મારો મુન્શી મારી ગેરહાજરીમાં સહુને કહેતો કે 'મુન્શીરામજી મોટા વકીલ છે, કેમકે આવું પુસ્તકાલય તો ફક્ત બે જ વકીલોને ઘેર છે !'

હવે વકીલાત રૂપી ગાડીમાં કોચવાન પણ જોઇએ ને ! એ કોચવાન એટલે વકીલોના મુન્શીઓ ! મારા મુન્શીનું એક દષ્ટાંત આપું : હું જ્યારે લાહોર વકીલાતનો અભ્યાસ

કરવા ગયો ત્યારે થોડા મુકર્દમા મારી પાસે બાકી હતા. તેનો નિકાલ તો મારા અમુક મિત્રોએ કરી નાખ્યો. પરંતુ મારા મુન્શી સાહેબ તો મારી ગેરહાજરીમાં જૂના મુકર્દમાઓની ફી વસૂલ કરવા ઉપરાંત નવા મુકર્દમા પણ હાથ ધરવા લાગ્યા! અને મારા વકીલોની પાસેથી એમ કહીને કામ લેવરાવવા લાગ્યા કે 'આ તો જૂના પડયા છે!' જો કોઇ જૂનો અસીલ આવી ચડે તો મુન્શીજી એમ જ કહી દે કે 'બીજો વકીલ કરવો હોય તો કરી લ્યો, પણ ફાવશો આ વકીલ કરવામાં.' ત્યારે અસીલ પૂછતો કે 'પણ ભાઇ તો નથી. એટલે કેસની તજવીજ કોણ કરશે?' મુન્શી જવાબ દેતો 'અરે ગાંડા! લાહોરમાં આ બધા વકીલોની નિશાળ છે, ત્યાં સરકારને એક બાહોશ શિક્ષકની જરૂર પડી હતી. બીજો કોઇ બાહોશ ભણાવનાર દેખ્યો નહિ તેથી સરકારે ભાઇને બોલાવેલ છે. તેની ગેરહાજરીમાં કોઇ વકીલ આપણને હરાવી નાખે તો ય શું? ભાઇ આવીને તુરત અપીલ કરશે. ખબર છે?' મુન્શીજીના આવા કાંટામાં કોઇ કોઇ માછલાં ફસાતાં પણ ખરાં!

દુકાનનું પાટિયું બનાવરાવવા મેં મુન્શીને આજ્ઞા દીધેલી. લખાઇને પાટિયું આવી પહોંચ્યું. જોઉં તો મારા નામની જોડે 'મુખતીઆર'ને બદલે 'લીગલ પ્રેકટીશનર'નું પદ લગાડેલું. આ જૂઠાણાથી હું મુન્શી પર અત્યંત નારાજ થયેલો. મને જવાબ મળ્યો કે 'મેં તો આપના ભલા માટે

કર્યું હતું.' મેં કહ્યું કે 'મારે એવું ભલું ન જોઇએ.' પાટિયું પાછું મોકલી 'વકીલ' શબ્દ છેકી 'મુખતીઆર' શબ્દ લખાવ્યો.

ધીરે ધીરે મારી મુખતીઆરીનું કામ ઝલકવા લાગ્યું. ઘણા ઘણા વકીલો કરતાં પણ મારી આમદાની ચઢીઆતી થઇ ગઇ. પરંતુ સત્યાસત્યની એક એવી કસોટીમાં હું મુકાયો કે સત્યની બરદાસ્ત કરવા બદલ મારી તમામ પ્રતિષ્ટા અપ્રતિષ્ટામાં પલટાઇ ગઇ. બન્યું એવું કે મુન્શી મારી પાસે એક મુકર્દમો લાવ્યો. કોઇ વેપારીના ચોપડાના ખાતાના બાકી રૂા. ૧૦૦૦નો સાધારણ દાવો કરવાનો હતો. મેં ચોપડો જોયો તો બાકી લેણા રૂા. ૧૦૦૦ ઉપર ટીકીટ અને સહી નહોતાં. મેં કહી દીધું કે આ દાવો નહિ ચાલી શકે. એ વખતે તો એ વેપારી ચાલ્યો ગયો. પણ થોડા દિવસ પછી એણે બાકી રકમ પર પોતાની જ ટીકીટ લગાવી, દાવો લખાવી અદાલતમાં દાખલ કરી દીધો, અને મારા મુન્શીને મળી મુખતીઆરનામા પર મારી સહી પણ કરાવી દીધી.

સહી શી રીતે કરાવી? એ સમજવા જેવું છે. જો પ્રભાતે સહી કરાવવા આવેલ હોત તો હું ચોપડો જોવા માગત. પણ કચેરીમાં જવા માટે હું ગાડીમાં ચડયો અને મુન્શીએ મુખતીઆરનામું સહી માટે ધર્યું. મેં કહ્યું કે 'ચોપડો જોવો જોઇએ.' મુન્શી કહે કે 'સાહેબ! મામૂલી ચોપડાના ખાતાના રૂા. ૧૦૦૦નો દાવો છે, એમાં રૂા. ૫૦ની તો ફી આપે છે. રૂા. ૨૫ તો લઇ પણ લીધા છે, ફક્ત

એકજ સુનાવણીનું કામ છે. એમાં મોટી શી વાત છે?' હું ભોળવાઇ ગયો. રૂા. ૨૦ના કામમાં રૂા. ૫૦ મળતા હતા ખરા ને! એટલે મેં સહી કરીને ગાડી હાંકી મૂકી.

મોટી અદાલતમાંથી કામ કરી હું મુન્સફની કચેરીમાં પહોંચ્યો. એજ દાવા માટે મારી રાહ જોવાઇ રહી હતી. મુન્સફ મારા પર અત્યંત કૃપા રાખતા. મને દાવો રજૂ કરવા ફરમાવ્યું. પ્રતિવાદીનું બચાવનામું વાંચતાંની વાર જ મને સંદેહ પડયો. મેં મારા અસીલના મોં સામે જોયું અને ચોપડાનું ખાતું કાઢયું. બસ, મને ખાત્રી થઇ ચૂકી કે આ બધું અસીલ મહાશયનું કારસ્થાન જ છે! હું લગાર પણ ન અચકયો. મુન્સફ સાહેબને સભળાવી દીધું કે 'સાહેબ મારા, અસીલે જૂઠી સહી (Forgery) કરી છે. હું એનો મુકર્દમો નહિ લડી શકું.' મુન્શીને મેં કહ્યું 'એના રૂા. ૨૫ પાછા આપી દેજો.'

અદાલતમાં એક જાણે મોટો કડાકો થયો. મુન્સફે અંગ્રેજીમાં મને બહુ સમજાવ્યો કે 'તારી પ્રતિષ્ઠા તૂટી પડશે, તારી કમાઇને હાનિ પહોંચશે.' પણ હું ન માન્યો. ચાલી નીકળ્યો.

બીજે જ દિવસ મારો ગ્રહ બદલી ગયો. મારી પાસે આવનાર અસીલોને અન્ય વકીલોએ ચેતવી દીધા કે 'પોતાના જ અસીલની ગરદન કાપનાર એ મુખતીઆર પાસે જવા કરતાં એવા વકીલ પાસે જાઓ કે જે પોતાના અસીલને ખાતર બધા કાવાદાવા રમવા તત્પર હોય!' અને સાચેસાચ

એમ જ બન્યું. મારી કમાઇ રૂા. ૫૦૦ થી ઉતરીને ૧૫૦ જેટલી થઇ ગઈ. મારા મુન્શીને મેં રૂખ્સદ આપી. છતાં મને કશો શોચ નહોતો. હું જાણતો હતો કે 'સબ દિન હોત ન એક સમાન !' એ માસમાં જ લોકો મારા કૃત્યને વિસરી ગયા અને ફરીવાર મારી પ્રતિષ્ઠા ચડવા લાગી.

ત્યાર પછીનાં દસ વર્ષો મારા સંસારી અને ધાર્મિક જીવનની એક અનોખી તવારીખ સરજે છે. વકીલાતની ઉત્તરોત્તર ઉજ્જવલ સફલતા : ધર્મોપદેશ : આર્યસમાજની ભિન્ન ભિન્ન શાખાઓમાં પ્રાણસંચાર : મેળામાં વેદધર્મનો પ્રચાર : ઉત્સવો : જાલંધર કન્યામહાવિદ્યાલયની સ્થાપના : 'સદ્ધર્મપ્રચારક' પત્રનો જન્મ : અને શાસ્ત્રાર્થની ધૂન : ઇત્યાદિ અખંડિત પ્રવાહમાં પ્રવૃત્તિ કરતો ગયો. પરંતુ મારા અંતરમાં જાણે કે દેવદાનવનો સંગ્રામ જામતો હતો. તા. ૧૧–૧–૧૮૯૧ની રોજનિશિમાં મેં લખ્યું છે કે 'જો કે મેં આ દરમિયાન આર્યસમાજની અત્યંત સેવા કરી છે, એકલે હાથે જ 'સદ્ધર્મપ્રચારક'નું સંપાદન કર્યું છે, વર્ણ-વ્યવસ્થા પર એક પુસ્તક પણ લખ્યું છે, શાસ્ત્રાર્થો પણ કર્યા છે, વેદધર્મપ્રચારનાં ઘણાં ઘણાં વ્યાખ્યાનો દીધાં છે, પરંતુ શું મારી આત્મક અવસ્થામાં વાસ્તવિક ઉન્નતિ થઇ છે ખરી ? હે અમારા અંતર્યામી ! તું એક જ જાણે છે કે આ ઉપલક દેખાવની પાછળ કેટલી અપવિત્ર ચેષ્ટાઓ છુપાયેલી છે. હે પ્રાણેશ્વર ! મને બલ આપ કે જેથી હું ધર્મમાર્ગ પર ચાલી શકું ને દૃઢ રહું.'

એ વખતનાં લખાણો પરથી જાણી શકું છું કે વકીલાત છોડવા માટે હૃદયમાં યુદ્ધ થઇ રહ્યું હતું. ૧૮૯૧ની ૧૨મી જાનેવારીની રોજનિશિમાં મેં એક મહન્તના દુરાચારનો અહેવાલ લખ્યો છે. સંન્યાસ–આશ્રમની દુર્દશાનું વર્ણન કર્યું છે કે 'માતૃભૂમિના પુનરૂદ્ધાર માટે ઉગ્ર તપવાળા આત્મસમર્પણની કેટલી આવશ્યકતા છે, તે આવી ઘટનાઓ બતાવી આપે છે.' એ જ દિવસે કચેરીમાં જવાનું વૃત્તાંત લખ્યું છે કે 'વકીલોના ખંડમાં આ ધંધાના ધર્માધર્મ પર વાતચીત થઇ. હું વારંવાર મારા અંતરાત્માને પૂછી રહ્યો છું કે વેદધર્મની સેવાનું વ્રત ધારણ કરતો છતાં હું વકીલાત શી રીતે કરી શકું? મને સાચો માર્ગ કોણ બતાવે? પરમ પિતાની પાસે જ આ માર્ગ પૂછવો પડશે. આ સંશયાત્મકતાનો અંત આવવો જ જોઇએ. સેવા માટે સંપૂર્ણ આત્મસમર્પણ કરવું જ જોઇએ. પરંતુ આ કુટુંબનો મોટો અંતરાય છે તેનું શું? હે પિતા! તમે જ હવે તો હાથ ઝાલો ને માર્ગે દોરો!'

## છેલ્લી ગાંઠનું છેદન

પરમાત્માના દરબારમાં મારી આ પ્રાર્થના પહોંચી ગઇ. સંસાર સાથેની છેલ્લી ગાંઠ છૂટી જવાનો સમય અતિ નિર્દય ડગ ભરતો આવી પહોંચ્યો. મારી ધર્મપત્ની શિવદેવી, કે જે પોતે ધર્મગ્રંથોના અભ્યાસ ઉપરાંત મારા અન્ય વિચારોમાં પણ સહભાગી થઇ ચુકી હતી, અને મારી પુત્રીઓને

સ્વહસ્તે જ શિક્ષણ આપવા ઉપરાંત પર્દાની રૂઢી ફગાવી દઇ મારા રઝળપાટોની અંદર મારી સાથે ફરતી હતી, એના ઉપર મૃત્યુદેવના ઓળા ઊતરવા લાગ્યા. કુટુંબને 'અંતરાય' ગણ્યા પછી સાત જ મહિને દેવીને પાંચમી પ્રસૂતિ આવી ને તે સમયે એને બહુ કષ્ટ થયું. બાલક મરી ગયું ને માતા નિર્બલ બની ગઇ. ઝાડા શરૂ થઇ ગયા. બહુ ઇલાજો કર્યા, પણ કોઇનું કાંઇ ન ચાલ્યું. રાતે એની મા જરા દૂર ગઇ, એટલે પુત્રી પાસે ખડીઓ કલમ મગાવીને એણે કાંઇક લખ્યું. લખીને એ કાગળ કલમદાનના ખાનામાં મૂકી દીધો. એક બજે મેં એને ઔષધ પીવરાવ્યું એટલે એણે મને પ્રણામ કર્યા. એના ભાઇએ પૂછ્યું 'કાં બહેન, ભજન સાંભળવું છે ?' એણે હા પાડી. ભાઇએ ભજન ઉપાડ્યું. 'પ્રભુજી ! ભેટ ધરૂં કયા મેં તેરી !' એ સ્તવન ગવાતું ગયું તેની સાથોસાથ દેવી પોતાના હોઠ ફફડાવતી ગઇ. ભજન સમાપ્ત થયું. એની માતાએ રોઇને પૂછ્યું 'દીકરી, બચ્ચાં કોને ભળાવી ચાલી ?' ઉત્તર મળ્યો કે એની મેળે જ મોટાં થઈ જશે.' આખરની ઘડી આવી પહોંચી. બે વાર મને એણે બોલાવ્યો 'બાબુજી ! બાબુજી !' અને છેલ્લી ઘડીએ 'ૐ'નું ઉચ્ચારણ કરી પોતાના પ્રાણ તજી દીધા. એ પુનિત મૃત્યુ પર રોવાકૂટવાની અમે મના કરી, એ મૃતદેહને અમે સ્મશાને લઇ ગયા. અને મારા એ અમુલખ ધનને અગ્નિમાં ભસ્મીભૂત થતું હું ભારે હૃદયે જોઇ રહ્યો.

બીજે દિવસે પ્રભાતે હું મારી દેવીનો સામાન સંભાળતો સંભાળતો એનાં સ્મરણ-ચિહ્નોને સ્પર્શ કરી રહ્યો હતો ત્યાં તો મારી મોટી પુત્રી કલમદાન લઈને આવી અને મને કહ્યું કે 'બાપુ, માતાજીએ એક કાગળ લખીને આમાં મૂકી રાખ્યો છે.' મેં એ કાગળ ઉખેળીને વાંચ્યો. એમાં લખ્યું હતું:-

'સ્વામીનાથ! હું તો હવે રજા લઉં છું. મારા અપરાધ ક્ષમા કરજો. આપને તો મારાથી વધુ રૂપાળી અને બુદ્ધિશાળી દાસી મળી રહેશે. પરંતુ આ બચ્ચાંને ન વિસારજો હો! મારા છેલ્લા પ્રણામ સ્વીકારજો.'

મારા અંતર પર એ શબ્દો અંકાઇ ગયા. રાત્રિએ બધાં બચ્ચાંને બોલાવીને મેં એક કલાક સુધી પરમાત્મા પાસેથી સહનશક્તિ મેળવવા પ્રાર્થના કરી અને તે ક્ષણથી મહાવ્રત લીધું કે આ બચ્ચાંની માતાની ખોટ હું પોતે જ પૂરી પાડીશ. આજે મારાં બાળકો બોલી શકશે કે એ સંકલ્પ મેં પાર ઉતાર્યો છે કે નહિ.

મારી સમીપે એ ક્ષણે ખડાં થયેલાં પ્રલોભનમાંથી મને બેશક સ્વામી દયાનંદના સદ્‌બોધોએ તેમ જ વેદધર્મના આદેશોએ તો ઉગારી લીધો, પરંતુ મારા અંતરમાં માતૃ-ભાવનો સંચાર કરી, માતા અને પિતા બન્નેનું સ્થાન પૂરૂં કરવા બંધાયેલ એવો ગુરૂકુળનો યોગ્ય આચાર્ય જો મને કોઇએ બનાવ્યો હોય, તો તે બનાવનાર મારી દેવીનો છેલ્લો સંદેશો જ હતો.

મારાં બીજાં બધાં બચ્ચાંને લઈને મારી ભાભી તલવન ચાલી ગઇ. અને પુત્ર હરિશ્ચંદ્રને લઇને મેં સાર્વજનિક જીવનનો રસ્તો લીધો.

માંસભક્ષણની વિરૂદ્ધ ઉગ્ર યુદ્ધ લડતો લડતો હું ઘૂમવા લાગ્યો. એ મત પરત્વે આર્યસમાજમાં બે પક્ષો પડી ગયા. અને જે પાપ આજ સુધી ગુપ્ત ચાલતું હતું તે પ્રગટ બની પોતાનો પ્રચાર કરવા લાગ્યું. એમ કરતાં આખા પંજાબના આર્યસમાજની પ્રતિનિધિસભાના પ્રધાનપદે મારી ચૂંટણી થઇ, તે વખતથી મારૂં જીવન મારૂં પોતાનું ન રહ્યું. એ જીવન સાર્વજનિક બની ગયું. અને તેથી જ હું મારી જીવનયાત્રાની બીજી મજલને આંહીં જ સમાપ્ત કરૂં છું. હું એને આશ્રમ નથી કહેતો કેમકે બ્રહ્મચર્યાશ્રમની સાથે તો મારો સ્પર્શ સરખો યે નહોતો થયો. તેમ વળી ગૃહસ્થાશ્રમ પણ વેદ ધર્મના નિયમાનુસાર મેં નથી પાળ્યો. હા, આ પૂર્વે મેં વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની તૈયારી આરંભી દીધી હતી. અને નવ વર્ષ એ તૈયારીમાં વીતાવ્યા પછી કેવી રીતે મેં વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો તથા એ આશ્રમ-ધર્મના પાલનમાં મને કયાં કયાં ઠોકરો લાગી તેના વર્ણનનો સમય હજુ નથી આવ્યો. એટલે પછી ચોથા આશ્રમમાં (સંન્યસ્તમાં) પ્રવેશ કરવાનું વર્ણન તો હજુ ઘણું ઘણું દૂર છે.

## આત્મકથાની પૂર્ણાહૂતિ

## આર્યસમાજનો ઉદ્ધારક

એ સમય તો સદાને માટે દૂર જ રહી ગયો. કલ્યાણ-માર્ગના એ મહાન પ્રવાસીને સ્વમુખેથી જ પોતાના તીવ્ર જીવનસંગ્રામનો આ રોમાંચક ઈતિહાસ સાંભળ્યા પછી એના જીવનના આકાશચુંબી મિનારાઓ કેવી કેવી રીતે ચણાયા તે વૃત્તાંત તો આપણે જ એની છૂટીછવાયી નોંધમાંથી તારવી લેવું રહ્યું છે. કૈં કૈં અણમોલ ઘટનાઓ તો એમના એકલાના જ અંતરમાં ગુપ્ત પડી પડી આત્મનિવેદનનો બીજો કોઇ અવસર શોધી રહી હશે, તે તો હવે એમની ચિતામાં જ ભસ્મ થઇ ચુકી છે. ચાલો પાઠક ગણ, આપણે હવે એ અમૃતઝરણી વાણીના આત્મોદ્ગારોની આશા ત્યજી દઇ, એણે પોતાની પાછળ મૂકેલા અનેક કીર્તિસ્થંભોનાં ઉપરછલાં જ દર્શન કરી લઇએ.

નાસ્તિકતાનો એ પ્રબલ પ્રવાહ જે દિનથી આસ્થામાં પલટી જઇ વેદ ધર્મના પુનરૂદ્ધાર રૂપી મહાસાગર તરફ ચાલી નીકળ્યો, તે જ દિવસે એના સામર્થ્યની જાણ શહેરે શહેર થવા લાગી હતી. જાલંધરના આર્ય સમાજ તરફથી કહેણ મળ્યું કે 'અમારી શાખાના પ્રધાન બનો!' મિત્રોનું

આકરૂં દબાણ એને મૂંઝવવા લાગ્યું. પણ એની સચ્ચાઇ અને એનું ગાંભીર્ય એટલાં બધાં જાગૃત હતાં કે પોતે ઊંડા વિચારમાં પડી જઇ, પોતાની નબળાઇનો તોલ બાંધી, આખરે જાહેર કર્યું કે 'ભાઇ, આર્યસમાજના પ્રધાનપદની જવાબદારી તો એક રાજના શાસન કરતાં પણ કઠિન કહેવાય!' સાંભળીને એના મિત્રો ખડખડ હસી પડયા. 'અરે મુન્શીરામજી, રોકડા ચાર તો એના સભાસદો છે. છોકરાંની ઘોલકી જેવી તો એની દશા છે. એમાં તમે એની રાજવહીવટ સાથે સરખામણી કરી નાખી, ભલા માણુસ?' સાંભળીને મુન્શીરામજીનું ગાંભીર્ય પણ હાસ્યથી તૂટી પડયું. આવી એક નજીવી બાબતમાં પણ પોતે શા માટે વધુ પડતું મહત્ત્વ કલ્પી લીધું? પોતે જ લખે છે કે 'સાધારણમાં સાધારણ પ્રશ્નને પણ હું જીવન-મૃત્યુનો પ્રશ્ન બનાવી લઉં છું. આ ઘટના પર નજર કરતાં જ સહુ સમજી જશે કે બીજાઓની પ્રત્યે પ્રેમભાવ રાખતા છતાં પણ મેં અનેકને શા કારણથી જાહેરજીવનમાં મારા શત્રુઓ બનાવી દીધા હતા!'

નાનામાં નાની વાતમાં પણ પ્રાણ પરોવી દેવાની એ પ્રકૃતિ જાલંધર સમાજનું સુકાન લેવાની સાથે જ ચમકવા લાગી. પ્રથમ જુમ્બેશ લીધી શાસ્ત્રાર્થોની લડત લડવાની. શાસ્ત્રાર્થોમાં પરાયી સહાય ન લેવાની એણે પ્રતિજ્ઞા કરી. વેદોની પુનરાવૃત્તિ આદરી. રોજ પ્રાતઃકાળે અગ્નિહોત્ર પછી વીસ વીસ વેદ-મંત્રોનો પાઠ ચાલવા લાગ્યો. વેદ-ભાષ્યનો પણ સમય ઠરાવ્યો. વ્યાકરણ ન જાણવા છતાં યે મંત્રોમાંથી

ઉચ્ચ, ગંભીર અને આશ્વાસક ભાવો આપોઆપ અનુભવાવા લાગ્યા. પંડિતોએ જ્યારે મુન્શીરામજીને વ્યાકરણની મદદ વિના પણ મંત્રોના ઊંડા મર્મો વલોવતા દેખ્યા, ત્યારે તેઓએ વિસ્મય પામીને ઉચ્ચાર્યું કે વેદના ભેદ પામવા માટે વિદ્વત્તા કરતાં વધુ અગત્ય તો માનસિક શુદ્ધિની જ છે.

## ચપટી લોટ

હિન્દુ સમાજની જડતા તોડવા નીકળેલો આર્યસમાજ પંડિતોને, શાસ્ત્રીઓને અને લંપટ ધર્મગુરૂઓને મન તો હિન્દુત્વનો મહારિપુ હતો. અને તેથી એને ધાર્મિક મદદ દેનારા બહુ ઓછા હતા. એટલે પ્રાચીન દાન–પ્રણાલીને સજીવન કરવાની કલ્પના દોડાવીને મુન્શીરામજીએ તથા મિત્રોએ બે ફંડો કાઢયાં: એક 'આટા ફંડ' ને બીજું 'રદ્દી ફંડ.' 'આટા ફંડ' એટલે કે પ્રત્યેક રવિવારે આર્ય-સમાજનો સભાસદ ઘેર ઘેર જઇને ચપટી લોટ માગી આવે અને તેમાંથી સમાજનું કામ ચલાવે. આ પ્રથાનો પ્રચાર એટલો તો લોકપ્રિય બન્યો કે 'દયાનંદ કોલેજ'ની આવકમાં તેનો હિસ્સો ઘણો મોટો બની ગયો. ઘણાં ખરાં ઘરોમાં તો 'ધર્મ–ઘટ' એટલે કે 'માટલી' જ મૂકવામાં આવી હતી અને ગૃહિણીઓ રોજ પ્રાતઃકાલે ઘંટીમાંથી લોટ ઉઘરાવ્યા પહેલાં એક ચપટી લોટ આર્યસમાજને નિમિત્તે એ ધર્મ–ઘટમાં પધરાવતી હતી. આ પ્રથા બનાવનાર કોણ હતો? એક 'રમતારામ' નામનો લાંબો, પાતળો સાધુ હતો. એક વાર

ઓચીંતો એ આર્યસમાજની સભામાં આવ્યો અને એક મર્મસ્પર્શી વ્યાખ્યાન કરી એણે ઉપરની યોજના સમજાવી. ત્યાર પછી એ ચાલ્યો ગયો. ફરી એનો પતો મળ્યો જ નથી. મુન્શીરામજી કહે છે કે 'ધર્મોદ્ધારના અગ્નિથી પ્રજ્જ્વલિત એ. રમતારામ કોઇ ધૂમકેતુની માફક આવ્યો અને અદૃશ્ય થયો. નથી ખબર કે એવા કેટલા ધૂમકેતુઓ આવ્યા અને ગયા, કે જેને આર્યસમાજમાં ન કોઇએ જોયા કે ન પિછાન્યા.' 'રદ્દી ફંડ'ની યોજના એવી હતી કે સભાસદોના ઘરમાં પ્રત્યેક મહિનાની અંદર જેટલા રદ્દી કાગળ એકઠા થાય, તે તમામને આર્યસમાજનો ચપરાસી ઉપાડી લાવે અને એને વેચી નાણાં કરે. આ ફંડની આવકમાંથી આર્યસમાજના પુસ્તકાલયને માટે પુસ્તકો તથા વર્તમાનપત્રો મગાવવામાં આવતાં. પોતાની સંસ્થાને આવું ગરીબીવ્રત ધારણ કરાવનારા મુન્શીરામજી દેશની હજારો સંસ્થાઓને જીવન ટકાવવાનો કેટલો હળવોફૂલ માર્ગ જાતઅનુભવથી આચરીને બતાવી ગયા છે!

સમાજનું પ્રધાનપદ મુન્શીરામને માટે જીવન-મૃત્યુના જ પ્રશ્ન જેવું હતું. તેનું એક બીજું ઉદાહરણ મળી આવે છે. ગુરૂદાસપૂર આર્યસમાજના વાર્ષિકોત્સવ પર જતાં એને માલૂમ પડયું કે એ શાખાના સંચાલકો દારૂડીઆ, માંસાહારી અને શિકારી છે. એમાંના એક ભાઇએ તો ફીલ્લોર ગામના નવા ઊઘડેલા આર્યસમાજના મંદિરમાં જઇ, વેશ્યાઓ બોલાવી, સ્થાનિક મંત્રીઓને પણ પોતાના પાપમાં ભાગીદાર

બનાવી પોતાનું મોં કાળું કર્યું હતું. ત્રીજે દિવસ ફિલ્લોર જતાં મુન્શીરામજીને માલૂમ પડયું કે એ વેશ્યાએ, પોતાને પૈસા ન મળવા બદલ આ આર્યસમાજી મંત્રીઓની સામે સરકારમાં ફરિયાદ નોંધાવેલી, પણ ત્યાંના એક ખાનદાન મુસલમીન તહસીલદારે, આર્યસમાજી મંત્રીઓને બદનામીથી બચાવી લેવાને માટે વેશ્યાને પોતાના પદરના પાંચ-દસ રૂપિયા દઇ અરજી ફડાવી નાંખી છે! મુન્શીરામજીએ આ કૃપા બદલ તહસીલદાર સાહેબને કહ્યું કે 'આપને ધન્યવાદ દઉ છું. પરંતુ ભાઇ, આપે પાપ કર્યું છે.' તહસીલદાર તાજ્જુબ થયો. પરંતુ મુન્શીરામજી એટલેથી જ ન અટકી ગયા. એ ને એ વખતે જ સાંજરે વ્યાખ્યાન દેવાનો ઢંઢેરો પીટાવ્યો અને એ સભાને અંતે પોતે જાહેર કરી દીધું કે 'આંહીંના સમાજના અધિકારીઓ ભ્રષ્ટ થઇ જવાથી હવે ફિલ્લોરમાં આર્યસમાજને તાળું દેવામાં આવે છે.' બલિહારી તો એ જ છે કે આ પગલાથી ગુરૂદાસપૂરનો પેલો પાપાચારી વકીલ મુન્શીરામજીનો જીવનભરનો શત્રુ બની, પોતાની પૌરાણિક જ્ઞાતિનો મહાન અગ્રેસર બની ગયો. એવા દુશ્મનોનું તો મોટું દળ બંધાઇ ગયું હતું. મુન્શીરામજીએ પણ ભયને કદી જાણ્યો નહોતો.

એ વીરત્વની કસોટી તો કપૂર્થલા રાજ્યની અંદર એક દિવસ થઇ ગઇ હતી. અછરૂમલ નામના એક એ રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ આર્યસમાજના એવા તો કટ્ટા દુશ્મન હતા કે પોતાના મકાનની દિવાલ પર આર્યસમાજના

અધિવેશનની વિજ્ઞાપનપત્રિકા પણ જો કોઇ ચોડવા જાય, તો એને મારીને કાઢી મૂકે, ને જો એની નજર ચૂકાવીને પત્રિકા ચોડી દીધી હોય તો આખી દિવાલને પાણીથી ધોવરાવી નાખે ! એક વાર એ ગામમાં એક આર્યબંધુની માતાની દહનક્રિયા કરાવવા માટે મુન્શીરામજીને ત્યાં જવાનું બન્યું. આ આર્ય ધર્મ અનુસારની અંત્યેષ્ટિ ક્રિયાની વિરૂદ્ધ પણ એ અધિકારી અછરૂમલે ઝુમ્બેશ ઉઠાવી. તે છતાં મુન્શી-રામજીના પ્રભાવથી પ્રેરાઇને પાંચસો સ્ત્રીપુરૂષો અછરૂમલની સત્તાને લાત મારી સ્મશાનયાત્રામાં ભળ્યાં. એ અગ્નિ-સંસ્કાર વખતની મુન્શીરામજીની પ્રભુ-પ્રાર્થનાએ અનેક નરનારીઓ પર વેદધર્મનું જાદુ છાંટયું. રોષમાં સળગતા અછરૂમલે કહાવ્યું કે 'આ વખતે તો મરણ-પ્રસંગ હોવાથી જવા દઉં છું, પણ ફરી આવીશ તો હું તને બેડીઓ પહેરાવીશ.' આ નિમંત્રણને વધાવી લઇ મુન્શીરામજી કૈં કૈં વાર કપૂર્થલા ગયા, પરંતુ અછરૂમલજી પોતાનો બોલ પાળવા એકેય વાર તૈયાર ન થયા. એ વાતનો મુન્શીરામજીને અફસોસ રહી ગયો.

## કન્યાકેળવણીનો પિતા

કચેરીમાંથી વકીલાત કરીને એક દિવસ મુન્શીરામ ઘેર આવે છે. તે વખતે એની પુત્રી વેદકુમારી દોડતી સામે આવે છે અને પિતાજીની પાસે જાણે કે પોતાની હુશિયારીની વધાઈ ખાતી હોય તેમ ભજન ગાવા લાગે છે કે–

એક વાર ઇસા ઇસા બોલ
તેરા ક્યા લગેગા મોલ
ઇસા મેરા રામ રસિયા
ઇસા મેરા કૃષ્ણ કનૈયા
વગેરે વગેરે !

સાંભળતાં જ મુન્શીરામ ચમકી ઊઠયા. પૂછ્યું કે 'બેટા, તું આ કયાંથી શીખી ?' જવાબ મળ્યો કે 'અમારી ખ્રિસ્તી કન્યાશાળામાંથી.' એટલું જ બસ નહોતું. વિશેષ પ્રશ્નો પૂછતાં એવો સાર નીકળ્યો કે આર્ય પુત્રીઓને એ નિશાળમાં પોતાના ધર્મશાસ્ત્રોની નિન્દા પણ શીખવાઇ રહી છે !

એ ખ્રિસ્તી કન્યાશાળાની કથની આવી હતી: જાલંધરમાં એક વૃદ્ધ પહાડી સ્ત્રી રહેતી. સહુ એને 'માઇલાડી' કહી બોલાવતાં, અને હિન્દુ સ્ત્રીઓમાં જે કાંઇ નજીવું અક્ષરજ્ઞાન આવ્યું તે આ 'માઇલાડી'નો જ પ્રતાપ હતો. મુન્શીરામજીનાં પત્ની પણ એનાં પાસેથી જ ભણ્યાં હતાં. પછી તો આ બાઇને ખ્રિસ્તીઓએ મોટી લાલચ આપીને પોતાની શાળામાં લઇ લીધી એટલે એની પાસે ભણેલી સ્ત્રીઓ પોતાની પુત્રીઓને પણ એ બાઇની સાથે જ ખ્રિસ્તી કન્યાશાળામાં ભણવા મોકલવા લાગી. એનું પરિણામ આજે ઓચીંતું નજરે જોઇને મુન્શીરામજીનું ખૂન તપી આવ્યું. આર્ય કન્યાઓને શિક્ષણ લેવાનાં સાધનનો અભાવ ભાળીને એનું અંતર વલોવાઇ ગયું. એ વલોવાટમાંથી 'જાલંધર કન્યા મહાવિદ્યાલય' નામની સ્ત્રી-કેળવણીની સંસ્થા નીકળી.

રાતોરાત જાગી, અપીલ ઘડી, મહર્ષિ દયાનંદની જન્મ-તિથિને પ્રભાતે પોતાને આંગણે હવન કરી, એણે ફાળો ચલાવ્યો. પોતાના 'સદ્ધર્મપ્રચારક' નામના પત્રમાં 'અધુરો ઇન્સાફ એ નામની લેખમાળા શરૂ કરી, સ્ત્રીઓને સુશિક્ષિત થવાનો અધિકાર પુરૂષોના જેટલો જ છે એ બરોબર બતાવી, પુત્રીઓને પણ ગુરૂકુળની અંદર મોકલવાની જરૂરિયાત ગજાવી દીધી.

આ બધી રમતો તો પોતાના ગૃહસ્થાશ્રમની અંદર જ રમાઇ ચુકી હતી. આર્યસમાજની પ્રગતિના પાયા એણે કયારે ને કેવી રીતે પૂર્યા, તેની આટલી નજીવી ઝાંખી કરીને હવે આપણે એના જીવનની એક અમર કમાણીનાં દર્શન કરીએ.

## રાષ્ટ્રીય શિક્ષણનો પિતા

ઈ. સ. ૧૮૮૪નું એ વર્ષ ચાલતું હતું. સરકારી નિશાળોમાં અપાતી, ન તો સંપૂર્ણ પરદેશી કે ન તો શુદ્ધ દેશી એવી કઢંગી કેળવણીના દંભ નીચે આપણા આર્યત્વને લોપનારૂં અને રાષ્ટ્રીયત્વનું ભાન ભૂલાવનારૂં શિક્ષણ ચાલી રહ્યું હતું. આર્યાવર્તના બાલકોની બુદ્ધિનો રસ

ઉકાળી ઉકાળી ગુલામી અને કારકુનીનાં બીબામાં રેડીને એમાંથી નિષ્પ્રાણ પ્રજા તૈયાર કરવામાં આવતી હતી. મુન્શી-રામે ખુદ પોતાના જ પુત્રોને એ કેળવણીના ભક્ષ બનતા દીઠા. અને બીજી બાજુ આખા આર્યસમાજનું અંતર ચાલુ શિક્ષણ–પદ્ધતિ સામે સંક્ષુબ્ધ હતું, અને મહર્ષિ દયાનંદે કલ્પેલા શિક્ષણના આદર્શોને આચરણમાં ઉતારવા તલસતું હતું, પરિણામે લાહોરમાં 'દયાનંદ એંગ્લો વેદિક કોલેજ'ની સ્થાપના થઇ. પરંતુ ૧૮૯૧માં એ કોલેજના ચાલકો વચ્ચે ઉગ્ર મતભેદ ફાટી નીકળ્યો. પ્રશ્ન એ હતો કે શિક્ષણક્રમમાં પ્રધાનપદ કોને આપવું ? અંગ્રેજી અને વિજ્ઞા-નને ? કે વેદના અધ્યયનને ? મુન્શીરામજીએ મત પોકાર્યો કે ધાર્મિક જીવન–સુધારનું જે મહાન આંદોલન આપણે સમા-જમાં લઇ આવવું છે, તે બાલકોના જીવનમાં વેદોને વણી દીધા સિવાય આવવાનું નથી; સામા પક્ષે આ મત ધરાવનાર મુન્શીરામજીને તથા તેમના સાથીઓને ધર્મઘેલડા કહી કોલેજની વ્યવસ્થામાંથી બાતલ કર્યા. એટલે એ ચૌદ જણાની નાની સેનાએ શપથ લીધા કે તક્ષશીલાની પ્રાચીન વિદ્યાપી-ઠના આદર્શ પ્રમાણે એક નિરાળી સંસ્થા સ્થાપવી. મુન્શી-રામજીએ અનુભવ વિના, પણ ભાવનાની વેધક દૃષ્ટિ વડે પ્રાચીન બ્રહ્મચર્યાશ્રમોની શિક્ષણ–પ્રણાલીને સજીવન કરવાની એક યોજના ઘડી અને એના જ મસ્તક પર એ મંડળીએ નવા શિક્ષણના નિર્માતા તરીકેનો કળશ ઢોળ્યો. પ્રારંભિક ખર્ચને પહોંચી વળવા માટે જ રૂા. ૩૦ હજારની જરૂર હતી. એ બીડું

પણ મુન્શીરામજીએ જ ઝડપ્યું. ૩૦ હજારમાં એક દુકાની પણ ઉણી રહે ત્યાં સુધી પોતાના ઘરમાં પગ ન મૂકવાની એણે પ્રતિજ્ઞા લીધી અને ઝોળી ઉપાડીને એ ભિક્ષુક ચાલી નીકળ્યા.

લુધીઆનાની એક મોટી દુકાન સામે ઊભો રહીને એ ભિક્ષુક અહાલેક પુકારે છે : કેવળ એકલો જ એ ઊભો છે : વસ્ત્રો પર ધૂળના થર બાઝયા છે : પગ ઉઘાડા છે : માથાના અને દાઢીમૂછના વાળ અસ્તવ્યસ્ત વધી ગયા છે : દુકાનદારો આ દિવાનાની સામે જોઇને હસે છે. પણ 'મહારાજ ! આગલી દુકાને જાઓ !' એટલું કહેવા જાય તે પહેલાં તો દુકાનદાર એની આંખોની જ્યોત નિહાળી થંભી જાય છે. ચુપચાપ પોતાની કોથળીમાંથી દસ રૂપિયા લાવીને અતિથિની ઝોળીમાં ધરી દે છે. 'ઇશ્વર તમારૂં કલ્યાણ કરે !' એટલો જ આશીર્વાદ દઇ એ મુંગો અતિથિ આગળની દુકાને ચાલ્યો જાય છે.

એવા વેશમાં મુન્શીરામ છ મહિના ભટકયા. ત્રીસે હજારની આખી રકમ ઉઘરાવી કાઢી. સુરેન્દ્રનાથ બેનરજી સમા વયોવૃદ્ધ અને દેવતુલ્ય નેતાને પણ જે સમયે બસો-પાંચસોથી વધુ ફાળો નહોતો મળતો, તે વખતે મુન્શી-રામજીને મળેલો આ વિજય અસાધારણ લેખાયો. એ ફળ દેનારી એની તપશ્ચર્યા જ હતી.

રૂપિયા તો મળ્યા, પણ કાર્યકરોનો પ્રશ્ન સામે આવી

ઊભો. ઘરબાર છોડી જંગલમાં જીવન વિતાવવા કોણ તૈયાર થાય ?

એ માટે પણ પહેલ કરવા મુન્શીરામજી જ તૈયાર થયા. એ માટે માણસે વાનપ્રસ્થ બની જવું જોઇએ. પોતે વાનપ્રસ્થાશ્રમ ધારણ કર્યો. તેની અસરથી જાલંધરના લાલા શાલિગ્રામજી કે જેણે જન્મભર અવિવાહિત રહેવાનું વ્રત લઇ લીધું હતું તે અને બીજા એક પં. ગંગાદત્ત હતા કે જેમને ગૃહસ્થાશ્રમની કશી ઝંઝટ નહોતી. તે બેઉ કાર્યકરો તૈયાર થયા.

રૂપિયા મળ્યા, કાર્યકરો મળ્યા, પણ વિદ્યાર્થીઓનું શું ? પોતાનાં સંતાનને પચીસ વર્ષની ઉમર સુધી વિખૂટું કરવાની છાતી કયાં માતપિતાની ચાલે ? એમાં પણ પહેલ મુન્શીરામજીએ કરી, પોતાના જ બે પુત્ર હરિશ્ચંદ્ર તથા ઇંદ્રચંદ્રને એમણે આ નવા પ્રયોગમાં સમર્પિત કર્યા. એનો પ્રભાવ અન્ય મિત્રો પર પણ પડતાં મિત્રોના પુત્રો પ્રાપ્ત થયા.

આ ૧૦-૧૫ બાળકોને લઇને બ્રહ્મચર્યાશ્રમનો પ્રારંભ ગુજરાનવાલા શહેરમાં કર્યો, પણ તુરતજ અનુભવ થયો કે શહેરના ગંદા વાતાવરણમાં બ્રહ્મચર્યાશ્રમ ન જ ચલાવી શકાય, એ માટે તો કોઇક તપોવન જેવી જગ્યા જોઇએ.

પણ સ્થળ કયાંથી કાઢવું ? મુન્શીરામે આકાશમાં નજર નાખી અને સાચેસાચ સ્થળ એ આકાશમાંથી જ ઊતરી પડયું. હિમાલયની સમીપમાં, ગંગામૈયાને તીરે, હરદ્વારના તીર્થ-ક્ષેત્ર નજીક, મુન્શી અમનસિંહ નામના એક આરોગ્ય-

હીન, સંતતિહીન જમીનદારે પોતાની પત્નીના ધર્મભાવથી પ્રેરાઈને ખેરીઅત દીધેલા એ નવ* સો એકરના આખા કાંગડી ગામ પર–જેની ઝાડીઓમાં વાઘ ગર્જતા અને ચોમાસે જ્યાં પહાડમાંથી હાથીઓ ઊતરીને જળક્રીડા રમવા આવતા–તે પર મુન્શીરામજીનો આત્મા ઠર્યો. ત્યાં એણે પોતાની ધર્મજવાલા પેટાવી. પોતે વાંચેલું હતું કે વિજ્ઞાન-શાસ્ત્રીઓએ પૃથક્કરણ કરીને ગંગાના પાણીમાં પ્લેગ તથા કોલેરાનાં જંતુઓનો નાશ કરવાની શક્તિ શોધી છે. એટલે સને ૧૯૦૨માં–એટલે કે સં. ૧૯૫૮ના ફાગણ વદી ૧૪ ને દિવસે, સાંજે ચાર વાગે એ ત્યાગીએ પોતાનાં ઘરબાર છોડી, ૫૩ બ્રહ્મચારીઓ સાથે એ ભૂમિ પર પગ દીધો અને કાંગડી ગુરૂકુલનાં તોરણ બંધાયાં. વેદકાલના ઋષિ–આશ્રમનું સ્મરણ કરાવતા એ ગુરૂકુલમાં હિન્દી સંસ્કૃતિનું જ શિક્ષણ, માતૃભાષાનું જ શિક્ષણવાહન, સંસ્કૃત સાહિત્યનું જ પ્રેરણા–સેવન. અને એકેશ્વરવાદી વેદધર્મ અંગીકાર થયો. છતાં પશ્ચિમની વિદ્યા સામે બારણાં બીડી ન દેવાયાં. દસ વર્ષની ઉમ્મરે બાલક દાખલ થઇ શકે અને પચીસમે વર્ષે પરિ-પકવ બનીને જ બહાર નીકળી શકે, ગરીબી અને બ્રહ્મચર્યનાં વ્રત ધારણ કરે, એવો કડક નિયમ રખાયો.

મુન્શીરામજી એ ગુરૂકુલના ‘ગવર્નર’ નિમાયા. પ્રથમથી જ પોતાનું રૂા. ૮૦૦૦નું મુદ્રણાલય તો એણે અર્પણ કરી

*પહેલી આવૃત્તિમાં ‘એક સો નવ’ ભૂલથી લખાયું છે.

જ દીધું હતું, અને તે પછી ઇ. સ. ૧૯૧૧ માં, ગુરૂકુલના નવમા વાર્ષિકોત્સવ વખતે જાલંધરનો પોતાનો ભવ્ય બંગલો ને ફૂલવાડીનું પણ દાન કર્યું, જેની કિંમતના રૂા. વીસ હજાર ઉપજ્યા.

શિક્ષણ તો પ્રથમથી જ મફત અપાતું, પણ ભોજન તથા નિવાસનું જે ખર્ચ બાલકો પાસેથી લેવાતું, તેને પણ કાઢી નાખવાનો પ્રસ્તાવ ઊઠતાં એ શિક્ષક મંડળની વચ્ચે 'ઓછો પગાર' લેવાની સ્પર્ધા ચાલેલી. રૂા. ૨ થી ૩૦ સુધીનો માસિક ઘટાડો સ્વીકારવાની આ શિક્ષક ભાઈઓની હરિફાઈને પરિણામે બાલકો તદ્દન માફી બની જઈ કુટુંબ-ભાવથી ઊભરાવા લાગ્યાં. એવો તો એ સંસ્થાના સ્વાર્પણનો ઇતિહાસ છે.

જીવનની કઠિનતાઓ સામે અડગ ટક્કર ઝીલી શકાય એવી દિનચર્યા યોજવામાં આવી. ત્રણે ઋતુમાં ઉઘાડાં માથાં : ઉઘાડા પગઃ કડકડતી ઠંડીમાં-એટલે કે ૪૦ ડીગ્રી સુધી પારો ઊતરી જાય તેવા દિવસોમાં પણ વહેલા પ્રભાતે ગંગાસ્નાનઃ પહાડો અને અરણ્યોનું પરિભ્રમણઃ પ્રભાતે ને રાતે ઉપનિષદના ગીત-લલકારઃ યજ્ઞ અને અગ્નિહોત્રઃ પ્રકૃતિની મસ્તીભર રમતગમતોઃ અને એ બધાની વચ્ચે વહ્યા કરતી મુન્શીરામ-જીની વાત્સલ્ય-ધારાઓઃ એ વાત્સલ્યનું એક દૃશ્ય આવું મળી આવ્યું છેઃ—

'વરસાદના આખરી દિવસોની અંધારી રાત હતી. ટમ

ટમ છાંટા વરસતા હતા. ચારે દિશાઓ કાળીઘોર થઈ ગઈ હતી. ટીનના છાપરાં પર ટપક ટપક પાણીનાં ટીપાં ટપકવાને લીધે નિદ્રાને વધુ ગાઢ બનાવનારો મર્મર ધ્વનિ ઊઠતો હતો. પતરાથી છજેલા એક ઓટા પર ઘણાં બાળકો કામળીઓમાં સંકોડાઇ સંકોડાઇને પોઢેલાં હતાં. તે વખતે એ ઓટાની પાળે એક ભવ્ય મૂર્તિ ખડી હતી. એના ડાબા હાથમાં ફાનસ હતું ને જમણા ખભા પર લાંબી બંદૂક પડી હતી. એની વિશાળ છાતી પર પીળા રંગનો એક દુપટ્ટો ઓઢેલો હતો. સૂસવતા કાતિલ પવનની અંદર એની દાઢીના કેશ ફરફરતા હતા. એની મોટીમોટી આંખો પ્રેમ અને શાંતિભરી ચિંતાના ભાવો રેલાવતી હતી: અરધી રાત થઇ ગઈ હતી. પરંતુ એની આંખમાં નીંદ નહોતી. ચોમેર શિયાળવાં બોલી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે ચિત્તાઓના ઘુરકાટ પણ સંભળાતા હતાં. પણ આ મહાન ચોકીદાર તો એ હિંસક પશુઓની સામે અને ઓટા પર ચડી આવતા ઝેરી સર્પોની સામે પોતાનાં બ્રહ્મચારી બાળકોની રક્ષા કરતો ઊભો હતો. એ ચોકીદાર મહાત્મા મુન્શીરામજી હતા.'

જેણે જેણે ગુરૂકુળ જોયું તે તમામ મુગ્ધ બની ગયા. અમેરિકાવાસી પ્રવાસી મી. ફેલ્ફ, લોર્ડ ઇસ્લીંગ્ટન, અને માઇકલ સેડલર સરખા પરદેશી માંધાતાએ ને શિક્ષણ-શાસ્ત્રીઓએ કાંગડી ગુરૂકુળની યાત્રા કરી મોંમાં આંગળી નાખી હતી. અને આજથી બાર વર્ષ ઉપર ઇંગ્લાંડના મજૂરવર્ગનો સમર્થ સરદાર, પાર્લામેંટનો તેજસ્વી સભાસદ અને એક કાળે

સામ્રાજ્યના પ્રધાનમંડળનો વડો પ્રધાન મી. રામસે મેકડો-નાલ્ડ આર્યાવર્તને પ્રવાસે આવ્યો હતો તેણે પોતાની એ મહાન યાત્રાનાં જ્વલંત સંસ્મરણો ઉલ્લાસભરી વાણીમાં અંગ્રેજી આલમ સન્મુખ નીચે પ્રમાણે ધરી દીધાં છે :

## રામસે મેકડોનાલ્ડની દૃષ્ટિએ

'જેઓએ હિન્દી રાજદ્રોહ વિષે વાંચ્યું હશે, તેઓએ એ 'ગુરૂકુળ'નું નામ પણ સાંભળ્યું હશે, કે જ્યાં આર્ય-સમાજના બાળકો શિક્ષણ લે છે. આર્ય સંસ્કૃતિનાં ભાવના અને સિધ્ધાંતોનું એ સચોટ આવિષ્કરણ છે. અને આ આક્રમણકારી ધર્મમંડળને બાઝેલા તમામ સંદેહોનું એક કેન્દ્ર છે. સરકાર એ સંસ્થા પર ભ્રકુટી ખેંચી રહેલ છે, પોલીસ અધિકારીઓ એની વિરૂદ્ધ લખાણો કરી રહ્યા છે, અને હિન્દી અંગ્રેજો એને ધિઃકારી રહ્યા છે. એની યાત્રાએ જવા હું દિલ્હીથી રેલગાડીમાં ચડીને ઘસઘસાટ સૂતો ગયો.

'સવારમાં વહેલો હું હરદ્વાર પહોંચ્યો. પહાડોના દુર્ગની અંદર રમણ ખેલતી ખેલતી ઘૂઘવતી ગંગા નદીને બહાર નીકળી મેદાનને માર્ગે થઇ મહાસાગર સાથે મિલન-યાત્રા આદરવાના આ મુખદ્વાર પર પોતાના આત્માને ગંગાનાં નીરમાં નવરાવી પાવન કરી લેવાને માટે દૂરદૂરથી આવેલાં, અમરત્વ શોધતાં યાત્રાળુઓ સ્ટેશનમાં ઊભરાતાં હતાં. અરણ્યની ઓઢણીમાં શોભતી ટેકરીઓ ઊંચેથી અમારા ઉપર નિરખતી હતી ને તેની વચ્ચે થઇને અમે કડકડતી ઠંડીમાં પગરસ્તે

પ્રવાસ આદર્યો. નદીને કિનારે પહોંચતાં જ ઊંચા પહાડોનું મહાદશ્ય ઉઘડવા લાગ્યું અને કોઇ પ્રચંડ દેવાલયના ઘુમ્મટો ઊભા હોય તેવા બરફઢાંકયા સફેદ હિમાલય–શૃંગોને ચરણે એ બધા ડુંગરાઓ જાણે કે દીન ભક્તિભાવે વંદના દઇ રહ્યા દેખાયા. નદીનું પ્રત્યેક હિમધવલ મેદાન સૂર્યોદયમાં ઝળહળતું થયું. એવો સૂર્યોદય મેં કદી જોયો નથી.

'ત્યાંથી અમે ત્રાપામાં બેઠા. ગ્યાસલેટના ડબા ઉપર વાંસડા ઢાળીને બનાવેલ એક તકલાદી ત્રાપો, આંખના એક મિચકારાની અંદર તો અમને મધવહેનમાં ઉપાડી ગયો. ઊંડા ઊંડા ધૂનાઓમાં અમે લહેરથી તરવા લાગ્યા, ત્યારપછી વળી નદીનો પ્રવાહ અમને થપાટો દેવા લાગ્યો અને નાજુક ત્રાપો આમ તેમ ઊછળવા મંડયો. વળી પાછું ઊંડું પાણી: ને ફરીવાર પાછાં પાણીનાં ભમ્મર ચક્કર: ઘુમરી ખાતી, વાંક વળતી ને થપાટો દેતી એ ગંગા પોતાની પીઠ પરના આ નાનકડા બોજાને વેગથી ખેંચતી હતી અને અમારી બન્ને બાજુ વાંદરાં બોલતાં હતાં. જંગલનાં વિચિત્ર પ્રાણીઓ બહાર ડોકાઇ ડોકાઇને પાછાં લાંબા ઘાસની ઓથમાં છૂપાઇ જતાં હતાં. એક રેતાળ આરે અમે ઊતર્યા અને એક ધગધગતે, ધૂળ ભરેલે રસ્તે થઇને અમે જંગલમાં દાખલ થયા. અમારા માથોડાથી પણ ઊંચું પીળું ઘાસ ઊભું હતું: પહાડની શીતળ લહરીઓ હવે અમારી પછવાડે આવતી નહોતી, અને સૂર્ય અમને બાળતો હતો. આખરે અમે એક લાંબા, સીધા અને

કંઈક ઝાડની છાંયડીવાળા માર્ગ પર આવ્યા. આઘે આઘે જોયું તો એક ઊંચા સ્થંભ ઉપર વાવટો ફરકતો હતો : ગુરૂકુળ દેખાતું હતું.

"એ શાળા આંહીં શા માટે ? જનતાથી દૂર દૂર : જગતના વાયરા જ્યાં બાળકોના આત્માને સ્પર્શી ન શકે એવી કોઈ નિર્જનતાને ખોળે શા માટે ? કારણ કે એ કાંઇ સરકારી કોલેજ નહોતી ખોલવી : ભલા હિન્દી યુવકોને નમાલા અંગ્રેજો નહોતા બનાવવા. આર્યાવર્તના સંસ્કારોને તેઓના પ્રાણમાંથી ઉખેડી લઇ તેને બદલે પરદેશી અપલક્ષ-ણોનું ઘાસ ઉગાડનારી અવિદ્યા નહોતી આપવી : ત્યાં જનારા બાલકને તો પોતાની હિન્દી સંસ્કૃતિનાં જ પયપાન કરવાનો, માતૃભાષા મારફતે જ જ્ઞાનદીપક પ્રકટાવવાનો, અને પાશ્ચાત્ય ભાષાજ્ઞાન તેમ જ પાશ્ચાત્ય વિદ્યાને તો એના શિક્ષણક્રમમાં ગૌણ સ્થાને જ ગોઠવવાનો આ સંસ્થાનો નિશ્ચય હતો : એટલું જ નહિ પણ આ સંસ્થાનો અભ્યાસકાળ પૂરો થતાં વિદ્યાર્થીઓએ પવિત્ર વેદગ્રંથોમાંથી નિતારેલી વિદ્યાને મગજમાં ભરી અને અંતરમાં ધર્મભાવના ધારણ કરી સ્વામી દયા-નંદનો જ જ્ઞાન–દીપક ફેરવવા જગતમાં વિહરવાનું ધ્યેય હતું : પોતાનો નિર્વાહ એણે સરકારી નોકરીમાંથી નહિ, કાયદાના કાવાદાવામાંથી નહિ પણ વૈદક, ખેતી અને શિક્ષણ સરખા પ્રજાના રોજીંદા જીવનની સાથે સંકળાયેલા વ્યવસાયોમાંથી જ મેળવવાનો હતો. એટલા માટે જ આ શાળાને જગતના

ધોરી માર્ગોથી આઘે અને શહેરોથી દૂર રાખવાની હતી. દુન્યવી મારામારીના કોલાહલ ત્યાં પહોંચવા ન જોઇએ, અને શહેરી યંત્રકારખાનાંના ધુમાડાના ઓછાયા ત્યાં ઊતરવા ન જોઇએ એવી રચના કરવાની હતી. એ સંસ્થામાં શિક્ષણ-શાળા અને સાધુમઠ એ બન્ને તત્ત્વોનો સમન્વયમ કરવો હતો. માટે જ મુન્શીરામે જંગલ શોધ્યું.

* * *

'અધિકારશાહીની દૃષ્ટિમાં તો આ બધું ગોટાળાભર્યું થઈ પડ્યું છે. એના શિક્ષકમંડળમાં કોઇ અંગ્રેજ ન મળે, શિક્ષણના વાહન તરિકે અંગ્રેજી ભાષા ન મળે, પંજાબ યુનીવર્સિટીએ ઠરાવેલાં પાઠયપુસ્તકોનો આંહીં ઉપયોગ નહિ, યુનીવર્સિટીની પરીક્ષામાં કોઇ વિદ્યાર્થીને મોકલવામાં આવે નહિ, ગુરૂકુળ પોતે જ પોતાની પદવીઓ આપે ! આટલો આટલો વિરોધ જોતાં જ તાજ્જુબ બનતા અધિકારીઓના મોંમાંથી હેરતભર્યો ઉચ્ચાર નીકળતો કે 'રાજદ્રોહ !' પરંતુ ગુરૂકુળ ઉપરનો આ ફેંસલો આખરી નહિ લેખાય. મેકોલેના લખેલા ૧૮૩૫ના ખરીતા પછી, હિન્દી કેળવણીની અંદર આ એક અસાધારણ ક્રાંતિ હતી. મેકોલેના ખરીતાનાં શોચનીય પરિણામો ખટકતાં તો હતાં એકેએક હિન્દીને, પણ એ વેદ-નાને નવા પ્રયોગોમાં રેડી દેનાર તો આ ગુરૂકુળના સ્થાપકને એકને જ મેં જોયો.

' પ્રતાપ છાંટતી છટાથી ડગલાં દેતી એ ઊંચી અને ભવ્ય

આકૃતિ અમારો સત્કાર કરવા સામી ચાલી આવે છે. આધુનિક સંપ્રદાયનો ચિત્રકાર ઇસુ ખ્રિસ્તના ચિત્રને માટે નમૂના તરિકે સ્વીકારે એવી એ માનવ આકૃતિ ! અને મધ્ય યુગની અભિરૂચીવાળો કલાકાર એમાંથી સંત પીટરની શકલ સરજે એવી એ મુખમુદ્રા !

'મહાત્માજી અમને નમસ્કાર કરીને ૐ અક્ષરે શોભતા સાદા ઓરડામાં લઈ ગયા. મારા ઓરડાની અંદર એક મેજ પર ફૂલ સરખું શ્વેત વસ્ત્ર પાથરી તે ઉપર બે પીત્તળનાં ફૂલદાન મૂકેલાં. આથી વધુ મધુર ઉતારો તો કોઇ પણ અતિથિને કદી યે નહિ મળ્યો હોય. અમારા હાથ પર એક નોકર પાણી રેડે છે, હાથમાં ટુવાલ આપે છે, અને જોડા બહાર જ કાઢીને અમે રસોડામાં જઇએ છીએ. મહાત્માજી અન્નદેવની પ્રાર્થના ઉપાડે છે, અને અમારાં માથાં નીચાં ઢળે છે. ભોજન પરની અનેક પ્રાર્થનાઓ મેં સાંભળી છે, પણ આજ સાંભળી તે તો અદ્વિતીય હતી. અમારા યજમાન મહાત્માનો બુલંદ અવાજ સંસ્કૃત સ્વરો ઉપર લંબાણથી ઠેરતો ઠેરતો એ આભાર-સ્તવનમાંથી સંપૂર્ણ સંગીત સર્જાવતો હતો.

'ભોજન પૂરૂં થયે અમે શાળાને ચાલતી જોવા ગયા. ચારે દિશામાં સુવ્યવસ્થા અને પ્રસન્નતા જ મહેકે છે. તેજસ્વી ચળકતી આંખોવાળા નાના બટુકો અને ગંભીર મુખમુદ્રાવાળા મોટી વયના બ્રહ્મચારીઓ, માટીમાંથી આકાર રચતા, એક

સાથે પાઠ બોલતા. શ્લોકો લલકારતા, અને શિક્ષકોનાં પ્રવચનો સાંભળતા, વર્ગમાં બેઠા છે. વર્ગો પૂરા થાય છે કે તુરત રમતના મેદાન પર મેદની જામે છે : પ્રત્યેક બાલક પોતાના ગુરૂદેવને પદસ્પર્શ કરી અંજલિ જોડી વંદના દેતો જાય છે.

'સંધ્યાના શીતળ સમયે અમે જંગલમાં ફરીએ છીએ, અને મહાત્મા મુન્શીરામ અમને વાતો સંભળાવતા જાય છે. એ વસ્ત્રો : એ શરીરનો મરોડ : એ લાંબો દંડ : એ દેહની આકૃતિ : એ બધાં મારી બાલ્યાવસ્થામાં મેં પ્રત્યેક રવિવારે નિરખેલાં ગેલીલીનાં ચિત્રોમાંની ઇસુની મૂર્તિનું સ્મરણ કરાવે છે. સૂર્યાસ્તના દેદીપ્યમાન પ્રતાપમાં પશ્ચિમ દિશા પ્રજ્જવલી રહી છે : માથા પરનો અર્ધચંદ્ર ધીરે ધીરે રૂપાવરણી પ્રભા ધરતો જાય છે; રાત્રિનું વાતાવરણ સ્તબ્ધ બનવા સાથે લાંબું ઘાસ પણ શાંતિ ધારણ કરે છે : જીવજન્તુનાં હલચલન પણ સ્પષ્ટ સાંભળી શકાય છે : અને અમારા ઉપર ઠંડી ઊતરે છે. આખું ગુરૂકુળ અંધકારમાં ડૂબ્યું છે. પરંતુ વચલા ખંડના બારણામાંથી અગ્નિના ભડકા દેખાય છે. મંત્રોચ્ચાર કરતા બટુકોના સૂરોથી એ મેદાન ગુંજી ઊઠયું છે. સાદડીઓ ઉપર અને ઘાસ ઉપર નાના નાનાં શ્વેત બટુકો બુદ્ધની પ્રતિમાઓ જેવાં બેસી ગયાં છે. એ નથી હલતાં ચલતાં, કે નથી અમારી સામે જોતાં : એકત્રિત પૂજા પૂરી કરીને હવે તેઓ પ્રત્યેક પોતાની પ્રશાન્ત ધ્યાનમગ્નતામાં એકાકી બની બેસી રહ્યાં છે.

'ભીતરમાં, ખંડની વચ્ચે ખોદેલા એક ખાડાની અંદર અગ્નિ સળગે છે, એની સામે ગૃહપતિઓની પંક્તિ બેઠી છે, અને એની ચોમેર વીંટાઇને બ્રહ્મચારીઓ બેઠેલ છે. એ બધા અગ્નિહોત્ર નામની એક અતિ પ્રાચીન ક્રિયા કરી રહ્યા છે. જ્વાલાને અજવાળે અમે જોઇએ છીએ કે ગૃહપતિ પોતાની સામે પડેલા કટોરામાંથી ચમચી ભરીને કંઇક અગ્નિમાં હોમે છે, તુરત જ જ્વાલા છલંગ મારે છે અને બટુકો એકસાથે ગાય છે કે 'પ્રભુને, સર્વજ્ઞને, જ્ઞાનદાતાને, પરમ જ્યોતિને અમે અપર્ણ કરીએ છીએ.' પછી વિરામ ખાય છે ને જ્વાલા શમી જાય છે. ફરીવાર આહૂતિ છંટાય છે ને ફરીવાર જ્વાલા ચડે છે. આખો ઓરડો પીળી પ્રભાથી ઊભરાય છે, અને દિવાલો પર ભીષણ પડછાયા નાચી ઊઠે છે. ફરી વાર પાછા બાલસ્વરો સ્તવન ગાય છે કે 'ઓ પ્રભુ! તને-સર્વશક્તિમાનને અમે અર્પણ કરીએ છીએ.' એમ ફરી વિરામ, ફરી જ્વાલાના આરોહ ને ફરીવાર સ્તવન ચાલ્યા જ કરે છે. ક્રિયા સમાપ્ત થાય છે અને અગ્નિ ઓલવાય છે. કેવળ તારાઓ જ ગુરૂકુલના ચોગાનને અજવાળતા ટમટમે છે.

'ફરી વાર અમારા હાથ પર નોકર પાણી રેડે છે અને ઉઘાડે પગે અમે ખુલ્લી હવામાં રાત્રિ-ભોજન કરવા માટે સાદડી પર બેસીએ છીએ. અમારી સન્મુખે જ ગંગા પથ્થરો વચ્ચે મધુર રાગે ગાતી ચાલી જાય છે. ઊંચા ઊંચા ઘાસનાં

ફૂલો ચંદ્રની સભામાં નાચે છે. અરણ્ય આખું કેમ જાણે ઝાકળભર્યું હોય તેમ ઝળકે છે અને દૂરદૂરથી સંભળાતા વાયુના સૂસવાટા મને પ્રેતોનું ને રાહભૂલ્યા આત્માઓનું સ્મરણ કરાવે છે. જાણે કે સ્વપ્નમાં મને કોઇ કહેતું લાગે છે કે 'અમે બીજું કશું નથી માગતા, અમને ફક્ત એકાન્તે પ્રભુ-પૂજા કરવા દો ! રે, શું એ પણ રાજદ્રોહ ?'

'રાજદ્રોહ ! હા, રાજદ્રોહની શંકાના અપરંપાર ઓછાયા આ પવિત્ર તપોવન ઉપર છવાતા જ આવ્યા છે. સરકાર પ્રત્યેના રાજદ્વારી અસંતોષનું જે દેશવ્યાપી આંદોલન પ્રસરેલું હતું, તેના તમામ વાયરા જાણે કે ગુરૂકુલમાંથી જ છૂટતા હોય તેવા સંદેહ સરકારી હૃદયમાં રમતા હતા. દેશના કોઇ પણ ખૂણાખાંચરામાં કશો પણ સરકાર વિરૂદ્ધનો ખળભળાટ ઊઠે-એટલે એનો આરોપ આર્યસમાજના આ મથક ઉપર: લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહ આર્યસમાજીઓ, માટે એનું પ્રેરણાસ્થાન આ ગુરૂકુલ : તમામ વિપ્લવકારી ટોળીની જાણે કે આ બખોલ : તમામ કાવતરાં અને કારસ્તાનોનું આ આશ્રયસ્થાન : એવા સંદેહ પરથી સરકારે ગુરૂકુલના ઊંડાણ સુધી ગુપ્તચરો પહોંચાડી દીધા. અને તેઓએ આ બ્રહ્મચારીઓના આશ્રમને અળખામણો કરનારા અહેવાલો સરકારમાં રજૂ કર્યા.

આ પુનિત તપોવનની સામે સંશયભરી વાતો વડે સરકારના કાન ભંભેરનાર કોણ હતા? પાદરીઓ અને

મુસલમાન અધિકારીઓ હતા. બન્ને વર્ગને મન આર્યસમાજ ભયાનક રિપુ સમાન હતો. અને સરકાર પણ પ્રથમથી જ આ આશ્રમની શિક્ષણ-પ્રણાલીના નવા તેજથી એટલી તો ચોંકી ઊઠી હતી કે પાદરીઓની ભંભેરણીને એણે સત્તાવાર સત્યસ્વરૂપ માની લીધી એમાં અચંબો નહોતો. સરકારે તો સંયુક્ત પ્રાંતના એક પ્રવીણ પોલીસ અધિકારીને રોકી આખા આર્યસમાજની ચળવળ પર એક ઐતિહાસિક ગ્રંથ લખાવ્યો કે જેમાં એ મંડળને બન્યું તેટલું નીચે પછાડવાના પ્રયત્નો થયા છે.

પરંતુ એ સરકારી સંશયના ગાઢ અંધારા વચ્ચે, માનવ જાત કલ્પી શકે તેવા બધા કાવાદાવાની સંભાવના વચ્ચે, નિર્ભય વીર મુન્શીરામ પોતાના તપોવનમાં ૐકારના લલકાર કરાવતાં લગારે અચકાયા કે થડકયા નથી. છૂપી પોલીસના જાસૂસોથી લઇ વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ સુધીના અનેક સત્તાધીશોએ ગુરૂકુલની મુલાકાતો લીધી. તમામની નજરે એક અને એક જ દૃશ્ય દેખાતું ગયું. તમામે એ ભાગીરથીના તટ ઉપર વેદકાલના આર્યાવર્તનો અવતાર નિહાળ્યો. અગ્નિ-હોત્રની જ્વાલા, બ્રહ્મચર્યના તેજપુંજો, ગર્વભર ઉચ્ચ મસ્તક લઇ ફરનારાં મનુષ્યો, છતાં નિઃસંકોચ અને નિરભિમાની અતિથિ-સત્કાર દેખ્યા.

## ફેલ્પ્સની નજરે

અને સરકારની સમસ્યાનાં વાદળાં વિખેરનાર એક તેજનો

ગોળો છેક અમેરિકામાંથી આવી પહોંચ્યો. એ મહાન દેશનો એક સુવિખ્યાત શિક્ષણકાર, જેનું નામ મી. માયરન એચ, ફેલ્પ્સ હતું, તે ઇ. સ. ૧૯૧૧ની અંદર, હિન્દી સરકારની તમામ દહેશતો પોતાના મગજમાં ભરીને, પ્રથમથી જ ભરમાયેલું વહેમાયેલું હૃદય લઇને તપોવનને આરે ઉતર્યો. એક દિવસ નહિ, બે ચાર દિવસ નહિ, પણ ત્રણ મહિના સુધી લાગલાગટ એ ચકોર મુસાફરે ગુરૂકુલમાં ઉતારો રાખી એની રજેરજ જીવન-ચર્યા તપાસી લીધી. ત્યાં એણે આર્યત્વને ઘડાતું દીઠું. પોતાના નિરીક્ષણની ઉગ્ર આગમાંથી શુદ્ધ કંચન રૂપે સિદ્ધ થયેલી એ સંસ્થાનું વૃત્તાંત આ અમેરિકાવાસીએ, એક પછી એક નવ લેખો દ્વારા અલ્હાબાદના એંગ્લો-ઇન્ડીઅન વર્તમાનપત્ર 'પાયોનિયર'માં પ્રગટ કર્યું. સરકારના કાળજામાં ઊઠેલા રાજદ્રોહના ફફડાટની એ પરદેશીએ સારી પેઠે હાંસી કરી કાઢી; અને સરકારની કેળવણી ઉપર પ્રહારો વરસાવતી એ નિષ્પક્ષપાતી લેખમાળામાં, ગુરૂકુલના બાલકોનાં અભ્યાસ, રીતભાત, ચારિત્ર વગેરે પર સ્તુતિ ઢોળતી એ વિદેશી કલમ લખે છે કે—

'આશ્રમની અંદરના મારા છ અઠવાડીઆના વસવાટ દરમિયાન મેં એક પણ રીસાયેલી મુખમુદ્રા નથી દીઠી, એક પણ ઉતાવળીઓ અથવા ક્રોધાળ ઉચ્ચાર નથી સાંભળ્યો, કે એક પણ બાળકમાં અસંતોષ, અસુખ અથવા અણોસરાપણા (Homesickness) નું ચિહ્ન સરખુંયે નથી

દેખ્યું. × × × ઉનાળામાં સળગતા મધ્યાહ્ને પણ તે બચ્ચાં ઉઘાડે પગે હંમેશાં આનંદથી ચાલ્યાં જાય છે. ઠંડીનો પારો ૪૦ ડીગ્રીએ ઊતર્યો હોય ત્યારે પણ બ્રહ્મચારીઓ તાપણી તાપતા નથી. કેવળ લહેરને ખાતર તેઓ કોઈ કોઇ વાર તો એક દિવસમાં જ બાર ગાઉનું ચક્કર લઇ આવે છે. તરતાં તો ચોથા વર્ગ ઉપરના તમામને આવડે છે અને ઘણા કુમારો તો હરદ્વારથી ગંગાના પ્રવાહમાં પડી, એકી સાથે દોઢ દોઢ ગાઉ સુધી તરી જાય છે; કઠિનમાં કઠિન શારીરિક મહેનતમાં તેઓ હસતા હસતા ઉતરી જાય છે. નદીના વહેનનો ઘસારો અટકાવવા માટેની વિશાળ દિવાલ તેઓએ જ સ્વહસ્તે બાંધેલી છે. નદીના તોફાની પૂરથી હરદ્વાર જવાની સડક તૂટી ગયેલી, તેનાં નાળાં અને ગરનાળાં તેઓએ જ જાતમહેનતથી નવેસર બાંધ્યાં હતાં. મુન્શીરામ-જીએ મને એક વખત કહેલું કે 'હૈદ્રાબાદ તરફ એક વાર ભીષણ જળપ્રલય થયો. કુમારોએ એ સમાચાર છાપામાંથી વાંચ્યા. મેં તેઓને એક શબ્દ પણ નહોતો કહ્યો. પણ તેઓએ મારી પાસે આવીને એક સભા ભરવાની મરજી જણાવી. મેં હા પાડી. પણ હું સભામાં ન ગયો. મને પાછળથી જાણ થઇ કે તેઓએ પંદર દિવસ સુધી ઘી, દૂધ અને દાળ વગર ચલાવી લઈ, બચત રકમ એ હોનારત-નાં ભોગ થઇ પડેલ માણસોને મોકલવા ઠરાવ કર્યો હતો. અને બલિહારી તો એ હતી કે સ્વામી નિત્યાનંદ નામના એક સંન્યાસીને ફક્ત તે આર્યસમાજી હોવાના જ ગુના

બદલ હૈદ્રાબાદ રાજ્યે હદપાર કરેલો છતાં પણ કુમારોએ હૈદ્રાબાદને આ મદદ મોકલી !

'એક વાર પાસેના ગામમાં આગ લાગી. એ વખતે રાત હતી. છતાં કુમારો ત્યાં પહોંચ્યા, અને ઉઘાડે પગે, જ્વાળાઓમાં ઝંપલાવી તેઓએ લોકોના જાનમાલ બચાવ્યાં.'

'અમારા આશ્રમમાં એકવાર એકસામટા અઢાર જણા ટાઈફોઈડ તાવમાં પટકાયા. તે વખતે કુમારોના સ્વાર્પણે એમને બચાવ્યા. આખી રાત તેઓ દર્દીની સારવાર કરતા અને દિવસે અભ્યાસ ચલાવતા.'

ગુરૂકુલના સ્નાતકોએ હિન્દી સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં તો એટલો ફાળો આપ્યો છે કે દર સાત સ્નાતક દીઠ એક તો અવશ્ય સુવિખ્યાત ગ્રંથકાર બન્યો હશે. ગુરૂકુલે વેદ ધર્મના નામાંકિત ઉપદેશકો નીપજાવ્યા છે. દક્ષિણ પ્રદેશનું વૈદિક–મીશન ગુરૂકુલના જ સ્નાતકો ચલાવી રહ્યા છે. ત્રણ સ્નાતકો તો પૂર્વ આફ્રિકામાં ધર્મપ્રચાર માટે પર્યટન કરી આવ્યા છે. એકંદર ૭૦ ટકા સ્નાતકો અત્યારે જાહેર સેવામાં જ ઘૂમી રહ્યા છે. આટલી સેવા અન્ય કોઈ પણ જાહેર સંસ્થાએ હજુ નથી નોંધાવી. અસહકારના યુગમાં કોઈ પણ અન્ય રાષ્ટ્રીય સંસ્થા કરતાં વિશેષ સંખ્યામાં કારાગૃહની બરદાસ્ત કરનાર ગુરૂકુલના જ સ્નાતકો હતા. પરજ્ઞાતિમાં લગ્ન કરનારી સહુથી મોટી સંખ્યા પણ ગુરૂકુલની અંદરથી જ નીકળી છે.

અને આ ગુરૂકુળની પ્રેરણાનાં જળ પી પીને તો આર્યાવર્તની ભૂમિમાં ઠેર ઠેર ગુરૂકુળોના અંકુરો ફૂટી નીકળ્યા છે. આ મહાન વડલાની બાર વડવાઈઓની છાંયડી નીચે અત્યારે એક હજાર બ્રહ્મચારીઓને તપોવનની કેળવણી મળી રહી છે. એક કન્યાગુરૂકુળ દિલ્હીમાં જન્મ્યું છે, ને એક આયુર્વેદિક કોલેજ પણ ચાલે છે. સરકાર તરફથી આ બધા શિક્ષણ-પ્રચારની તપાસ સમિતિ નીમાઇ હતી, અને એ સમિતિએ આયુર્વેદિક કોલેજનાં મુક્તકંઠે સ્તુતિગાન કર્યાં હતાં. પરંતુ એને સહાય કરવાની ભલામણ લખવા જેટલી હિમ્મત એ સમિતિની છાતીમાં નહોતી. ભલામણ થઇ હોત તો પણ ગુરૂકુળે તેનો ઇન્કાર જ કર્યો હોત. સ્વાશ્રય તો એના પ્રાણદાતા શ્રી મુન્શીરામજીનો જીવનમંત્ર હતો.

ક્રમભાગ્યે ગંગામૈયા એક વર્ષ પર કોપાયાં હતાં અને ગુરૂકુળનાં મકાનો એ ગળી ગયાં હતાં. આજે એ ઇમારતોને અભાવે બ્રહ્મચારીઓ પારાવાર સંકટો સહે છે. પરંતુ પ્રભુ પર શ્રદ્ધા પોકારીને તેઓએ આ જ માસમાં ગુરૂકુળની રૌપ્ય-જયન્તી ઉજવવા નિમિત્તે દસ લાખ રૂપિયાની ભિક્ષાનો આહલેક ગજાવ્યો છે.

પંદર વર્ષ સુધી એ પોતે વાવેલા વડલાને આત્મતેજનાં નીર સીંચી સીંચી મોટો કરી લીધા પછી, એ મમતા પણ છેદી નાખવાનો અવાજ મુન્શીરામજીનાં અંતરમાં એક દિવસ ગુંજી ઊઠયો. ગુરૂકુળનાં પ્રેમ-બંધનોમાંથી એ તપસ્વીને

આખી વસુંધરાએ પોતાના વિશાળ કુટુંબની સાર લેવા સાદ દીધો. મુક્તિ : પરબ્રહ્મ સાથેનું અંતિમ મિલન : એ વેદધર્મે કલ્પેલી છેલ્લી ભૂમિકા : એની મુસાફરીએ ઉપડેલો યાત્રાળુ અંતરિયાળ રોકાઇ જાય નહિ, તે માટે તો જીવનના ચાર આશ્રમો ઠરાવ્યા છે. એમાંના છેલ્યા સંન્યસ્ત આશ્રમની અંદર પ્રવેશવાનો સમય મુન્શીરામજીને માટે આવી પહોંચ્યો.

એ માટેની માનસિક તૈયારી સતત ચાલુ હતી પણ એમને રોજીંદા કાર્યો કરતા દેખી કોઇને શંકા જ ન આવે કે એ સદાનો ત્યાગ કરવાના છે. એ જ જૂની લગનીથી પોતે દરરોજની ફરજો અદા કરે જતા હતા. છેવટે સંવત ૧૯૭૪ના વૈશાખ શુદ પડવાનો એ પ્રયાણ-દિન આવી પહોંચ્યો. આગલી સાંજે પહેલાં તો પોતે મુખ્ય બ્રહ્મચારીઓને બોલાવ્યા-ઉપદેશ આપી કરીને વિદાય લેવાનો નિર્દેશ કરવા યત્ન કર્યો પણ વધુ બોલી ન શકયા, અવાજમાં ફરક પડી ગયો. જલદી વિદાય-બોલ પૂરા કરી લીધા.

એ વિદાય-યાત્રાનું દૃશ્ય અતિ કરુણ હતું. સૌની આગળ મહાત્મા મુન્શીરામજીની વિશાળ મૂર્તિ પીળો દુપટ્ટો ધારણ કરી અને હાથમાં દંડ લઇ ચાલતી હતી. તેની પછી સ્નાતકો, પછી બ્રહ્મચારીઓ વગેરે નિઃસ્તબ્ધ શાંતિથી ચાલતા હતા. ચાલતું ચાલતું સરઘસ જ્યારે અધ્યાપકોનાં કુટુંબો રહેતાં હતાં તે જગ્યાએ આવ્યું ત્યારે મુન્શીરામજીનો પૌત્ર રોહિત 'દાદા ! દાદા !' કરતો અને

રડતો રડતો દોડ્યો, પણ એ તરફ નજર સરખીય કર્યા વગર, પોતે ધીરગંભીર ગતિથી ચાલ્યા ગયા.

નવા સ્થાને જઇ પોતે એકલા જ ત્યાં રાત રહ્યા અને વળતે દિન, સંવત ૧૯૭૪ના વૈશાખ પ્રતિપદાને પ્રભાતે દાઢી, મૂછ અને મસ્તકના કેશનું નિર્મૂલ મુંડન કરાવી, ગુરૂકુલનો પીળો દુપટ્ટો ઉતારી એણે ભગવો અંચળો અને કમંડળ ધારણ કરી લીધાં. મુન્શીરામજી મટીને એ શ્રધ્ધાનંદ સંન્યાસી બન્યા. એ ને એ દેહે જાણે નવો અવતાર લીધો.

## રાજદ્વારે સંન્યાસી

પરંતુ શ્રધ્ધાનંદના તો સંન્યાસની પણ એક અપૂર્વ જ તવારીખ લખાવાનું સરજાયું હતું. ભગવાં વસ્ત્રો માનવ જાતને માટેના રાજપ્રકરણી યુદ્ધમાં પણ સ્વાર્પણનો કેવો રૂડો વાવટો ફરકાવી શકે તેની ખાત્રી આ સંન્યાસીને હાથે દુનિયાને થવી નિર્માયેલી હતી.

પાંચ વર્ષો સુધી એ વૈરાગ્યની સાધનામાં જગતની નિર્જનતાને ખોળે દટાઇ રહ્યા. પાંચ વર્ષ સુધી હિમાચળનાં શિખરો સાથે આ વિશ્વના ભેદોની ગુપ્ત વાતો ચલાવી.

બ્રહ્મચર્યપાલન અને આચારશુદ્ધિરૂપી સાચા આત્મિક સ્વરાજના સંદેશા વડે ગામેગામ ભરી દીધાં, ધોળપુરના મુસ્લિમ દીવાને એક મંદિરનો ભાગ તોડાવી ત્યાં જાહેર પાયખાનાં કરવાનો ઇરાદો રાખેલ ત્યાં સફળ સત્યાગ્રહ કરી દીવાનની અક્કલ ઠેકાણે આણી, ગઢવાળમાં દુષ્કાળનિવારણનું કામ કર્યું. અને છઠ્ઠા વર્ષની પ્હો ફાટતાં તો રણશીંગાના ધ્વનિ એના કાન પર અથડાયા. અંચળો ખંખેરીને સંન્યાસીએ નિર્જનતાને સલામ કરી. શાંતિનાં પાથરણાં સંકેલી લીધાં. સૃષ્ટિસૌંદર્યનો વૈભવ એને વસમો થઇ પડયો, એકાંત આકરી બની. કેમકે પોતાની જન્મભૂમિના દેહ પર એણે રાઉલેટ કાયદા રૂપી ફણીધરને ભરડો લેતો ભાળ્યો.

૧૯૧૯નું એ યાદગાર સંવત્સર : આખા દેશમાં પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠયો છે. ચાહે તેવા નિરપરાધી પ્રજાજનને પણ, અરધી રાતની સુખભરી નિદ્રામાંથી, વિના વાંકે, કેવળ રાજદ્રોહના સાચા યા બનાવટી શક ઉપરથી જ ઢંઢોળીને સરકારની પોલિસ પલકારાની અંદર બેડીઓ પહેરાવી ઉઠાવી જઇ શકે, અદાલતમાં એના પર આરોપ સાબિત થયા વગર પણ વર્ષોનાં વર્ષો સુધી એને પોલિસ કરાવાસમાં પૂરી રાખી શકે, તેવા એ કાળા કાયદા સામે કરોડો માતાઓ, પત્નીઓ બહેનભાઇઓ અને બાળકોના વિલાપસ્વર સંભળાયા. અને મહાત્મા ગાંધીજીએ એ કાયદા સામે સત્યાગ્રહનો મહાદંડ ઉગામ્યો. એ સત્યાગ્રહની અંદર સંન્યાસીએ પોતાના દેહને રમતો મેલી દીધો.

પોતે જ લખી ગયા છે—

'લાંબા કાળથી હું જેલની વાટ જોતો હતો. રૌલટ બિલ વડી ધારાસભામાં રજૂ થયું અને સમસ્ત હિંદમાં હીલચાલ મચી ગઈ. ગુરૂકુલના એક સ્નાતકને આશીર્વાદ આપીને મેં દિલ્હીમાં 'વિજય' નામનું દૈનિક પત્ર શરૂ કરાવ્યું. એમાં ત્રણ મુખ્ય લેખ ક્રમાનુસાર નીકળ્યા. એનું મથાળું હતું 'અમારી છાતી પર પિસ્તોલ.' એ લેખોએ પ્રાંતે-પ્રાંતમાં ધૂમ મચાવી. દિલ્હીમાં એની એટલી માંગ વધી કે સાત હજાર પ્રત છાપવા પછી પણ સેંકડો ઉત્સુક મનુષ્યો નિરાશ બની પાછા ગયા* ઉર્દૂ રાણીના પાટનગર દિલ્હીમાં હિન્દી દૈનિકની આટલી ખપત ! દરેક આર્ય નારીને 'વિજય' એટલું વહાલું હતું કે, રાયબહાદુરોની પત્નીઓ પણ પતિ 'વિજય'નો તાજો અંક હાથમાં લઈને ઘેર ન આવે તો ઘરમાં પગ મૂકવા ન દેતી.

'આંદોલન તો પ્રચંડ બન્યું. એ જ સમયે મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની ઘોષણા કરી, હું એ આંદોલનમાં કઇ રીતે શામિલ થયો એની કથા કેટલીયે વાર બહાર આવી ગઇ છે. મારા પરમ મિત્ર સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલેના મુખ્ય શિષ્ય મિસ્ટર શ્રીનિવાસ શાસ્ત્રી (મિસ્ટર અને શાસ્ત્રી એ બેનો મેળ મળતો નથી પણ એમને તો એ જ મંજૂર છે.) ને હું પં. માલવિયાજીની પ્રેરણાથી મળવા ગયો. મારા

---

* આજે આપણને સાત હજાર પ્રત તો મામૂલી લાગે છે.

મળવાનો ઉદ્દેશ એ હતો કે રાઉલેટ–ખરડાને મંજૂર કરાવવા નોકરશાહી ખડે પગે તત્પર થઇ રહી છે, અને હિન્દી સભાસદો પોતાની નારાજી બતાવવા એ સભામાંથી ઊઠી જાય તો શાસ્ત્રીજીએ પણ એમની સાથે ઊઠી જવું. મેં શાસ્ત્રીજી સાથે આ ચર્ચા ઉપાડી અને એમણે મને કહી દીધું કે પોતે તો ગાંધીજીની જાહેરાતની વિરૂદ્ધ કલમ ઉપાડનાર છે. મેં કહ્યું કે જો પોતે ગાંધીજીના અભિપ્રાય કે કૃત્યો માટે જવાબદાર નથી તો નાહક કુહાડીના હાથા બનવાથી શો લાભ છે? એ કશું જ કાને ન ધરતાં જ્યારે એમણે કહ્યું કે ‘વિરૂદ્ધ અવાજ ઊઠાવવો એ મારી ફરજ છે’ ત્યારે મેં જવાબ દીધો કે ‘તો પછી સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર સહી કરવાની મારી પણ ફરજ છે.’ એ રીતે મારે માટે સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર પર સહી મૂકવાનું આવશ્યક બન્યું.’

શાસ્ત્રીજીને મળીને પાછાં વળતાં તુરત એમણે ગાંધીજીને તાર કર્યો, ત્રીજે જ દિવસે ગાંધીજી દિલ્હી આવ્યા, એટલે સ્વામીજીએ તા. ૫ કે ૬ માર્ચ ૧૯૧૯ ના રોજ પહેલી જ વાર રાજનૈતિક આંદોલનમાં ભાગ લેવાની જાહેરાત કરી. પંદર દિવસ ગાંધીજી સાથે મુંબઇ, સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે ઠેકાણે ઘૂમીને પાછા દિલ્હી આવ્યા. અને એમના હાથમાં એક સરકારનો ખાનગી પત્રવ્યવહાર આવ્યો. એ હતો તે વખતના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડનો, હિન્દી વજીર મિ. મોન્ટેગુ પર સાંકેતિક ભાષામાં ગયેલો તાર. એમાં લખ્યું હતું:—

'આંદોલન સખત ચાલી રહ્યું છે. મહાત્મા મુન્શીરામ, કે જેમણે સ્વામી શ્રદ્ધાનંદ એવું નામ ધારણ કર્યું છે, તેણે ગાંધી સાથે સહકાર કર્યો છે. ઘણા ય કાળથી એ પ્રસિદ્ધ ધાર્મિક નેતા રહ્યા, અને સામાજીક સુધારામાં પણ એણે બહુ ખ્યાતિ મેળવી છે. હવે જણાય છે કે એને રાજકીય આંદોલનમાં પણ મશહુર બનવું છે. જોવું છે કે એનામાં સહન કરવાનું કેટલું પરાક્રમ છે. એનો મોટો છોકરો થોડો સમય બ્યુનોએરીસ નગર (દક્ષિણ અમેરિકાના એક પ્રજાતંત્રની રાજધાની)માં પ્રસિદ્ધ વિપ્લવકાર .......નો મહેમાન પણ બની આવ્યો છે. ને એનો નાનો દીકરો દિલ્હીમાં સરકાર વિરોધી ઉગ્ર હિન્દી દૈનિક ચલાવે છે. જોઇએ શું બને છે!'

## દિલ્હીશ્વર !

ઇસ્વીસન ૧૯૧૯ ના માર્ચ મહિનાની એ ૩૦મી તારીખ હતી: અને દિલ્હી નગરી પર તે દિવસે સંન્યાસીનાં રાજ ચાલતાં હતાં. અસંખ્ય રાજમુગટોને ધૂળમાં રોળી નાખી રાજકુળોનું વિશાળ સ્મશાન સર્જનાર એ દિલ્હી નગરીએ, તે દિવસ એક નિઃશસ્ત્ર અને એકાકી વૈરાગીની ઇશ્વરી આણ કબૂલી હતી. એની આંગળીના ટેરવા ઉપર હિન્દુ કે મુસલમાન પ્રજાનાં લાખો માનવીઓ મરવા યા મારવા તલપતાં ઊભાં હતાં. અંગ્રેજ સલ્તનત પોતાની પાટનગરીના પાયા ડોલતા દેખતી હતી. અને તે દિવસે રાજસત્તાએ પોતાના વિપુલ લશ્કરને કિલ્લામાંથી બહાર કાઢી દિલ્હી નગરને ચોટે

ચૌટે અને માર્ગે માર્ગે મશીનગનો, ભરેલી બંદૂકો અને દારૂગોળાના રેંકડા ગોઠવી દીધા હતા. એક જ ઇસારો થતાં લોકોના દેહમાં પરોવાઈ જાય તેવા કાતિલ સંગીનો કતલના હુકમની રાહ જોતાં, અનેક કાળા ગોરા સૈનિકોના હાથમાં તત્પર બની ચમકતાં હતાં. ઇંદ્રપ્રસ્થ ઊથલી જવાના ભયની એ ભયાનક તિથિ હતી.

તે તિથિએ દિલ્હીનો એ બિનતાજ બાદશાહ, સંન્યાસી શ્રદ્ધાનંદ, ખોડે માથે, ઉઘાડે પગે અને ભગવો અંચળો ફરકાવતો, પોતાના દિશાગજવતા બુલંદ અવાજે મૂંગા સમર્પણના મંત્રો છેડતો, લાખો માનવીઓની વચ્ચે માચડા ઉપર શોભે છે. સરકારી અન્યાયના જખમ વાગતાં ઘવાઇને અર્ધપશુ જેવી સ્થિતિમાં આવી પડેલી એ પ્રજાને સંન્યાસી 'અહિંસા'નો આદેશ સંભળાવી ઉચ્ચ બલિદાનની મનોદશા પર ચડાવતા ઊભા છે. રાજસત્તાની મનાઇના સીમાડા લોપતો એ માનવ-સાગર જાણે કે પોતાને મોખરે કોઇ જળદેવતાના હુકમો સાંભળીને ઊમટતો હોય તેમ આજે પાયતખ્ત હસ્તિનાપુરને બોળી દેવા હલકયો છે. મોખરે રૂદ્રરૂપી શ્રદ્ધાનંદ: અને પાછળ દરિયાનાં મોજાં સમી છલકાતી માનવ-સેના: એક જ આત્માનો લાખો જીવાત્મા પર લાગી ગયેલો ધર્મ-અંકુશ: અને એ મહિમાવંત સવારી ચાલી જાય છે. આવી તો કોઇ પાદશાહની પણ સવારી ઇંદ્રપ્રસ્થને ટીંબે કદી નહિ નીકળી હોય. એ હતું મશીનગનના ભોગ બનેલાઓનું શોક સરઘસ.

અચાનક એક સરકારી સૈન્ય આવીને આ સંન્યાસી-સમ્રાટનો રસ્તો રૂંધે છે. બે બંદૂકોની નળીઓ એ ધર્મ-સેનાની સામે લાંબી થાય છે. સંગીનો વીંધી નાખવા માટે આગળ વધે છે. અને સરકારનો સેનાપતિ લાલઘૂમ ચહેરે, ખુન્નસભર્યાં નેત્રે હાકલ કરે છે કે 'પાછા ફરો નહિ તો ઠાર થશો!'

સંન્યાસી વીરે પોતાની સેનાને શાંતિપૂર્વક આદેશ દીધો કે 'પરવા નહિ; ચુપચાપ આગળ વધો.'

સરકારી ફોજના જીવલેણ આદેશની સામે આવો હુકમ આપનાર બેમાથાળો માનવી શું જીવતો આગળ કદમ ભરી શકે? અગીઆર ગુરખા સૈનિકોનાં નાગાં સંગીનો આગળ થયાં અને આગળ ડગલું માંડતા એ પહાડ સરખાં પુરુષ-સિંહની છાતી સામે, કાળની લસલસતી જીભો હોય તેવાં એ સંગીનો ચકચકવા લાગ્યાં.

સંન્યાસીનો એક જ શબ્દ-અને દિલ્હીના ચાંદની ચોકમાં તે દિવસે લોહીની નદીઓ વહી હોત. પોતાના સરદારની આંખના પલકારા ઉપર પણ મીટ માંડી રહેલી લાખો આંખો-માંથી તે દિવસ એક જ દૃષ્ટિપાતનો તણખો પડતાં એક દાવાનળ ફાટી નીકળત. પણ સંન્યાસીએ શાંતિ ગુમાવી નહિ. પોતાની સામે જાણે કે ફૂલોની બિછાત પથરાઈ હોય, તેમ માનીને એણે આગળ કદમ મૂકયો.

ગુરખાનાં કાતિલ સંગીનો પોતાનું ધૈર્ય ગુમાવી બેઠાં.

સંગીનો હુલાવવા ગુરખાઓ એ સત્તાના શત્રુ સામે ધસ્યા. મૃત્યુને અને શ્રદ્ધાનંદને લગારે અંતર રહ્યું નહિ. અને સંન્યાસીએ પોતાના અંગ પરથી ભગવું ઓઢણુ ખસેડી એ સંગીનોની પ્યાસ છીપાવવા માટે પોતાની લોહીછલકતી પહોળી છાતી પાથરીને પડકાર્યું કે 'આવો ! આ પ્રજાની ઉપર ગોળીબાર કરતા પહેલાં તો મને જ સુખેથી વીંધી નાખો !'

મૃત્યુને આટલા પ્યારથી ભેટવા તલસતા મહાવીરને સિપાહીઓએ આજે પહેલી જ વાર જોયો. જોતાંની વાર જ તેઓના અંતરમાં જાગૃત થયેલી પાશવતા સ્તબ્ધ બની ગઇ. સંગીનો ઝાંખાં પડીને હાથમાં ને હાથમાં થંભી ગયાં. હજારો કંઠમાંથી ગગનભેદી ધ્વનિ ગાજ્યો કે 'શ્રદ્ધાનંદની જય !' અને જાણે કશું જ બન્યું ન હોય એવી આત્મશાંતિથી ડગ ભરતા એ મૃત્યુંજય પોતાની પ્રજા–સેનાની સાથે પોતાને પંથે આગળ વધ્યા.

પછી દેશમાં રમખાણો થયાં. લશ્કરી રાજ્યવહીવટે પંજાબમાં કેર વર્તાવ્યો અને જલીઆંવાલા બાગની કતલ ચાલી. મહાત્માજીએ સત્યાગ્રહ સંકેલી લીધો. અને સંન્યાસી ફરી વાર પાછા થોડી ઘડી અદૃશ્ય થાય છે. અને કયાં જાય છે ? પંજાબને ગામડે ગામડે : લશ્કરી અમલના સિતમોની કથનીઓ એકઠી કરવા : એકઠી કરીને મહાસભા સમિતિના હાથમાં હેરત પમાડનારા પૂરાવાઓ ધરવા : અને એ ઓડવાયરશાહીના સળગતા અંગારામાંથી અણદાઝયું બહાર આવીને ફરી પાછું એ પહાડી સ્વરૂપ અમૃતસરની

મહાસભાના અવસર પર આખા દેશને પોતાની છાયા આપતું ઊભેલું જોવાય છે.

## અમૃતસરની યજ્ઞવેદી ઉપર

અમૃતસરની એ મહાસભા શ્રદ્ધાનંદ ન હોત તો ભરાત જ નહિ. એક તરફથી એ ૧૯૧૯ના અભાગી વર્ષની કાપાકાપીની તપાસ અર્થે વિલાયતથી હંટર કમિટિ આવી હતી. તેની સમક્ષ જુબાનીઓ આપવા તેમ જ મહાસભા તરફથી પણ એ હત્યાકાંડનો અહેવાલ તૈયાર કરવા માટે મહાત્માજી, માલવિયાજી વગેરે રોકાઇ ગયા. અમૃતસરના અધિવેશન માટે તૈયારી ઉઠાવનાર કોઇ નર પંજાબમાં રહ્યો નહિ; અને બીજી બાજુ જો અધિવેશન ભરાય તો ગુરખા અને ગોરા સૈનિકો તરફથી છેડતી થતાં જ પ્રજામાં ફરીવાર બળવો ફાટવાની દહેશત હતી. માલવિયાજી કહે કે 'શ્રદ્ધાનંદજી, રહેવા દો.' પરંતુ યુગદૃષ્ટાની આંખે એ સંન્યાસીએ નિહાળી લીધું કે જો આ અધિવેશન અમૃતસરમાં જ–અને તે પણ ડીસેમ્બરના છેલ્લા સપ્તાહમાં જ ભરાશે, તો જ બચાવ થશે. નહિ તો આવતા અર્ધા સૈકા સુધીને માટે રાજદ્વારી આંદોલનનો અસ્ત થઇ જશે.

એણે માલવિયાજીની સાથે માથાં પછાડી આખરે પોતાનું ધાર્યું કબૂલ કરાવ્યું. આવા સમારંભના અનુભવ વિના પણ સત્કાર–પ્રમુખની જુમ્મેદારી લીધી. દોડયા પંજાબના નવા ગવર્નર પાસે. ઓળખાણ હતી તેના બદલામાં

માગી લીધું કે 'લશ્કર અને પોલિસનો દમામ દેખાડતા નહિ.' ગવર્નરનું કલેજું ફફડતું હતું. એણે પૂછ્યું કે 'દેશને ખૂણેખૂણેથી પંદર હજાર પ્રજાજનો એકઠાં થઇ જલીઆંવાલા બાગની શોણિતભીની જગ્યા પર ઊભાં રહેશે ત્યારે તેઓ ઉશ્કેરાઇને શું નહિ કરે ?' સંન્યાસીએ કોલ આપ્યો કે 'હું એને શાંત રાખીશ.' અને ગવર્નરે મંજૂરી આપી.

પરંતુ મદ્રાસ, કલકત્તા અને મુંબાઇના હજારો પ્રતિનિધિઓને ઉત્તર હિન્દની કાતિલ ઠંડીમાંથી રક્ષિત રાખવા માટે અમૃતસરમાં પાકી ઇમારતો કોઇ આપતું નથી. તંબૂમાં રાખવાથી તેઓ ટાઢ સહન કરી શકે તેમ નથી. પાકાં મકાનોના માલેકો, લશ્કરી દોરના ભોગ થઈ પડેલા રાજદ્વારી અતિથિઓને ઉતારા આપી સરકારની ખફગી વહોરવા માગતા નથી. શ્રદ્ધાનંદ મુંઝાઇને બેઠા છે.

એમાં બીજો અકસ્માત બન્યો. અધિવેશન પહેલાં એક જ પખવાડીએ મહાસભાનો મંડપ ઊભો થવા લાગ્યો. અને એક જ અડવાડિયું કામ ચાલ્યા પછી ધોધમાર વરસાદ મંડાયો. ત્રણ વાર એ મંડપ માટે ખોદેલ ખાડો પાણીથી ભરાઇ ગયો. અને ત્રણ વાર સંચાથી પાણી ઉલેચ્યું. પરંતુ જે દિવસે એ મંડપ છેવટને માટે ખડો કર્યો, ને બીજી બાજુ પ્રતિનિધિઓની બાર સ્પેશ્યલ ગાડીઓ જે દિવસ આવીને ઊભી રહેવાની હતી, તે દિવસ છેલ્લા ૪૦ વર્ષથી નહોતો દીઠો એવો ભારી વરસાદ અમૃતસરમાં તૂટી પડયો.

પંજાબ અને સંયુક્ત પ્રાંતના પ્રતિનિધિઓ કે જેઓને તંબૂમાં ઉતાર્યા હતા, તેઓ પોતાના તમામ સામાન સાથે ઘૂંટણ ઘૂંટણ સુધી પાણીમાં દિગ્મૂઢ બનીને ઊભા છે. અને કેડ કેડ સમાણાં પાણીમાં રખડતા શ્રદ્ધાનંદજી શમીઆણાને ઊભો કરવા મથે છે. શહેરમાં ઉતારા શોધવાને માટે એણે મોટર મગાવી, અને એની તપશ્ચર્યાને પ્રભાવે ત્રણ મોટાં મકાનો, તંબૂઓમાં પલળતા મહેમાનોને માટે તો પૂરતાં મળી ગયાં. પરંતુ સ્પેશ્યલો તો આવવા લાગી; ને હાથમાં હતાં તે તમામ મકાનો ખૂટી ગયાં. બીજી બાજુથી અવાજ પડયો કે 'હજુ આવે છે!' મહેમાનો હજુ ચાલ્યા જ આવે છે અને વરસાદ ધોધમાર વરસે છે. સ્ટેશનમાં ભરચક મેદની ખદબદે છે. પણ સંન્યાસી આકાશે નજર નાંખીને પ્રભુને પૂછે છે કે 'હવે હું કયાં શમાવું?'

અને અંતરિક્ષે ઉત્તર દીધો. સંન્યાસી મોટર દોડાવતા મકાનો શોધે છે, તે વખતે પાછળથી શોર સંભળાયો: 'સ્વામીજી! સ્વાસીજી! સ્વામીજી!'

સ્વામીજીએ મોટર થંભાવી. જોયું તો વૃષ્ટિમાં ભીંજાતો એક માણસ દોડયો આવે છે. આવીને કહે છે કે 'અરે સ્વામીજી! મારી વાત કોઇ સાંભળતું નથી. હવે આપ સાંભળો તો ખરા!'

'શું છે ભાઇ! બોલ જલદી.'

'હું મારા ઘરમાં પચાસ મહેમાનોને ઉતારવા તૈયાર છું.

બીજા અનેક મિત્રો એ જ રીતે પોતાના ઘર દીઠ પચીસ પચીસ પરોણાઓને વહેંચી લેવા તૈયાર છે. ને છતાં તમે શા માટે મુંઝાઓ છો? અમારે ઘેર મોકલાવો! અમારું બોલ્યું કોઇ સાંભળતું કેમ નથી!"

પ્રેમ અને કરૂણાના એ દેવદૂતને દેખી સ્વામીજીનું હૃદય ગદ્‌ગદિત બની ગયું. એણે કહ્યું કે 'રંગ રાખ્યો ભાઇ! તમે બધા 'હૉલ ગેટ' પાસે જઇને ખડા થાઓ, અને તમારે પ્રત્યેકને આંગણે પરોણાઓને લઇ જાઓ.'

પરિણામે રાતના બે વાગતામાં તો એક પણ અતિથિ રઝળતો ન રહ્યો. નગરજનોએ તમામને પોતાના ઘરેઘરમાં શમાવી લીધા. સંન્યાસીનો જયજયકાર બોલ્યો. અને એ અધિવેશનની વેદી પરથી સ્વામીજીએ ઉચ્ચારેલી સ્વાગત-વાણીમાં માનવ-સેવાનું સંગીત ગાજી ઊઠયું. એ રીતે રાજપ્રકરણ અને સંન્યાસ વચ્ચે દોરાયેલી રેખાને ભૂંસી નાખી, એક સંન્યાસી તરીકે રાજકારણમાં ઝંપલાવવાની પહેલ કરનાર પણ સ્વામીજી જ હતા.

હિમાચળના એકાદ કોઇ છૂટા પડી ગયેલા શિખર સરખા એ સ્વામીજીને ત્યાર પછી આપણે આખા હિન્દમાં ઘૂમી જલીઆંવાલા બાગને માટે તેમ જ દિલ્હીના શહીદોના સ્મારક માટે દ્રવ્ય ઊઘરાવતા દેખ્યા. રાજદ્વારી લડાઇની વારેવારે ફરતી જતી વ્યૂહરચનામાં હાજર ને હાજર ઊભા રહી, સંન્યાસીને શોભે તેવી રીતે સ્પષ્ટવક્તૃતા વાપરતા અને મહાત્માજીને

એમની ભૂલો બતાવતા એને આપણે દેખ્યા. ૧૯૨૧માં ગાંધીજીની રીતિઓ સાથે મતભેદ પોકારતા દેખ્યા. અંત્યજ ઉદ્ધારની ચળવળમાં ઝંપલાવતા દેખ્યા. મહાસભાની અંદર હિન્દુ—મુસ્લિમો વચ્ચેની ઉપરછલી મોહબ્બતની અંદર ઝીણી ઝીણી ચીરાડ જોતા દેખ્યા. અને આખરે મલબારમાં મોપલાઓનાં દારૂણ અત્યાચાર પર એની ફાટેલી આંખ ને ચડેલાં ભવાં દેખ્યાં.

૧૯૨૧નો ડીસેમ્બર આવી પહોંચ્યો. અમદાવાદ મહાસભાનો મહાસાગર ઘૂઘવી ઊઠયો. પરંતુ સ્વામીજીના વક્ષઃસ્થળમાં તો એ અધિવેશનનું એક તીર આરપાર પરોવાઇ ગયું. અને તે હતું મોપલા પ્રકરણ સંબંધેનું; મોપલાઓના પૈશાચી વર્તાવ પર તિરસ્કારનો એક ઠરાવ આવ્યો અને મુસલમાનો ભભૂકી ઊઠયા. ધીરે ધીરે એ ઠરાવ પર સુધારાઓ આવતાં આવતાં ફક્ત 'જેટલા મોપલાઓએ બલાત્કારે વટાળ તથા દુરાચાર કર્યો હોય તેટલાને જ માટે' તિરસ્કાર દાખવવાનો પ્રસ્તાવ ઘડાયો—અને તેની સામે પણ મુસલમાનોએ રોષ દેખાડયો. છતાં આખરે મુસ્લિમ અભિપ્રાય જ ફાવ્યો અને ઠરાવ સદંતર ઊડી ગયો. ત્યારથી સ્વામીએ ફાટે નેત્રે નિરખી લીધું કે વાયરા કઇ દિશામાં વાય છે!

૧૨ : ૩ : ૨૨ ના રોજ, જે વખતે સત્યાગ્રહ સંબંધેનો એમનો સુધારો મહાત્માજીએ પાછો ખેંચાવી લીધો, તે વખતે પોતે મહાસભાનું સક્રિય કામ છોડી દઇ કુરૂક્ષેત્રમાં બેસી

સાહિત્ય-પ્રવૃત્તિઓ આરંભી: પોતે સતત માનતા હતા કે 'તદ્દન અહિંસાત્મક સવિનયભંગ માટે દેશ સમસ્તનું વાતાવરણ કદી તૈયાર થવાનું જ નથી. માટે સત્યાગ્રહ મંડાયા પછી મહાસભા સિવાયના બહારના લોકો રમખાણો કરે, તો તેથી સત્યાગ્રહ અટકાવવાની જવાબદારી આપણી છે જ નહિ.' એથી વારંવાર સત્યાગ્રહ મુલતવી રાખવાની મહાત્મા ગાંધીજીની વિચારણા તેમને મંજૂર નહોતી.

છૂટા થયા છતાં યે મહાસભાને માટે સ્વામીજીનું અંતર સદા બળતું જ રહ્યું. દેવદાસ અને જવાહિરલાલ જ્યારે સજા પામી કેદમાં સીધાવ્યા, ત્યારે સ્વામીજીએ પોતાના પ્યારામાં પ્યારા આર્યસમાજના પ્રમુખસ્થાનનું પણ રાજીનામું આપીને મહાસભાની કાર્યવાહીમાં કૂદી પડવાની ખુશી બતાવી, પરંતુ પોતે પોતાનાં 'મહાસભાનાં સંસ્મરણો'માં ચીરાતે હૃદયે નોંધી ગયા છે કે 'તેજ અરસામાં રા. કેલકરને પણ મહાસભાની કાર્યવાહી પરથી રાજીનામું આપી નીકળી જવું પડ્યું અને એણે હકીમ અજમલખાનના શબ્દો મને સંભળાવી દીધા કે 'કાર્યવાહકોએ મહાસભાની સાથે જો મતભેદ હોય તો તે વ્યક્ત નથી કરવાનો; કાં તો તેઓએ પોતાનું પદ છોડી જવું, ને કાં મૂંગા મરી રહેવું.' આ શબ્દોએ સ્વામીજીની આંખો ઉઘાડી નાખી. એણે રાજીનામું ફરી વાર જારી કરાવ્યું.

એકાંતે બેઠાં બેઠાં પણ મહાસભા પ્રત્યે ભક્તિભાવ અનુભવતો એનો અંતરાત્મા જંપી ન શકયો. પ્રજાએ મહા-

સભાના હાથમાં મૂકેલા એક કરોડ રૂપિયાની કેટલીક બરબાદી દેખીને વલોવાતે હૈયે એણે એક પ્રસંગની ઘટના ટાંકી છે:

'કુરૂક્ષેત્ર ગુરૂકુળથી હું અને ગુરૂકુળના વ્યવસ્થાપક, બન્ને ફક્ત તેર જ ગાઉ ઉપર આવેલા અંબાલા ગામમાં મહાત્માજીના કારાગૃહપ્રવેશની તિથિ-તા. ૧૮ : મે : ૧૯૨૨–ઉજવવા માટે ત્યાંના મહાસભા સમિતિના મંત્રીના બોલાવ્યા ઇન્ટર કલાસમાં બેસીને ગયા. આખો દિવસ અને અધરાત સુધી કામ કરીને વળતા પ્રભાતે પાછા કુરૂક્ષેત્ર જવા માટે જ્યાં અમે સ્ટેશન પર આવીએ, ત્યાં મંત્રીએ મારા હાથમાં પહેલા વર્ગની બે ટિકિટો ધરી દીધી. મેં કહ્યું કે 'મારે એ વૈભવ ન ખપે; જાઓ ઇન્ટરની ટિકિટ લઇ આવો.' એ ભાઇ કહે કે 'આપ મને આપની સેવા કરતો શીદ અટકાવો છો?' જાણે કે એના આત્માને આઘાત થઇ રહ્યો હતો! આખરે આગ્રહ અને રકાઝકને અંતે ભીતરનો ભેદ ખુલ્લો પડયો. મંત્રીએ એક દેશનેતાની વાત કહી: એ નેતાનું નામ હું નહિ આપું: એ નેતા આગલે જ મહિને મારી જ માફક ૧૮મીના ઉત્સવ પર આવેલા અને રાતે પાછા ફરેલા. એમનું રેલભાડું રૂા. ૨૫૦ થી અદકું આવેલું અને એના માટેની ખાસ મોટર ગાડી રોકવામાં આવી તેનું ખર્ચ રૂા. ૨૦૦ નું ચડેલું! હું હેરત પામી ગયો. મને યાદ આવ્યું કે મહાત્માજીએ એ એક કરોડ રૂપિયા એક જ વર્ષની અંદર પ્રજાહિતમાં ખરચી નાખવાની આજ્ઞા દીધેલી. મહાસભાનાં કાર્યો માટે મૂડી સંઘરવાના સિદ્ધાંતથી એ વિરૂદ્ધ હતા. એણે તો કહેલું કે

હિન્દની પ્રજા પોતે જ આપણી મૂડી છે અને તેઓની 'શ્રદ્ધા' એ મૂડીનું વ્યાજ છે. માટે આપણે તો દર વર્ષે વ્યાજ જ ઊઘરાવીને વાપરી નાખવું રહ્યું : આ સૂત્રનું શબ્દશઃ પ્રતિપાલન કરનારા એમના ભક્તોએ દેશના દ્રવ્યને કેવું પાણીને મૂલે રેલાવી દીધું તેનુ આ દૃષ્ટાંત છે!' [ લીબરેટર : ૭ : ૧૦ : ૧૯૨૬ ]

## જેલ—જાત્રા

અડસઠ વર્ષની ઉમ્મરે એક નૌજવાનને પણ શરમાવે એવા પરમ ઉલ્લાસથી સંન્યાસીએ જેલ-જાત્રા સ્વીકારી લીધી. કારાગૃહનાં નોતરાં તો એને માટે છેલ્લા ત્રણ વર્ષથી નીકળું નીકળું થતાં હતાં. અને સંન્યાસી એ મિજબાની માણવા માટે ઝૂરતા હતા. પણ પ્રત્યેક વાર સરકાર એ નોતરું પાછું ખેંચી લેતી હતી. 'બંદીઘર કે બિચિત્ર અનુભવ' નામના પોતાની કારાવાસ-કથાની અંદર પોતે જ લખે છે :

'૧૯૧૯ની ૩૦ મી માર્ચના રોજ દિલ્હીમાં સરકારી ફોજે પ્રજા પર ગોળીઓ ચલાવી, તે દિવસથી બરાબર વીસ દિવસ સુધી હડતાલ પડાવનાર અને નગરીને ઉજ્જડ કરનાર હું જ હતો એમ ચીફ કમીશનર પોતે સમજતો હતો; એણે અન્ય અનેકને 'સ્પેશયલ કોન્સ્ટેબલ' બનાવી અપમાન

દીધું, પણ મને તો કોઇએ પૂછ્યું યે નહિ કે તું ક્યાં રહે છે. વારંવાર પ્રગટ થયું કે મારા નામનું વારંટ નીકળ્યું છે. અને ૧૦ મી એપ્રીલે જ્યારે મને કહેવામાં આવ્યું કે રાત્રિયે જ મને ગિરફ્તાર કરવાના છે, ત્યારથી હું મારા ઘરનાં, ઉપરનું તેમજ નીચેનું સીડીનું, બન્ને કમાડ રાત્રિભર ઉઘાડાં જ રાખવા લાગ્યો, કે જેથી પોલીસને મારા ઘરમાં પ્રવેશ કરતાં મુશ્કેલી ન પડે. એ દિવસોમાં હું એટલો થાકેલો હતો કે જેલમાં મને આરામ મળત. દોઢ-બે લાખ પ્રજાજનોને એ ઉશ્કેરાટની અંદર અહિંસાધર્મનું પાલન કરાવવું એ નાની સૂની વાત નહોતી. પરંતુ કોઇ યમદૂત મને એ વિશ્રામસ્થાને તેડી જવા ન આવ્યો—ન જ આવ્યો.

'બીજી વાર મારી ગિરફ્તારીનો ગણગણાટ ઊઠયો. પંજાબના ગવર્નર ઓડવાયરને ખાત્રી થઇ ચુકી હતી કે પંજાબમાં બધી મદદ દિલ્હીથી જ જાય છે અને એ મોકલનાર હું જ છું. હું ' માર્શલ લૉ 'ના ભોગ થઇ પડેલાં કુટુંબોને લાહોર મદદ આપવા ગયેલો ત્યારે મને એક જૂના વખતનો ખાનગી હુકમ બતાવવામાં આવ્યો. એ લખનાર માઇકલ ઓડવાયર જ હતા. એણે લખ્યું હતું કે 'શ્રદ્ધાનંદને અમૃતસર ન રોકતાં લાહોરમાં આવવા દેવો. ત્યાં એના હાથપગમાં બેડી પહેરાવી, બજારોમાં ફેરવીને બંદીખાને લઇ જવો, શહેરમાં મશીનગનો પણ ગોઠવી દેવી, બે હજાર હથિયારબંધ સૈનિકોને બજારમાં ખડા કરવા અને શ્રદ્ધાનંદને એવી રીતે અપમાનિત કરીને ફેરવવો કે લોકો કમ્પી ઊઠે.'

'અફસોસ! આ ચિઠ્ઠી મારા હાથમાં બહુ જ મોડી આવી. હું એ દિવસોમાં લાહોર ન જઇ શકયો. અને ઓડવાયરની તેમજ મારી–બન્નેની દિલની દિલમાં જ રહી ગઇ.

'કહેવાય છે કે દિલ્હીના ચીફ કમીશ્નર પર મને પકડવા માટે વાઇસરાયનું અને વીલીઅમ વીન્સેન્ટનું દબાણ થયું, પણ ચીફ કમીશ્નરે જવાબ વાળેલો કે 'શા મુદ્દા પર કેદ કરૂં? સરકારને બદનામીમાંથી બચાવનાર તો શ્રદ્ધાનંદ જ છે. અને છતાં જો એને પકડવો હોય તો દિલ્હીનો વહીવટ થોડા દિવસને માટે હિન્દી સરકારે જ હાથમાં લઇ લેવો!'

'ત્રીજી વાર પકડવાની તૈયારી થઇ. દિલ્હીના નેતાઓ સીમલાની હવા ખાવા ગયેલા. એમાંથી એક રાવ બહાદુર, એક ખાનબહાદુર અને એક વકીલ, એ ત્રણેને બોલાવીને સી. આઇ. ડી. ના વડાએ પૂછ્યું કે 'શ્રદ્ધાનંદને પકડવા વિષે આપનો શો મત છે?'

'પકડાય તો શી અડચણ છે?' ત્રણેએ જવાબ દીધો.

'તો આપ સહુ સરકારને સહાય કરશો?'

'હા, હા!'

'માથું હલાવીને ત્રણ મહાપુરુષો ઘેરે આવ્યા પછી સહુ માથાં ખજવાળવા લાગ્યા. વકીલ બંધુ બોલ્યા કે 'યાર, તમે બહુ જ ભૂલ કરી. સ્વામીને પકડવાથી લોકો છેડાઇ ઊઠશે તો ગજબ થશે હો! પછી એની જવાબદારી આપણા ઉપર આવશે. ચાલો પાછા જઇને ના કહી દઇએ.

'ત્રણે જણા પાછા ગયા. જઇને સાહેબને સંભળાવ્યું કે શ્રધ્ધાનંદને પકડવો હોય તો દિલ્હીમાં ન પકડજો. બહાર લઇ જઇને પકડજો, નહિ તો તોફાન જાગશે.'

' સાહેબે કશો જવાબ ન દીધો. શરમીંદાં મોં લઇને એ ત્રણે બહાદુરો પાછા ઘેરે સિધાવ્યા.

' ચોથી વાર : દિલ્હીની પોલીસે પ્રસિધ્ધ કર્યું કે મને બહાર નીકળવાનો હુકમ નથી. છતાં હું તો તુરત જ પંડિત મોતીલાલ નેહરૂના નિમંત્રણથી પ્રયાગ જવા ચાલ્યો. અલીગઢ સુધી સી. આઈ. ડી.એ મારો પીછો લીધો, પણ મને કોઇએ કેદ ન કર્યો.

' પાંચમી વાર અમૃતસરની મહાસભા વખતે: અને છઠ્ઠી વાર મારી બ્રહ્મદેશની મુસાફરી વખતે : રંગુન પહોંચતાં જ સર રેજીનાલ્ડ ક્રેડોકે લોર્ડ ચેમ્સફર્ડ પાસેથી મને પકડવાની આજ્ઞા માગી. એ આખો પત્રવ્યવહાર જ કોઇ દૈવી પંખીડું મારા હાથમાં મૂકી ગયું. હું એક મહિનો બ્રહ્મદેશમાં ઘૂમ્યો. વ્યાખ્યાનો દીધાં. પચીસ પચીસ હજારની મેદની જામતી હતી. પણ મારા રહેવા દરમ્યાન બ્રહ્મદેશમાં એક પાંદડું પણ ન હલ્યું.

' ત્યાર પછી અંગ્રેજ યુવરાજના દિલ્હી ખાતેના આગમન વખતે, હડતાલ પડાવવાનાં પ્રથમ વિજ્ઞપ્તિપત્રો હિન્દુ સભા તરફથી મેં જ ચોડયાં. અને પં. માલવિયાજીને પ્રકટ તાર પણ કર્યો કે એ ગૌમાંસ ખાનાર યુવરાજને શું મોં લઇને

હિન્દુ યુનિવર્સિટી પદવીદાન કરવા બોલાવી રહી છે ! આમ છતાં પણ મને કોઇએ ન પકડયો.'

આખરે એ ગિરફતારીનો સહુથી વધુ ઉજ્જવલ અવસર આવી પહોંચ્યો. અકાલીઓના યુદ્ધમાં પોતે અમૃતસર જઇને ઝંપલાવવાની ઘોષણ કરી. ૧૯૨૨ ના સપ્ટેમ્બરની ૧૧મીના રોજ સાડા પાંચ બજે એને પકડવામાં આવ્યા. અદાલતમાં એને ૧૧૭ મી કલમ પ્રમાણે એક વર્ષની, તથા ૧૪૩ પ્રમાણે ચાર માસની સાદી કેદની સજા પડી. તે જ વખતે પોતે માજીસ્ટ્રેટને કહ્યું કે 'સાહેબ, મેં પણ એક વર્ષની ભવિષ્યવાણી કરી હતી !'

જેલ-જીવનનાં સંકટો તો સ્વામીએ પોતે જ એ પુસ્તકમાં વર્ણવી દીધાં છે. ચુંકારો પણ કર્યા વગર એણે તમામ વીતકોને વેઠી લીધાં. અને પંજાબ ગવર્નર સર એડવર્ડ મેકલેગને જ્યારે જેલમાં સ્વામીની મુલાકાત લઇ પ્રશ્ન કર્યો કે 'are you comfortable here ?-આપને આંહીં ઠીક પડે છે ને ?' ત્યારે સ્વામીજીએ જવાબ વાળ્યો હતો કે "I am comfortable everywhere-મને તો સર્વત્ર ઠીક જ પડે છે !'

આખરે કારાવાસમાંથી છૂટતી વખતે એણે લખ્યું છે કે 'જેલમાંથી નીકળતી વખતે મને સારૂં નહોતું લાગ્યું. સ્વતંત્રતા બહુ પ્રિય અવસ્થા છે, અને એની પુનઃપ્રાપ્તિથી આનંદ થવો જ જોઇતો હતો. સ્થૂળ દૃષ્ટિવાળાને

માટે તો જેલમાં મનુષ્ય પરતંત્ર જ થઇ જતો જણાય છે. પરંતુ મેં જેલની એકાન્તમાં આત્મચિન્તનના આનંદને જ સ્વતંત્રતા સમજી લીધેલ. એને મુકાબલે તો બહાર આવ્યા પછી હું દેશસેવા અને ધર્મસેવાના પ્રેમીઓને અપ્રસન્ન કર્યા વિના સાચો સ્વતંત્ર નહિ રહી શકું. ખેર! આપણી અવસ્થાઓ આપણને સ્વાધીન ક્યાં છે!'

## હિન્દુવટને હાકલ

કારાગૃહના દરવાજામાંથી બહાર નીકળતાં જ ઉંબરમાં એ સંન્યાસીને માટે એક ધર્મયુદ્ધનું નોતરૂં તૈયાર ઊભું હતું. જે મહાપંથ ઉપર ગુરૂ ગોવિન્દસિંહનાં, ગુરૂ તેજબહાદુરનાં અને એવા કૈંક ધર્મવીરોનાં કંકુ જેવાં લાલચોળ લોહીનાં છાંટણાં છંટાયાં છે, તે મૃત્યુના પંથ પર ચાલી નીકળવાનું આ નોતરૂં હતું. દિલ્હી નગરની જૂમામસ્જિદના તખ્ત પર ચડીને ખિલાફતની આપત્તિ વેળા હિન્દુમુસલમીનોને સંયુક્ત પ્રાણવિસર્જનનો પેગામ સંભળાવવાની ઐકયભાવના તે કાળે આથમી ગઇ હતી. સૈકાઓના સૈકાઓ સુધી હિન્દુ જાતિના કલેજામાં જે મુસ્લિમ ધર્મઝનૂનના કારમા ઘા પડ્યા હતા તેના ઉપર પાટા બાંધીને, તવારીખનાં વૈર વિસરીને હિન્દુજાતિએ મુસ્લિમોને ખિલાફતનો જંગ જીતવાની જબરજસ્ત

મદદ દીધી, પણ ચૌરીચૌરાની હત્યાને લીધે રાજકારણી પ્રજાસંગ્રામ સંકેલાઇ ગયો તેના પરિણામમાં નવરાં પડેલાં લોકબળો કોમી ઝઘડાને પંથે પળ્યાં, પ્રજાના પ્રાણ પરથી એકતાનું તકલાદી રેવણકામ ઉખડી ગયું. ડગલે અને પગલે હિન્દુઓ પર દબડામણ ચાલી, મુસ્લિમો હિન્દુઓને વટલાવી જાય તે મંજૂર; પણ હિન્દુઓ એ વટલેલાઓને રાજીખુશીથી પાછા અપનાવે તો તે ઇસ્લામ સામે ગંભીર અપરાધઃ મુસલમાનો ચાહે તેટલાં અને ચાહે ત્યાં વાજીંત્રો બજાવે, ગાયો કાપે, તે મંજૂર; પણ હિન્દુની દેવસ્વારીનો ઝીણી ટોકરી સુદ્ધાં જો મસ્જિદની પાસે બજાવાય તો તેમાં નમાજનો ભંગ : અરે, મહાત્મા ગાંધીને પણ કાફર તરીકે જહન્નમને સ્વાધીન કરી ઇસ્લામ અંગીકાર કરવાનાં આમંત્રણ : એવે એવે અનેક માર્ગે કોમી ઝનૂનનાં ખંજર ચમકવા લાગ્યાં. મોપલાઓએ તો મલબારમાં કાળો કેર વર્તાવ્યો. છતાં તે અકથ્ય અત્યાચારો સામે પણ મુસ્લિમ અગ્રેસરોનો કશો સબળ અવાજ ન ઊઠયો પાશવતા પ્રસરતી અને હદ કુદાવી જતી દેખાઇ.

એ પાશવતાના પરિબળ સામે આ હિન્દુજાતિને સ્વામી શ્રદ્ધાનંદે લાચાર અને દયામણી શિકલે રડતી નિહાળી. એણે જોયું કે પૂર્વેનાં તેમ જ અત્યારનાં હજારો બલાત્કારે વટલાયેલાં કુટુંબો પોતાના પ્રિય હિન્દુ ધર્મમાં પાછાં વળવા તલસે છે, પણ સ્થિતિચુસ્તતાના ઘેનમાં ચકચુર પડેલી હિન્દુવટ તેઓને સંઘરવા ના પાડે છે. ખ્રિસ્તી ધર્મને

અને ઇસ્લામને એણે વટલાવવા ઊભેલા દીઠા. અને એણે શુદ્ધિની પ્રવૃત્તિ ઉપાડી. હજારો મલકાના રજપૂતોને માટે હિન્દુવટનાં બંધ બારણાં ઉઘાડાં મૂકી દીધા. ફસાવીને, ફોસલાવીને, ડરાવીને કે લાલચ દઇને એણે કોઇને શુદ્ધિમાં નથી બોલાવ્યા. એની જુંબેશ આક્રમણકારી—જોરજુલમની નહોતી, પણ કેવલ રક્ષણકારી—રાજીખુશીની હતી.

પરંતુ કેવળ શુદ્ધિની જ ચળવળથી હિન્દુ જાતિ ઉગરી જાય તેમ નહોતું. નિષ્પ્રાણ અને કુસંપીલી એ ૨૩ લાખની કોમમાં જીવન ફૂંકવાની જુંબેશ તો ચતુરંગી હતી. એક તરફથી શુદ્ધિ, બીજી તરફથી સંગઠન, ત્રીજી દિશામાંથી અંત્યજ-ઉદ્ધાર અને ચોથી બાજુ કુરૂઢીઓ તથા કુરિવાજોનું ખંડન : એમ સ્વામીજીની ચતુરંગી વ્યુહરચના ચાલી. હિન્દુ મહાસભાનો શંખ ફુંકાયો. માયકાંગલાં હિન્દુ શરીરો ચાહે તેના તિરસ્કાર, અપમાન અને માર ખાતાં હતાં, તેને બદલે અખાડામાં જઇ કસરત કુસ્તી વડે વજ્રાયુધો જેવાં બનવા લાગ્યાં. હિન્દુ જાતિનાં છેદાયેલાં અંગો એકત્રિત થઈ આત્મરક્ષણના ઇલાજો નહિ ધરે તો તે જાતિ હતી ન હતી થઇ જશે, તેવી ચોક્કસ ચેતવણીના સ્વરો વાતાવરણમાં ગાજી ઊઠયા. આ બધી તૈયારી માત્ર આત્મરક્ષણની હતી. ઝનૂની મુસ્લિમ ને કાયર હિન્દુ વચ્ચેની બનાવટી મૈત્રીને બદલે બન્નેએ સબળ બનીને સમોવડીઆની મૈત્રી બાંધવાનો આ આશય હતો.

પરંતુ થોડાકોના ધર્મઝનૂને આ તૈયારીમાં પોતાની કોમના ઉચ્છેદનનો હાઉ દીઠો. મુસ્લિમ જાતિને ઉથલાવી નાખવાની કોઇ ગુપ્ત બાજી રચાતી હોવાનો તેઓને અંદેશો પેઠો. અને કૈં કૈં ગુપ્ત ઉશ્કેરણીને પરિણામે. ઇ. સ. ૧૯૨૪ માં રમખાણો ફાટી નીકળ્યાં. દિલ્હીમાં બકરી-ઇદને દિવસે હિન્દુનું મંદિર તૂટયું, આઠ હિન્દુઓ ઠાર થયા અને ઘણા ઘવાયા. તે પછી ગુલ્બર્ગ અને કોહાટનાં ગંભીર હુલ્લડોએ હિન્દુ દેવાલયોના ચૂરા કર્યા, પ્રતિમાઓને ભાંગી ભ્રષ્ટ કરી, નિર્દોષ હિન્દુઓની સંપત્તિ લૂંટી, અબળાઓનાં શિયળ હર્યાં, અને વટલાવવાની અવધિ વાળી. તેના પર મૌલાના શૌકત-અલ્લીએ ચૂનો લગાવી ઊલટા હિન્દુઓને વગોવ્યા.

સ્વામી શ્રદ્ધાનંદજીના સમસ્ત જોશને આ ઘટનાઓએ વેગે ચડાવી દીધું. ચોમેરથી એના મસ્તક પર આળ ચડવા લાગ્યાં. કોમી ઐકયના કૈંક ઇતંજારોને મન સ્વામીજીની પ્રવૃતિ વિઘ્નકર લાગી. વિધવાઓ અને અંત્યજોના ઉદ્ધારની વાતો સ્થિતિચુસ્ત સમાજને કડવી ઝેર લાગી. અને કોમી અદાવતના તમામ પ્રસંગો એમના નામ પર ચડતા થયા.

એટલું જ બસ નહોતું. એના માથા પર મૃત્યુનું ચક્કર ફરવા લાગ્યું. એના પર મુસ્લિમોની જાસાચિઠ્ઠીઓ આવતી થઇ કે 'શુદ્ધિસંગઠ્ઠનની પ્રવૃત્તિ જો નહિ છોડ તો તારો જાન લેશું.' પરંતુ એ અમરત્વના આરાધકને એકોતેર વર્ષની અવસ્થાએ મૃત્યુના ડોળા ડરાવી શકે તેવું નહોતું. વિરોધની

શરવૃષ્ટિ વચ્ચે થઇને પણ રૂદ્રના ત્રિશૂલ શો એ યોગી હિન્દુ જાતિની નિદ્રા ઉડાડવા ઘૂમતો જ રહ્યો.

એમ કરતાં કરતાં એની કાયા હાથ ન રહી, એની તંદુરસ્તી ખળભળી ગઇ.

## મૃત્યુના પડછાયા

'ભાઇઓ, મેં તમને મારૂં વસિયતનામું લખી લેવા માટે બોલાવ્યા છે.' પોતાના ચાર આત્મજનોને પાસે બોલાવીને બિમાર સ્વામીજીએ અંતરની વાત કહી.

પણ સ્વામીજીની દૃષ્ટિ જ્યારે ભવિષ્યના લેખ ઉકેલતી હતી, ત્યારે આ બિચારાઓ વર્તમાનને ય પૂરો વાંચી ન શકયા. તેઓ બોલ્યા કે 'મહારાજ, દાક્તર કહે છે કે હવે કશો ડર નથી. હવે તો તમને સત્વર આરામ થઇ જશે.'

'ભાઇ! દાક્તર તો ઔષધિથી શબને પણ જીવતાં કરી શકે. પરંતુ મારી અંદરથી એવો અવાજ નથી ઊઠતો કે હવે હું બેઠો થઇ શકીશ. માટે વસિયતનામું લખી લો તો સારૂં.'

પણ સ્વજનોએ વાત રોળી ટોળી નાખી. પછી એમના પુત્ર શ્રી ઇંદ્ર એમને મળવા ગયા એટલે બેંકમાં જે કાંઇ થોડા રૂપિયા પડયા હતા તેની વ્યવસ્થા સંબંધમાં સ્વામીજીએ સૂચના દઇ દીધી અને પછી કહ્યું:

'આ દેહનો કશો ભરોસો નથી ભાઇ! હું બચું તો ઠીક છે, નહિ તો એ કામ તું કરજે. મારા ઓરડામાં આર્ય સમાજના ઇતિહાસની સામગ્રી પડી છે એને સાચવી લેજે, અને વખત કાઢીને જરૂર ઇતિહાસ લખી નાખજે. એક બીજી વાત પણ કહી દઉં છું. સમાજનો ઇતિહાસ લખવામાં મને પણ Spare (માફ) ન કરતો હો! મેં મોટી મોટી ભૂલો કરી છે. તને તો ખબર છે કે હું શું કરવા ચાહતો હતો અને કયાં જઇ પડી ગયો!'

આટલું કહેતાં તો સ્વામીજીનું હૃદય ભરાઇ આવ્યું અને પોતે ચુપ થઇ ગયા. વધુ ન બોલી શકયા. આંખો બંધ કરી દીધી.

* * *

'સ્વામીજી!' ડાક્તર સુખદેવે કહ્યું 'આપની તબિયત હવે સારી છે હો! થોડા દિવસમાં તો આપ ઊઠીને ચાલવા લાગશો. એ જ દિવસમાં હું આપને રોટલીની છૂટ આપીશ.'

'દાક્તર સાહેબ,' સ્વામીજીએ જવાબ દીધો, 'આપ સહુ એમ કહો છો, પરંતુ મારૂં શરીર હવે સેવાને લાયક નથી રહ્યું. આવા રોગી શરીરથી દેશનું કશું યે કલ્યાણ નહિ થઇ શકે. હવે તો એક જ ઇચ્છા છે કે બીજો જન્મ લઇને નવા દેહે આ જીવન-કાર્યને પૂરૂં કરી શકું.'

* * *

સ્વામીજીના મૃત્યુ પહેલાં બે દિવસ પર પંડિત દીનદયાલ શર્માએ આવીને મશ્કરી કરી 'સ્વામી, મારાથી માલવિયાજી

એક વર્ષ મોટા અને એમનાથી આપ એક વર્ષ મોટા છો, હજુ અમારે બન્નેને તો બહુ જ કામ કરવું છે, અને આપ કાં મોક્ષની આટલી જલદી તૈયારી કરવા લાગ્યા?'

'પંડિતજી!' સ્વામીજીએ કહ્યું 'આ કલિયુગમાં હું મોક્ષની જરીકે ઇચ્છા નથી રાખતો. હું તો કેવળ એટલું જ માગું છું કે આ ફાટેલો અંચળો બદલીને નવું શરીર ધારણ કરૂં. હવે તો આ શરીરથી સેવા નહિ થઇ શકે. ઇચ્છા તો એટલી જ છે કે ફરીવાર આ જ ભારતવર્ષમાં જન્મ લઇને દેશની સેવા કરૂં.'

* * *

મૃત્યુને દિવસે જ, એક જ પહોરની આવરદા બાકી રહી હતી ત્યારે રાજા રામપાલસિંહજીનો તાર, તબિયત કેમ છે તેની પૃચ્છા કરતો આવી પહોંચ્યો. જવાબમાં સ્વામીજીએ લખાવ્યું કે 'હવે તો નવો અવતાર ધરીને શુદ્ધિનું બાકીનું કામ ખલ્લાસ કરવાની જ અભિલાષા છે.'

એ રીતે અવસાનદેવનાં પગલાંનાં ધબકારા એ ભવિષ્યદર્શીના કાનમાં સંભળાતા હતા. સહુ અજાયબ થતા હતા કે જીવનભરના મહાન આશાવાદીને અંતરે આજે આ નિરાશાનો ધ્વનિ કયાંથી? પરંતુ એ નિરાશા નહોતી. કાળના પડદા વીંધતી દૃષ્ટિ હતી.

## ધર્મવીરને છેલ્લી વંદના

કોમી અવિશ્વાસ અને પરસ્પર વિનાશનો એ દાવાનળ પ્રસરતો પ્રસરતો ૧૯૨૬ માં વર્ષની સંધ્યાએ જાણે કે ઘડીવાર ઓલવાઇ ગયો છે. કલકત્તામાં પરસ્પરનાં લોહી રેલાવીને થાકેલા હિન્દુ–મુસ્લિમો જાણે કે ઐકય કરવાની ગુપ્ત વેદના અનુભવે છે. પ્રજા ગૌહટી મહાસભાની યાત્રાએ મળી છે. તે વખતે ૭૧ વર્ષના સંન્યાસી શ્રદ્ધાનંદજી બિમારીમાં પથારીવશ પડયા છે. કેસરીસિંહ જાણે પાંજરે પૂરાયો છે. સંત મુસ્લિમ ડો. અન્સારીજી એની સારવાર કરે છે. મહાસભાને એ સંદેશો મોકલે છે કે 'હું ઐકય કરવા માટે વિનવું છું.'

ડીસેમ્બરની ૨૩ મી તારીખની સાંજ પડતી હતી. એની સારવાર કરનારા સેવકો આખી રાત ઉજાગરાથી થાકીને આજુબાજુ ઝંપ્યા હતા. એ વખતે અબ્દુલ રશીદ નામનો એક ૪૫ વર્ષનો, મૌલવી જેવો દેખાતો મુસલમાન સાંજના ચાર વાગે કાળદૂત સમો આવીને ઊભો રહ્યો. કહે કે મારે શ્રધ્ધાનંદજીની સાથે મુલાકાત કરવી છે. ધર્મસિંહ નામનો સેવક બોલ્યો કે 'સ્વામીજી બિમાર છે. પછી આવજો.' બન્ને વચ્ચે રકાઝક ચાલતી હતી એવે સ્વામીજી સંડાસમાંથી ચાલ્યા આવતા હતા. એણે પૂછયું:

'ધર્મસિંહ, શું છે?'

' મહારાજ, એક મુસલમીન મુલાકાત કરવા આવ્યા છે.'

' આવવા દેને ભાઇ! રોકે છે શા સારૂ?'

ધર્મસિંહ ઘણો અચકાયો. એ માણસના ચહેરા પર એણે કોઇ આફતના ભાવ ઉકેલ્યા. પણ સ્વામીજીના અતિથિધર્મ સામે એ નિરૂપાય બન્યો. ખૂની અંદર આવ્યો. સૌમ્ય વાણીમાં સ્વામીજીએ એને કહ્યુ કે ' ભાઇ! આજ તો હું કમજોર છું. તમારી દુવાથી મને આરામ થઇ જશે. પછી બેલાશક તમે ધાર્મિક ચર્ચા કરવા પાછા આવજો."

અબ્દુલ ર.—મને પ્યાસ લાગી છે, પાણી પિલાવો.

ધર્મસિંહ એને પાણીની કોટડીમાં લઇ ગયો. પાણી પાઇને એ ગ્લાસ મૂકવા ગયો. એકલા પડેલા અબ્દુલે પોતાના ખિસ્સામાંથી રીવોલ્વર ખેંચી. બિછાનામાં સૂતેલા વૃધ્ધ સ્વામીજી ઉપર એણે ગોળી છોડી: એક બાર! બીજો બાર! અને સ્વામીજીની છાતી વીંધીને રૂધિર ધસવા લાગ્યું.

ધર્મસિંહ દોડયો. ખૂનીની કમર પર બાઝી પડયો. પણ ખૂનીના હાથ છૂટા હતા. હજુ એ અતૃપ્ત હતો. એણે ત્રીજી ગોળી છોડી. પછી ચોથી! સ્વામીજીની જીવન-લીલા સંકેલાઈ ગઇ. શ્રધ્ધાનંદજીના પ્રશાન્ત દેહ પર જાણે કે જગજ્જનનિનો કરૂણાળુ હાથ ફરવા લાગ્યો. એ મૃત્યુંજયના મોંમાંથી અરેરાટી કે વેદનાનો એક ઉચ્ચાર પણ નહોતો નીકળ્યો.

દરમિયાન ધર્મસિંહ અને અબ્દુલ રશીદ વચ્ચે તો ઝપ્પાઝપ્પી જામી પડી. ખૂનીએ પોતાના હાથ છૂટા હોવાથી પાંચમી ગોળી ધર્મસિંહ પર છોડી. વીર ધર્મસિંહનો પગ ખોટો પડી ગયો. એમાંથી લોહી ધધખવા માંડયું. બીજો હોત તો બેહોશ બનત, પણ સ્વામીભક્ત ધર્મસિંહે યુધ્ધ ન છોડયું. કોલાહલ થઇ ગયો. બન્ને જણા પટકાયા. ત્યાં તો ધર્મપાલ નામનો ગુરૂકુલનો બહાદુર સ્નાતક દોડયો આવ્યો. ખૂનીએ છઠ્ઠો બાર કરવા ઘોડો દાબ્યો. પણ દૈવગતિથી ગોળી ન વછૂટી. ધર્મપાલે એને અરધી કલાક સુધી ચાંપી રાખ્યો. પોલીસ અધિકારી આવી પહોંચ્યા, ખૂનીની જુબાની લીધી. એણે એકરાર કર્યો કે 'હા, એ કાફરને મારીને હું બેહિ-સ્તમાં જઇશ. મને ત્યાં હુરમ મળશે !'

પા કલાકમાં દાવાનળને વેગે દિલ્હી નગરીમાં આ સમાચાર પ્રસરી ચૂકયા. લાખો હિન્દુઓનો માનવ-સમુદ્ર સ્વામીજીના નિવાસસ્થલની ચોગમ છલકવા લાગ્યો. એક જ ઉચ્ચાર-અને કતલ ફાટી નીકળત. હિન્દુઓની વેદના તે ઘડી મુસ્લિમ કોમ પર શું શું ન કરી શકત ! પણ નેતાઓએ વારી રાખ્યા કે 'સાવધાન ! સમય ગુમાવશો નહિ. વીર-મૃત્યુને શોભે તેવી રીતનું વર્તન કરજો !'

મેદની શાંત પ્રાર્થનાને પંથે ચડી ગઇ. સ્વામીજીના મૃતદેહની સ્મશાનસ્વારીની તૈયારી થઇ. તા. ૨૫ મીના પ્રભાતે બે લાખ નરનારીઓ ભજનકીર્તન કરતાં, ઝાલરો

બજાવતાં સ્વામીજીને દહન દેવા ભેળાં થયાં. ચક્રવર્તીઓ પણ ઇર્ષ્યા કરે એવું એ અંતિમ માન હતું. સ્વામીજીને ઉઘાડે મુખે આસન પર બેસાડવામાં આવ્યા હતા. અને જનતા એમની સમાધિસ્થ કાયાના છેલ્લાં દર્શન લેતી હતી.

નિશાળો ને કોલેજો બંધ થઇ હતી. પ્રજાએ હડતાળ પાડી. માનવસાગરની ભરતી વધતી ગઇ, વાહનવ્યવહાર અટકી પડયો. પ્રત્યેક રેલગાડીમાંથી પ્રજાજનોની પ્રચંડ સંખ્યા ઠલવાતી ગઇ. અગીઆર વાગે સવારી ચાલતી થઇ. શેરીએ શેરીએ ને માર્ગે માર્ગે, મકાનોના માળા પરથી આર્ય માતાઓ પુષ્પોના પુંજો વરસાવી રહી હતી. કોટયાધિપતિઓ અને અકિંચનો, તમામ આ મૃત્યુને માન દેવા પડખોપડખ ઊભાં હતાં.

## પથ્થરો ફેંકાયા

કેટલાક છોકરાઓએ સવારી દરમ્યાન બે વખત સ્વામીજીની પાલખી પર પથ્થરના ઘા કર્યા. પોલીસે તેને પકડયા. પણ પ્રજાએ પોલીસને વિનવણી કરી કે 'છોડી દો. આજ સ્વામીજીના મૃત્યુ નિમિત્તે કોઇને પીડન ન હોય!' એ પરથી એમને મુકત કરવામાં આવ્યા. ૧૧થી પોણા પાંચ બજ્યા સુધીની આ સવારીમાં ફક્ત આ સિવાય અન્ય કશોય ઉપદ્રવ ન મળે. આખે માર્ગે પુષ્પોની અવિરત વૃષ્ટિ ચાલુ હતી. અને મૃતદેહના મુખમંડલ પર જાણે હમણાં જ બોલશે એવી જીવન્ત ભવ્યતા છવાઇ રહી

હતી. જાણે કે એ તો મૃત્યુ મરી ગયું હતું, સ્વામીજી નહોતા મર્યા.

પાંચ વાગે મૃતદેહ સ્મશાનભૂમિ પર પહોંચ્યો અને લાખો મર્ત્યજનોની વંદના સ્વીકારતો સ્વીકારતો એ ક્ષત્રિવર શહીદીનો મુગટ માથે ધરીને ચિતાની જ્વાલાઓના રચાયેલા સ્વર્ગસિંહાસન પર ચડી અદૃશ્ય થયો. ક્ષત્રિવીર પથારીમાં પડયાં પડયાં મૃત્યુને શરણુ થવામાં યુગયુગો થયાં જે માનહાનિ સમજે છે, તે માનહાનિમાંથી આ ક્ષત્રિયને પણુ વિશ્વંભરે બચાવી લઇ વીરમૃત્યુને વરવાનો સુયોગ આપ્યો. સીત્તેર વર્ષના એ સમરાંગણુની આ રોમાંચકારી કથા, એવા મૃત્યુ થકી ન વિસરાય તેવી બની ગઇ. માતાઓ બચ્ચાંને ખોળામાં સુવાડી પયપાન સાથે સીંચે અને પારણુાંની દોરી તાણુતી બહેનો હાલરડાંમાં ગાય, એવી ઘણી ઘણી વીર ગાથાઓમાં આ મૃત્યુ ઉમેરો નોંધાવે છે.



## હરામખોર !

આત્મગૌરવની સમતુલા તોળનાર એ ઇંગ્લાંડની અદાલત હતી. શ્વેતશ્યામના ભેદ ન પાડવાની પ્રતિષ્ઠા ભોગવનાર ન્યાયમંદિર હતું. જડજ હતા, જ્યુરી હતી, કાયદા હતા.

તફાવત માત્ર એટલો જ હતો કે ફરિયાદી હતો એક ભારતવાસી. અને તહોમતદાર હતું એક વિલાયતી વર્તમાનપત્ર. આરોપ હતો એ ગોરા પત્રકારે એ કંગાલ ભારતવાસીની બદનક્ષી કર્યાનો. 'લાજપતરાયે લશ્કરની રાજભક્તિ ત્યજાવવા કાવત્રાં કર્યાં છે' એમ તે પત્રે લખેલું હતું.

' આમ જો ભાઇ !' બદનક્ષી કરનાર છાપાના વકીલે એક સાક્ષીને પૂછયું, 'જો આ છબીમાં આ કોણ બેઠું છે ?'

' આજના ફરિયાદી, લજપતરાય.' સાક્ષીએ ઉત્તર દીધે.

' ને એની બાજુમાં કોણુ છે ?'

' બાબુ બિપિનચંદ્ર પાલ !

' હં, એ શખ્સ કેદમાં જઇ આવ્યો છે કે ?'

' હા, એક કેસમાં જુબાની ન આપવાને કારણે.'

'જુઓ નામદાર!' વકીલ ન્યાયમૂર્તિ તરફ વળ્યોઃ 'આ બિપિનચંદ્ર પાલ જેવા હરામખોરની સાથે છબીમાં બેસનાર ફરિયાદી લાજપતરાય પણ હરામખોર જ હોવો જોઇએ ને!'

'અને બીજી વાત નામદાર!' વકીલે ચલાવ્યું, 'આ લાજપતરાયને મી. મોર્લે જેવા એક ઉદાર અને તત્ત્વજ્ઞાની હિન્દી સચીવે હદપાર કર્યો હતો. એથી સ્પષ્ટ થાય છે કે એ બડો હરામખોર હોવો જોઇએ!'

નિરાશામાં ડૂબતા ન્યાયમૂર્તિના હાથમાં જાણે કે નૌકા આવી પડી. ન્યાયમૂર્તિ જ્યુરી તરફ વળ્યા: પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો: 'સાહેબો! સાચી વાત કે આ શખ્સ ઉપર આપણા વર્તમાનપત્ર 'ડેલી એકસ્પ્રેસે' કરેલી બદનક્ષીની એક પણ સાબિતી જડતી નથી છતાં ફરિયાદીની બદનક્ષી થયાની વાત હું સ્વીકારૂં છું. પરંતુ આ શખ્સને વળી આબરૂ શી હોઇ શકે? આપણા મી. મોર્લે જેવા શાંતિપ્રેમી, અને ફિલ્સુફ હિન્દી સચીવે જેને હદપાર કરેલો હતો એવા હરામખોરની આબરૂને બહુ બહુ તો ધક્કો લાગીને કેટલો લાગે? એની આબરૂહાનિ બદલ હું ૫૦ પાઉન્ડ ચૂકવવાના મતનો છું.'

ગઇ કાલે જ જેની મૃત્યુ-નોંધ લેતાં હિન્દી ધારાસભાના અધ્યક્ષ શ્રી. પટેલે જેના અવસાનને 'જગતભરની ખોટ' કહી, તે મહાપુરુષના સ્વમાનનાં મૂલ્ય ઈંગ્લાંડના ન્યાયમંદિરમાં રૂપિયા સાડી સાતસો જ હતાં. કારણ એક જ: એની માતા—એની માતૃભૂમિ પરાધીન છે.

# દીકરો

'રાધાકિસનજી ! તમારે ઘેરે દીકરો આવ્યો. હું ફરીદ-પુરથી જોઇને ચાલી આવું છું.'

'તું નજરે જોઇને આવે છે બહેન ? મને કહે તો ખરી દીકરાનો 'ચહેરોમહોરો કેવો, સારો છે ને ?'

'અરેરે ભાઇ, રંગ કાળો અને ચહેરો બેડોળ છે. જાણે પંજાબનું બચ્ચુંજ નહિ. તમારૂં એટલું દુર્ભાગ્ય છે. રાધાકિસનજી ! હશે, જેવી પ્રભુની મરજી !'

દિલ્હીનગરમાં પિતા રાધાકિસનજી શિક્ષકની પરીક્ષા માટે તૈયારી કરવા આવી રહેલા હતા, ત્યાં આવીને એક ઓળખીતી જાટ સ્ત્રીએ બાળ લાજપતનું આવું બયાન આપ્યું. સાંભળીને જુવાન પંજાબી પિતા અફસોસમાં પડી ગયા. કદરૂપ બાળકને માટે એને કંટાળો આવી ગયો. ઇ. સ. ૧૮૬૫ના જાનેવારી માસની ૨૮ મી તારીખે, ફરીદપુર ગામડાના દુકાનદાર હુકમસિંહજીની એક ઝૂંપડીની અંદર જ્યારે પંજાબના નરશાર્દુલનો પ્રસવ થયો, ત્યારે ઉત્સવ થવાને બદલે સગા બાપના અંતરમાં પણ ગ્લાનિ ઉદ્દભવી ઉત્સવ તો નિર્માયો હતો એના મૃત્યુને માટે. ને મૃત્યુનો ઉત્સવ જ સાચો જીવન-ઉત્સવ છે.

વાત્સલ્યઘેલી ભોળી માતા એના ગ્રામ્ય સંસ્કારથી પ્રેરાઇને છાનીછાની જોષીને તેડાવતી, તેડાવીને લાજપતના જોષ જોવરાવતી. બાળકના હાથપગની અને લલાટની રેખાઓ તપાસીને જોષી મહારાજ કહેતા કે 'માઈ! દેવી! તારો લાજપત કોઇ મહાપુરુષ થશે, મોટી મોટી મુસીબતો સામે મુકાબલો કરશે, લાખો દેશજનોનું કલ્યાણ કરશે, મોટો દાનેશ્વરી થશે. માતા! તું પરમ ભાગ્યવતી છે.'

જોષીની આવી ભવિષ્યવાણી સાંભળીને માતા મરૂં મરૂં થતી. કાલીઘેલી ગામડિયણના અંતઃકરણમાં આ આગાહીનો પ્રત્યેક બોલ અંકાઇ ગયો હતો. વિશેષે કરીને 'દીકરો મોટો દાનેશ્વરી થશે' એ વિચારથી તો હર્ષનાં આંસુએ એની આંખો ભીંજાઇ જતી.

લાજપત પોતેજ લખી ગએલ છે કે 'મારી માતાને હસ્તે અમારો ઘરકારભાર એટલો વ્યવસ્થિત ચાલતો હતો કે જે દિવસોમાં પિતાજીને રૂા. ૫૦ ની માસિક આવક હતી, તે દિવસોમાં ન તો અમને તંગી વરતાઇ હતી, કે ન તો જે દિવસોમાં મારી આવક રૂા. એક હજારની હતી તે દિવસોમાં અમારે ઘેર અમીરાત દેખાએલી. એનું નિત્ય -જીવન મારે માટે પરમાર્થના પત્યક્ષ પાઠ સમ બની ગયું. મારી જુવાનીમાં એ મારા જાહેરજીવન માટે મગરૂર હતી, અને સખાવત કરવામાં મને એ પ્રોત્સાહન આપતી. ઉપરાંત એ એટલી ગર્વિષ્ઠ હતી કે ઊંચા વા નીચા કોઇના તરફથી

અપમાન થતું તે એ સાંખી શકતી જ નહોતી. કોઇની મહેરબાનીની ભીખ એ માગતી નહોતી. જલદ પ્રકૃતિની હતી. ઉતાવળીઆ સ્વભાવની હોવાથી ગુસ્સાને વખતે ઉગ્ર વાણી કાઢતી અને સામા ટોણા ચોડવા સદા તૈયાર જ રહેતી. મારૂં ઘણું ખરૂં અંગત ચારિત્ર્ય મારામાં એનામાંથી જ ઊતર્યું છે.'

એજ માતાના ગુણ-પાનમાંથી લાજપતને હૃદયે આખી દુનિયાની સ્ત્રીજાતિ પ્રત્યેનું સન્માન સીંચાયું હતું. પ્રેમ અને પરોપકારે છલકતી પોતાની જનેતાનું મધુર વિશુધ્ધ દર્શન એને દુનિયાની તમામ ઊંચીનીચી કે શ્વેતશ્યામ સ્ત્રીમાં થઇ રહ્યું હતું. એટલે જ પેલી અમેરિકાવાસી મીસ મેયોના મલિન પુસ્તક 'મધર ઇંડિયા'ના પ્રત્યુત્તરમાં પોતે રચેલા 'અનહૅપી ઇન્ડિયા : દુ:ખી હિન્દ' પુસ્તકમાં એમણે લખ્યું છે કે–

'આ મારા પુસ્તકમાં યુરોપી સ્ત્રીઓની નીતિભ્રષ્ટતાનું ચર્ચાપ્રકરણ ઉપાડવાનો નિર્ણય કરવામાં મારી કેટલીયે રાત્રિઓ નિદ્રા વગરની ગઈ છે. કેમકે મીસ મેયોને પોતાની જાતિ પ્રતિ જેટલું માન દેખાય છે તે કરતાં મને–હું પુરુષ છતાં વધુ માન છે. મારી એ સન્માનદૃષ્ટિને જાતિ, વર્ણ કે કોમના ભેદો નથી. હું માનું છું કે વિશ્વમાં 'સ્ત્રી' જેટલું સુંદર અને પવિત્ર સર્જન બીજું એક પણ નથી. એનું માતૃત્વ–એની ગર્ભધારણ શક્તિ એને જગતની બીજી

તમામ સૃષ્ટિથી ચડિયાતે દરજ્જે બેસાડે છે, અને એ કારણે જ હિંદમાં જનેતાપણું–માતૃત્વ આટલું મહદ્ સન્માન પામી રહેલ છે. પ્રાચીન હિન્દુઓએ સ્રીને જુદેજુદે સ્વરૂપે પૂજેલી છેઃ શક્તિ (ચેતના). સરસ્વતી (વિદ્યા), લક્ષ્મી (ધન), અને દુર્ગા (માતૃત્વ): એ બધી સ્રી-દેવતાઓ જ છે. હિન્દમાં તો માતાને, પત્નીને, બહેનને, પ્રત્યેકને માટે અકેકેક અલાયદો ઉત્સવ નિર્માયેલો છે. એટલે જ પોતાની પત્ની, પુત્રી અથવા માતા સિવાયની પ્રત્યેક પરાયી સ્રીને હિન્દમાં 'માતા' તરીકે સંબોધવામાં આવે છે. અજાણી સ્રી સાથે વાત કરતી વેળા હિન્દુ હંમેશા 'મા' અથવા 'બહેન' કહીને, ઘણુંખરૂં તો 'માઇ' કહીને જ બોલાવે છે.'

'કોઇ પણ હિન્દી, સિવાય કે જેની નૈતિક ભાવના પરદેશી સરકારના ચાલુ જાસૂસી કામને લીધે છેક જ ભ્રષ્ટ થઇ ગઇ હોય, અથવા તો જેની સમતોલતા ગુસ્સાથી તદ્દન ગૂમ થઇ હોય–તે સિવાયનો કોઇ પણ હિન્દીજન સ્રીજાતિનું અપમાન કરી શકે એવું અમે માનતા નથી. યુરોપીઅનો ચાહે તે બોલે, છતાં હિન્દીને સ્રીજાતિ પ્રત્યે ઊંચું સન્માન છે. હિન્દને પોતાની ધર્મપત્ની પોતાના અંગ સમી છે, અને જગતની અન્ય તમામ સ્રી–એ ચાહે તે હો–એને મન 'દેવી' સમાન, માતા અને બહેન સમાન અદબ કરવા લાયક છે. 'પંજાબી' પત્રે ૧૯૦૭ની મેની ૮મીએ વ્યક્ત કરેલા આ વિચારો મારી પોતાની જ લાગણી રજૂ કરે છે.'

પોતાના જીવનના અંતિમ દિવસોમાં, પોતાની અડસઠ વર્ષની ઉમ્મરે જ્યારે માતાની અને પોતાની વચ્ચે કાળનો મહાનદ ચાલીસ વર્ષોનું અંતર પાડીને વહેતો હતો, ત્યારે પણ લાજપતરાય મૃત્યુના એ મહોદધિને સામે પાર ચાલી ગયેલી માતાને નહોતા વિસારી શક્યા. કેમકે હિન્દની રીબાતી સ્ત્રીજાતિરૂપે માતાને એ જીવન્ત માનતા હતા. પોતે મિત્રોને કહેતા કે 'હવે હું ઝાઝું જીવવાનો નથી. એટલે મારી છેલ્લી વારની સર્વોપરિ ઝંખના મારી માને નામે એક સ્ત્રીઓની ઇસ્પિતાલ બાંધવાની છે' એમ કહીને એ બાબતની આખી રૂપરેખા પોતે તૈયાર કરેલી તે મિત્રોને બતાવતા હતા. છેલ્લી ઘડીએ પોતાનું વસિયતનામું કરીને પોતાની બાકીની બધી પૂંજી આ 'સ્ત્રી બચ્ચાંની ક્ષયનિવારણ ઇસ્પિતાલ' માટે ટ્રસ્ટ કરીને આપી હતા, અને કાયમી ભંડોળ સ્થાપવા માટે પાંચ લાખનો સવાલ દેશ સમક્ષ નાખી, પોતે જ ભટકીભટકી મોટી રકમ ભીખી પણ આવેલ હતા.

પિતાજી પ્રત્યેના પ્રેમે પણ પેલી 'કાળા કદરૂપા બાલક માટેની ગ્લાનિનો ઠીક ખંગ વાળી દીધો! ત્રેવીસ વર્ષની વયે તો લાજપતે બાપુને નોકરીમાંથી નિવૃત્તિ લેવરાવી, પોતાના નાના ભાઈઓના અભ્યાસનો બધો બોજો ઉપાડી લીધો. રાધાકિશનજી પોતે જ પાછળથી કહેતા કે 'મેં પેન્શન લીધું ત્યારે લોકો મને રોકતા હતા, ડરાવતા હતા કે લાજપત ખર્ચ નહિ આપે તો? પણ હું તો લાજપતને ઓળખું ખરોને! એ મારો દાનો દીકરો મને છેતરે જ નહિ.'

પેન્શન પર ઊતર્યા પછી પિતાજીને નિવૃત્તિ ન ફાવી. દુકાન માંડવાનું દિલ થયું. તુરત લાજપતે ૧૦–૧૨ હજાર રૂપિયા પિતાજીને વેપાર માટે દીધા અને જગ્રામમાં હાટ ખોલાવી દીધું. પિતાને નામે જગ્રામમાં ‘રાધાકિશન હાઇ-સ્કુલ'ની સ્થાપના કરી.

હિન્દની કેળવણીના કોયડાઓ પર પોતે એક પુસ્તક લખ્યું છે, એ પુસ્તકની પ્રસ્તાવનામાં પોતે ઊર્મિભેર પિતાજી વિષેની મગરૂબી પ્રગટ કરે છે :

‘આ વિષય ઉપર લખવાનો મારો અધિકાર એ છે કે હું એક શિક્ષકનો પુત્ર હોવાનું ગૌરવ ધરાવું છું. ગઈ સદીની સાઠીની અંદર અંગ્રેજ સરકારે જે પહેલી શિક્ષક–ટુકડીને તાલીમ આપી હતી, તેમાં મારા પિતા પહેલવહેલા હતા. મારા પિતા પહેલા વર્ગમાં આવેલા, અને કેટલાક વિષયમાં તો એને ઊંચામાં ઊંચા દોકડા અપાયેલા. મારૂં પહેલું શિક્ષણ મને એમની પાસેથી મળ્યું છે. હું મીડલ સ્કુલમાંથી લાહોર હાઇસ્કુલમાં ગયો ત્યાં સુધીના અંગ્રેજી સિવાયના તમામ વિષયો હું એમની પાસેથી જ શીખ્યો હતો. શિક્ષણની અંદરનો મારો રસ એમને જ આભારી છે. મારી જીંદગીમાં હું ઘણા શિક્ષકોને મળ્યો છું, પણ એમના કરતાં કોઇ અચ્છો શિક્ષક મેં દીઠો નથી. એ વિદ્યાર્થીઓ સાથે ભાઇની રીતે વર્તતા અને તેઓના સહવાસમાં આનંદ પામતા. એણે પોતાનામાં જે

કાંઇ શ્રેષ્ઠ જ્ઞાન હતું તે પોતાના વિદ્યાર્થીઓને અર્પી દીધું હતું : દેતા હોય તેવા ભાવથી નહિ, પણ સહકારની–પરસ્પર વિનિમયની લાગણીથી. જ્યાં જ્યાં એ ગયા ત્યાં ત્યાં એ વિદ્યાર્થીઓની સ્નેહમૂર્તિ સમા હતા. પોતે શિખવતા તે વિષય પર વિદ્યાર્થીનો બુદ્ધિપૂર્વકનો તલસ્પર્શ દેખે ત્યાં સુધી વિદ્યાર્થી કેટલું યાદ રાખી શકે છે તેની એમણે કદી ખેવના કરી નથી. એમણે કદી શીખવ્યું નથી, માત્ર સહુને પોતાની રીતે શીખવામાં સહાય જ કરી છે. આ બધું એમને માટે સહજ હતું, કેમકે અંગ્રેજી ભાષાનો એક શબ્દ પણ પોતે ન જાણતા હોવાથી, શિક્ષણનું શાસ્ત્ર કે શિક્ષણની કલા–એમાંથી કશું યે બનાવટી ભણતર પોતે ભણ્યા નહોતા.'

આવા પિતા પ્રત્યેનો સ્નેહ લાલાજીની ૧૯૦૭ની પહેલી જેલજાત્રા વખતે કેવું વીરોચિત–સ્વરૂપ ધારણ કરી શક્યો હતો તે એમના બીજા પુસ્તક ( મારી હદપારીની કથા ) માંથી જડી આવે છે : ઇ. સ, ૧૯૦૭ના મે મહિનાની ૯મી તારીખ, એટલે લાજપતરાયની બેતાલીસ વર્ષની ઉમ્મર : એટલે પિતાનો પૂરેપૂરો બુઢાપો અને માતાનો વિદેહ : પોતાની પૈસેટકે છલોછલ જાહોજલાલી અને બહોળું કુટુંબ : લખે છે કે 'મારે મારા પિતાને આ વિપત્તિ માટે તૈયાર કરવાના હતા. મારી પત્ની, મારી તાજેતર રંડાયેલી પુત્રી અને મારો સહુથી નાનો દીકરો : એ ત્રણે તો

સુધીઆને મોસાળમાં ગયાં હતાં, એટલે મને સંતોષ હતો કે મારી ગિરફતારીને સમયે કૌટુમ્બિક પ્રેમનું કશું નાટક નહિ ભજવાય. પરંતુ સહુથી વધુ વ્યથા મને મારા બુઢ્ઢા બાપુની હતી. મારૂં આખું જીવન મારા પ્રિતૃપ્રેમ તથા દેશપ્રત્યેના કર્તવ્યની લાગણી વચ્ચેના સતત સંગ્રામ સમું બની ગયું હતું. વારંવાર એમને ન રૂચે તેવાં, એમની મંજૂરી વિરૂદ્ધનાં જાહેર કાર્યો કરીકરીને મેં એમને નારાજ કર્યા હતા. તમ છતાં યે એમની નારાજી મારી સાથે છુટ્ટા પડી જવા જેટલી હદે હજુ સુધી કદી પણ નહોતી ગઇ. કવચિત્ કવચિત્‌ની ઘડીભરની નારાજી અને નાપસંદગી છતાં પણ એ હમેશાં મારા રક્ષા–દેવ જ હતા. મારા આરોગ્યની ચિંતામાં ને ચિંતામાં એના વાળ અકાળે ધોળા બની ગયા હતા. મારી બિમારીમાં જે વખતે ઘરનાં બીજાં સર્વેએ મારી આશા છોડી દીધી હતી, તે વખતે પોતાની વૃદ્ધાવસ્થા છતાં પણ, મહિનાઓના મહિના સુધી, એક ઘડી પણ મારી પથારીથી અળગા થયા સિવાય એ પિતાએ મારી સારવાર કરી હતી, મારા પરનું આ આવેશભર્યું વાત્સલ્ય જ એની જીવનદોરી સમાન હતું; અને એ વાત્સલ્યે જ મારા પર મુખ્ય સંયમ જમાવીને, મને કુટુંબ–સ્નેહનાં બંધનો તોડી નાખી ત્યાગજીવનમાં જતો અટકાવી રાખ્યો હતો. મારા હૃદયને આધ્યાત્મિક વલણ આપનાર પણ એમના જ ઉચ્ચ ચારિત્ર્યની તેમજ નીતિમય જીવનની અસર હતી. હું જુવાન બન્યો ત્યારથી હમેશાં મારી મુખ્ય કાળજી એમની નારા-

જીના પ્રસંગો ન આવવા દેવાની જ રહેતી. અને મારા જાહેર જીવન સિવાયનાં ઘર તેમજ બહારનાં દરેક કામમાં એમની ઇચ્છા એજ મારે તથા મારા સ્વજનોને માટે કાયદો હતો. એટલા માટે જ મારા પર જો કશી આફ્ત આવે તો અંતરમાં દુઃખ ન ધરવા માટે મેં એમને તૈયાર કર્યાં. કાગળ લખ્યો.'

× × ×

'જ્યારે હું દેશવટેથી છ મહિને પાછો વળ્યો, ત્યારે મેં સાંભળ્યું કે એમના શિર પરની આ મોટામાં મોટી આફ્ત દરમ્યાન એમણે મક્કમ, મર્દને શોભતું અને ગર્વ-મય વલણ ધારણ કરી રાખ્યું હતું. એમની મર્દાનગીને ન છાજે અને મારા કાર્યની વિશુધ્ધિ પરના મારા વિશ્વાસને હીણપ લગાડે એવું કોઇ પણ પગલું ભરવાનો એમણે પલવાર પણ વિચાર કરેલો ન હતો. આ સાંભળીને મારા આનંદનો પાર ન રહ્યો. એ મને પત્રો લખતા તે ઘણા ટૂંકા હતા, છતાં પોતે પોતાનાં દુઃખો કેવી ધીરજથી સહન કરતા કરતા મર્દની રીતે મારાં બાળબચ્ચાંની રક્ષા કરી રહ્યા છે, એટલું સમજી જવા માટે તો એ ટૂંકા પત્રોમાં પૂરતું લખાણ હતું. પરંતુ એમણે તો તે ઉપરાંત મારા બચાવ માટે પોતાની કસેલી કલમ ઉઠાવી હતી અને એ કલમ વડે એ કાળા કામ કરનારા મારા દેશબન્ધુઓની કુટિલ પેરવીને ધૂળ મેળવી રહ્યા હતા, એની તો મને ખબર પણ શી રીતે હોય! હું પાછો આવ્યો ત્યારે જ

મને શરમ માથે માલૂમ પડયું કે એક હિન્દી ડેપ્યુટી કમીશ્નરે, કેમ જાણે મારો બુઢ્ઢો પિતા મારા રાજદ્વારી વિચારો બદલ અને મારી હીલચાલ બદલ કોઇ રીતે જવાબદાર હોયની, એ રીતે એ વૃદ્ધની હીલચાલ પર ગેર-કાયદેસર રીતે સતત છૂપી ચોકી રાખવાનું હીચકારૂં કૃત્ય પોતાની નોકરીને અંગે આવશ્યક ગણ્યું હતું. તેમ છતાં એ ડોસા ક્ષણ માત્ર પણ ડગમગ્યા નહોતા, એણે મારી નિર્દોષતા પર ઘડીભર પણ વિશ્વાસ ખોયો નહોતો, અથવા તો પોતાના પ્રત્યે અદ્વિતીય પિતૃપ્રેમ ધરાવનાર બેટાની ગેરહાજરી થકી અંતરમાં વલોવાતી વેદનાને વશ બની કદી પણ નિરાશાને નોતરી નહોતી.

## શિક્ષણમાં ક્રાંતિકાર

પિતામહના દબાણને લીધે તેર વરસની વયે તો લાજપતરાયનું લગ્ન થઇ જાય છે, અઢારમે વર્ષે એ કાયદાની પહેલી પરીક્ષા પાર કરે છે. વીસમે વર્ષે સનંદ મેળવવાની પરીક્ષા વટાવી હિસ્સાર ગામમાં વકીલાત આરંભી દે છે. યૌવનના નિશ્ચિંત સંસાર–સુખો, મનોરાજ્યના સ્વપ્નવિહારો

અથવા બલપ્રાપ્તિના મસ્તીભર્યા પ્રયત્નોને એના જીવનમાં સ્થાન મળે તે પહેલાં તો લગ્ન અને ગુજરાનની બન્ને ધુંસરીઓ એના કાંધ પર પડી જાય છે. જોતજોતામાં એ પાણીદાર જુવાનની વકિલાત માસિક અઢીસો રૂપીઆની રકમ ઉપર પહોંચી જાય છે, અને તેની સાથોસાથ જાહેર જીવનનાં દ્વાર ઉઘડી જતાં એની કમાઇની મોટી બચત પરમાર્થની ઝોળીમાં પડવા લાગે છે.

પંજાબમાં સ્વામી દયાનંદનો શંખ ફુંકાયો, સમાજ-જીવન તેમ જ ધર્મજીવનના સડા ઉપર આર્યસમાજની નસ્તર-છૂરી ફરવા લાગી, અને સરકારી નિશાળોમાં કારકૂનો પેદા કરવાનું સાંચાકામ કરનારી કેળવણીના સત્યાનાશ તરફ દયાનંદના જુવાન શિષ્યોનું ધ્યાન ખેંચાયું. એકવીસ વરસની સુકુમાર ઉમ્મરે પોતાના બીજા બે સાથીઓના સંગમાં લાજપતરાય પૈસાની કશી સગવડ સિવાય, પ્રજાની સહાનુભૂતિ વગર અને રાજસત્તાની સંદેહભરી નજર સામે દયાનંદ એંગ્લો વૈદિક કોલેજનાં તોરણ બાંધે છે પોતે લખે છે કે 'આ સંસ્થાની એક એક ઇંટની પાછળ ઇતિહાસ છે. એ કદાચ આ દુનિયાને અજવાળે કદી જ નહિ આવે. આ વાતો લગભગ વિસરાઇ ગઇ છે, અને જે થોડી વાતો હજુ પ્રચલિત છે તે બધી પણ એના સૃષ્ટાઓનાં શબોની સાથે જ બળીને ભસ્મ બની જશે.'

પ્રત્યેક ઇંટ પછવાડેની એ ગુપ્ત કથાઓ તો બેશક

ગૂમ થઇ થઇ છે. પરંતુ લાલાજીનાં સ્વાર્પણ સાથે સંબંધ ધરાવતી વાતો આ રહી : પૂરી એક પચીસી સુધી યુવાન લાજપતરાય આ વિદ્યાલયની વ્યવસ્થા સાથે ઝકડાયેલા રહ્યા; નવ વર્ષ સુધી એના કાર્યવાહક મંડળના મંત્રી રહ્યા; કેટલા વર્ષો સુધી ઉપ-પ્રમુખ રહ્યાઃ પરંતુ એનું કર્તવ્ય માત્ર કાર્યવાહીના ચાર છેડા વચ્ચે જ નથી રોકાઇ રહ્યું. ઓફીસ ચલાવવી, ફાળા માટે જાહેર સભાઓમાં વ્યાખ્યાન આપવાં, ફાળા ઊઘરાવવા, પ્રચારકામ ધપાવવું અને વર્તમાનપત્રો માટે લેખો લખવા વગેરેઃ આટલેથી એનાં સરસ્વતી-પૂજનનાં અર્ધ્ય-પુષ્પોની સમાપ્તિ નથી થતી. એ તો આ બહુવિધ બોજો ઉઠાવતાં શિક્ષકનું કાર્ય પણ અદા કરતા, વિદ્યાર્થીઓની સાથે ભેળાતા, છાત્રાલયો ઉપર પણ દેખરેખ રાખતા. પ્રત્યેક વખતે આર્યસમાજના વાર્ષિક ઉત્સવ પર એનો એક જ વ્યાખ્યાન-સૂર શ્રોતાઓનાં ખિસ્સામાંથી નાણાંની રેલો વહવતો. પરંતુ એ વ્યાખ્યાન-સૂર પાછળ માત્ર શબ્દોનું કે માત્ર ભાવોર્મિનું નહિ, પણ પોતાના પ્રથમપહેલા દ્રવ્ય-દાનનું જોર હતું. પહેલી જાહેરાત હમેશાં એમના પોતાના ગજવામાંથી જ થતી હતી. આવી આર્થિક સહાય એમણે જીંદગીભર ચાલુ રાખી હતી. પોતાને રહેવાનું મકાન પણ કોલેજની પાડોશમાં જ ખરીદ્યું હતું. સત્તાધીશોની ભ્રુકૂટિ સામે પણ સ્વદેશી શિક્ષણનો ધ્વજ ફરકતો રાખનાર એ નાના શા યુવાન-મંડળને મોખરે હંમેશાં

લાજપતરાય હતા. એમના મૃત્યુ પહેલાં બેજ દિવસ ઉપર એવું બન્યું કે પોતે કોલેજના કેટલાક કિશોર વયના છોકરાઓને પ્રભાતમાં અતિ વહેલા સરઘસમાં નીકળતા જોયા. તુરતજ પોતે પ્રિન્સીપાલને લખ્યું કે 'આ અટકાવવું ઘટે, નહિ તો છોકરાઓની તંદુરસ્તી બગડશે!' આટલી મમતાના ગર્ભમાં જે સ્વાર્પણ ઊભું હતું, તે સ્વાર્પણના સીંચનથી તો 'દયાનંદ એ. વે. કોલેજ'ની અંદર પદ્મની પાંખડીઓની પેઠે અન્ય અનેક કોલેજો ને શાળાઓ પુટી નીકળી. પોતે કહે છે કે સંજોગોનું પરિબળ વિચારતાં તો આ વિદ્યાલય એક અદ્દભૂત નવલકથા સમું દિસે છે. આટલું અસીમ મમત્વ છતાં, સંસ્થાની સાથે પોતાની તદ્દરૂપતા છતાં, રાષ્ટ્રીય કેળવણીનો નિષ્પક્ષપાતી મંથનકાર લાજપતરાય, પોતાની-The Problems of National Education in India-નામની ચોપડીમાં પોતાના જગતભરના શિક્ષણવિષયક અનુભવનું દોહન કરતાં છેક ઇ. સ. ૧૯૧૮ માં જતાં ઉચ્ચારે છે કે આ સંસ્થા પણ રાષ્ટ્રીય કેળવણીના કોયડાનો સાચો ઉકેલ નથી આણી શકી.

# દીનબંધુ

દેશમાં દુષ્કાળ પડે, રોગચાળો ફાટી નીકળે, જળપ્રલય કે કે ધરતીકમ્પ થાય, ત્યારે તો ખ્રીસ્તી મીશનરીઓની મોસમો ખુલતી, ફુંડાં લણવાની જાણે કે લાણી પડતી. હજારો અનાથ હિન્દી બચ્ચાં પાદરીઓના હાથમાં પડીને ધર્મ અને જાતિનાં અભિમાન ગુમાવતાં, મોટપણે માતૃભુમિનાં શત્રુ બનતાં. કારણ એ હતું કે ભૂખમરાનાં માર્યાં હજારો માબાપો પેટનાં સંતાનોને પણ પાદરીઓના હાથમાં જવા દેતાં અને તે પછી દુષ્કાળ વીત્યે પાદરીઓ એ બચ્ચાંને પાછાં માબાપના કબ્જામાં સોંપતાં નહિ. એ રીતે રાજપૂતાનાના ફક્ત એક દુષ્કાળમાંથી જ કુલ ૭૦ હજાર હિન્દુ બાળકો ખ્રીસ્તીઓને હાથ પડી ગયાં હતાં. એવે સમયે પંજાબમાં પહેલવહેલી બિનખ્રીસ્તી અનાથસહાયક ઝુંબેશ ઉપાડનાર એક લાજપતરાય જ હતા. ત્રીસ બત્રીસ વર્ષની વય એટલે તો જીંદગીનો ઉંબર લેખાય. દરમ્યાન તો પોતે ફિરોઝપૂર, મીરટ વગેરે સ્થળે અનાથ-આશ્રમો ઉઘાડી નાખ્યાં હતાં. એવે ૧૮૯૯-૧૯૦૦ના અરસામાં મધ્યપ્રાંત, રાજપૂતાના, બંગાળા વગેરે સ્થળોમાં દુષ્કાળ ફાટી નીકળ્યો. એ ચીસ લાહોરમાં લાજપતરાયને કાને પડી. એનું અંતઃકરણ પીગળી ગયું. સહાયસમિતિઓ ગોઠવી, દ્રવ્ય મેળવી, ઠેરઠેર પોતાના ધર્મદૂતોને એણે

મોકલી દીધા. ફિરોઝપુરના સુપ્રસિધ્ધ શ્રીમદ્દયાનંદ અનાથ-આશ્રમની કાર્યવાહી કરવાથી પોતાને અચ્છી તાલીમ મળી ગઇ હતી તેથી પોતે હજારો અનાથ હિન્દઓને બચાવ્યા. એ દેખીને પાદરીઓની આંખો ફાટી ગઇ. ૧૯૦૧ માં 'દુષ્કાળ કમીશન' બેઠું. સરકારે લાજપતરાયને જુબાની આપવા તેડાવ્યા. જુબાનીમાં એણે ઉઘાડેછોગ જાહેર કર્યું કે ખ્રીસ્તીઓ અમારાં હિન્દી બચ્ચાંને આવાં સંકટોનો ગેરલાભ લઇ ઉઠાવી જાય છે તેની સામે હું ઈલાજ માગું છું : હું માગું છું કે પ્રથમ પહેલાં અનાથ બાળકોને પાછાં શોધી કરીને એનાં પોતપોતાનાં માબાપોને હવાલે કરવાં; માબાપો ના પાડે તો આર્યસમાજી આશ્રમોના હાથમાં સુપરદ કરવાં; અને એ ન રાખે તો જ ખ્રીસ્તી મીશનરીઓને ભળાવવાં. સરકારે આ માગણીનો સ્વીકાર કર્યો. ખ્રીસ્તીઓનો ભક્ષ ગયો. હજારો બાળકોને હિન્દુત્વની ગોદમાં પાછાં તેડી લાવનાર લાજ-પત ઉપર આ મતલબી વિધર્મીઓની વક્રદષ્ટિ તે દિવસથી જ રમવા માંડી હતી.

ઇ. સ. ૧૯૦૫ માં કાંગડા જીલ્લો ધરતીકંપનો ભોગ થઇ પડયો. એ પ્રચંડ ભૂકમ્પને લીધે હજારો મકાનો જમીં-દોસ્ત થયાં. હજારો ગરીબો ઘરબાર વિનાનાં બન્યાં. તેઓની વહારે પણ લાજપતરાય જ ધસી આવ્યા. દ્રવ્ય ભેળું કરી, સ્વયંસેવકોનાં દળ ઊભાં કરી, અનાથઆશ્રમ ઉઘાડી એ પીડિતોના ઉગાર માટે મથ્યા.

પંજાબ જેવા સ્થિતિચૂસ્ત પ્રાંતમાં અંત્યજોની સાર કોઇ હિન્દુએ લીધી નહોતી. એ 'અછૂતો' માનવજાતને મળેલા તમામ જન્મસિદ્ધ હક્કોથી બાતલ હતા. એને નહોતી શાળાઓ કે નહોતાં નવાણો. એની વહારે પણ જોશીલો લાજપત જ ચડયો હતો. પંજાબભરમાં એ અછૂતોદ્ધારનો મંત્ર ગુંજતા ગુંજતા ઘૂમતા. અને એના અંતરમાં અછૂતો પ્રતિની કેવી જ્વાળાઓ ઉઠી હતી તેની સાખ તો સાઇમન કમીશનના બહિષ્કાર પર પોતે વરિષ્ઠ ધારાસભામાં જે અભયભરપુર વ્યાખ્યાન દીધું તેમાંથી જડે છે: એ બોલ્યા છે કે–

'સાહેબો, આ અણિશુદ્ધ ગોરા કમીશનની નિમણુક કરવાના બચાવમાં અમીર બર્કનહેડે એક કયો મુદ્દો આગળ ધર્યો છે, જાણો છો ? એ છે સરકારની અસ્પૃશ્યો પ્રતિની દયાનો મુદ્દો ! અસ્પૃશ્યોની હસ્તી તમે કયારથી સ્વીકારી ભલા ? આ દલિત વર્ગના અસ્તિત્વનું જ્ઞાન બ્રિટિશ સરકારને કયે દિવસે થયું સાહેબો ? લાગે છે કે ઇ. સ. ૧૯૧૭ થી.'

એક સભ્ય–શી રીતે ?

'શી રીતે તે હું એક ક્ષણમાં જ આપને સમજાવું છું, સાહેબ ! ઈ. સ. ૧૯૧૭ના ઓગસ્ટમાં સરકારે મહાન ઢંઢેરો પિટાવ્યો કે બ્રાટીશ રાજનીતિનું ધ્યેય હિન્દને બ્રીટીશ સામ્રાજ્યની અંદરના એક અંગ તરીકે તૈયાર કરવાનું છે. આ ઢંઢેરો હિન્દને વિષે રહેતી સમસ્ત અંગ્રેજ જનતાને,

અમલદાર તેમજ બીનઅમલદાર તમામને કડવો લાગ્યો. એટલે પછી પોતાની આખી કારકીર્દિમાં પ્રથમ પહેલીવાર ૧૯૧૭–૧૮ માંજ શિક્ષણ–પ્રગતિના અહેવાલમાં અસ્પૃશ્યોની હયાતીની નોંધ લેવાણી. તે અગાઉ અંગ્રેજ સરકારની દૃષ્ટિએ આ અસ્પૃશ્યો જીવતા જ નહોતા. એણે શું કર્યું ? એણે અસ્પૃશ્યોની વસતી-ગણના કરાવી. શા માટે ? અસ્પૃશ્યોની કેળવણીની પ્રગતિ શી રીતે થઇ શકે અને એનું હિત શી રીતે સુધારી શકાય તે જાણવાના દંભી બહાના તળે. પછી ? પહેલી વારના વસતી-પત્રકે અસ્પૃશ્યોની સંખ્યા ૩ કરોડની બતાવી. એ સંખ્યાને ઇ. સ. ૧૯૨૧ ની વસતી–ગણુનામાં સેન્સસ કમીશ્નરે છલંગ મારીને સવાપાંચ કરોડની કરી નાખી. અને એણે કહ્યું કે ઘણું કરીને અસ્પૃશ્યોનો આંકડો સાડાપાંચ ને છ કરોડની વચ્ચે હોવો જોઇએ. પછી મી. કોટમેને કલમને એક જ ઝટકે એને નિશ્ચયપૂર્વક છ કરોડ કરી નાખી; અને આજે જે છ કરોડ અસ્પૃશ્યોની વાત સરકાર વારંવાર કરી રહી છે તે આ રીતના છ કરોડ છે! હું પૂછું છું કે બ્રીટીશ સરકારે દોઢસો વર્ષના અમલ દરમ્યાન અસ્પૃશ્યોને માટે શું ભલું કર્યું ?'

મી. અહમદ—તમે શું કર્યું ?

લજપતરાય—મેં શું કર્યું ? કહું છું. સાંભળો. છેલ્લાં પચીસ કરતાં વધુ વર્ષોથી-ધારાસભામાં એ લોકોના પ્રતિનિધિને બેસવા દેવાનો ઇસારો સરખો થયો તેની પણ પૂર્વે

ઘણાં વર્ષોથી હું અસ્પૃશ્યો માટે મારૂં કર્તવ્ય કરતો આવું છું. હું સરકાર પક્ષના દરેક સભાસદને પડકાર કરીને પૂછું છું કે બોલો, તમે છેલ્લાં પચીસ વર્ષો દરમ્યાન અસ્પૃશ્યોદ્ધાર માટે શું કર્યું છે? અરે અત્યારે પણ–આ નવા વહીવટમાં પણ અસ્પૃશ્યોની કેળવણી અને આબાદીની ધપાવવાના અમારા નાના શા પ્રયાસો પરત્વે પણ સરકાર સામી પડે છે. અમે જ્યારે જ્યારે પંજાબમાં આ લોકો માટે કૂવા ઉઘાડવાનું કહીએ છીએ, ત્યારે એ ના પાડે છે. અમે એના બાળકો માટે ખાસ શિષ્યવૃત્તિઓ કાઢવા સૂચવીએ છીએ, તો એ પ્રસ્તાવ પર પણ નનૈયો ભણે છે. જ્યારે એક સભાસદે અસ્પૃશ્યોના શિક્ષણ માટે રૂા. નવ લાખની મંજૂરીનો પ્રસ્તાવ મૂક્યો, ત્યારે પણ સરકારે મક્કમ 'ના' સંભળાવી. અમે માગ્યું કે લશ્કરમાં અને ત્યાં નહિ તો છેવટ પોલીસ ખાતામાં તેઓની ભરતી કરો, તો સરકારનો જવાબ છે કે 'ના; અત્યારના સંજોગોમાં નહિ; કેમકે બીજા હિન્દુઓ વિરોધ કરશે.' તો પછી આ અસ્પૃશ્યો માટે ઉભરાતું હેત શાનું? એ છે દંભી બરાડો. હું તો આંહીં બેઠેલ અંત્યજ પ્રતિનિધિ ખુદ મી. રાજાને જ આહ્વાન આપીને પૂછું છું કે બતાવો, સરકારે છેલ્લાં ૨૫ વર્ષોમાં તમારે માટે શું ઉકાળ્યું? એ તો કેવળ આંખમાં ધૂળ નાખવાની વાત છે. બાકી તો શુદ્ધ વિશ્વબંધુત્વની દૃષ્ટિએ અને સદંતર નિઃસ્વાર્થભાવે એ લોકોની ઝુંબેશ પરત્વે પહેલ કરનારા અમે જ છીએ. અમે એ લોકોને અમારાં જ સગાં ગણ્યાં અને અમારી નમ્ર રીતિએ

**અમે એને છેલ્લાં પચાસ વર્ષોથી ઊંચા લેવા મથીએ છીએ. મેં પોતે પણ મારા સમયનો મોટો ભાગ અને મારી બચતની મોટી રકમો અસ્પૃશ્યો માટે જ અર્પણ કરી છે. હું પૂછું છું કે એની સામે જમા કરવા જેવું આ સરકારે અને આ ગોરા સભ્ય સાહેબોએ કશું કર્યું છે ?'**

લાજપતરાયનો શબ્દેશબ્દ સત્યના પાયા પર ઉભેલ છે. એમાંનો એક પણ હરફ જૂઠો પાડવા ત્યાં કોઇ સભાસદની પાસે સાધન નહોતું; અને અસ્પૃશ્યો માટે તો જ્યારે એણે એક કરોડ રૂપિયા અંદાજપત્રમાં અલાયદા મૂકવાનો પ્રસ્તાવ વરિષ્ઠ ધારાસભામાં પેશ કર્યો હતો, ત્યારે સ્વરાજ પક્ષના પ્રતિનિધિઓ જો પ્રસ્તાવના પક્ષમાં મત આપત તો અસ્પૃશ્યોનું કામ પાકી જાત. પરંતુ બરાબર એ જ પ્રસ્તાવને સમયે, 'સદંતર વિરોધ'ની પોતાની નીતિને કારણે સ્વરાજપક્ષીઓને ધારાસભામાંથી બહાર નીકળી જવું પડેલું. તેઓ બધા બહાર પરસાળમાં જ ઊભા હતા. દૂર પણ નહોતા ગયા. સ્વમાનને પોતાનો પ્રાણ લેખનાર લાજપતરાય તે વખતે બહાર નીકળ્યા. હાથ જોડીને, પગે પડીને એણે વિનવણી કરી કે 'કોઇ પધારો ! અસ્પૃશ્યોનું ભલું થશે. ભલા થઇને અંદર પધારો !' પણ સ્વરાજવાદી સભ્યો લાઇલાજ હતા. લાજપતરાય પોતાનું સમસ્ત સ્વાભિમાન અળગું મેલીને હાથ જોડી ઊભા હતા એ અંત્યજોને માટે. છેલ્લાં ત્રણ વરસથી તો હિન્દુવટનાં પાપ ધોવાની અદમ્ય ધગશને વશ બની

લાલાજી દાનવીર શેઠ બીરલાની દ્રવ્ય-સહાયથી પંજાબભરમાં અછૂતોદ્ધારને જ કામે લાગી પડયા હતા.

અમેરિકામાં પોતે દેશપારી ભોગવતા હતા; પેટગુજારા માટે જાતમહેનત કરી મથવું પડતું; ઘણી વાર ઘેરથી સરકારની ડખલને લીધે ખરચી આવવામાં મોડું થતું; પોતે મુંઝાઇને રડતા હોય; તે ટાણે પણ કોઇ હિન્દી વિદ્યાર્થી એની સહાય વિના એની કનેથી પાછો ન વળતો. વિદ્યાર્થીની કથની સાંભળી પોતે એટલા બધા પીગળી જતા, કે તેજ ઘડીએ ગજવામાં હાથ નાખી જે કાંઇ છેલ્લી મૂડી હોય તે રાજી થઇને આપી દેતા; અને પોતે તો પૈસાને અભાવે પુત્ર પ્યારેલાલનાં ટૂંકા કપડાં પહેરીને યુરોપમાં પ્રવાસો કરતા. કોઇ કહે કે 'લાલાજી, આ ઠીક નથી લાગતાં.' પોતે હસીને જવાબ દેતા કે 'કાંઇ નહિ યાર! એ તો ટૂંકી મુસાફરીમાં ચાલ્યું જાય.'

## વીરોનો પણ વીર

ઈ. સ. ૧૯૦૭ નો મે મહિનો ચાલતો હતો. દમનદોર ચારે દિશામાં દેશને ચગદતો હતો. અને એ ઘર્ષણમાંથી અસંતોષનો અગ્નિ ફાટતો હતો; બંગાળામાં બંગભંગની સામે બિપીનચંદ્ર પાલે આંદોલન મચાવ્યું અને બંગ-યુવ-

કોએ માથાં હથેળીમાં લઇ આત્મસમર્પણુની તૈયારી કરી. મહારાષ્ટ્રમાં લો. મા. તિલક જ્વાલા ચેતાવી રહ્યા હતા અને પંજાબમાં ત્યાંની સરકાર જમીન પરનો કર વધારી જાટ કૃષિકારોની કમબખ્તીનો એક ખરડો ઘડતી હતી તેની સામે લાલાજી અને જાટ કોમના નેતા સરદાર અજીતસિંહની જોડલીએ જાહેર મતનો બળવો જગાવવા ઝુમ્બેશ માંડી. લાલાજી તો એના બનારસ મહાસભાના વ્યાખ્યાન પછીથી સરકારપક્ષનાં છાપાંઓએ 'બળવાખોર' શબ્દે ડામી દીધા હતા. એના ઉપર લશ્કરમાં વિદ્રોહ જગાવવાના નિર્મૂલ આક્ષેપો પણ થઇ રહ્યા હતા. સરકાર ચોગમ વિપ્લવના ઓળા દેખતી હતી. એવે વખતે લયલાપુરમાં જાટોની મેદની મળી. અંગ્રેજ સૈન્યને ઉત્તમોત્તમ સિપાહીઓ જે કોમમાંથી મળતા હતા તે જ આ જાટ કોમની સામે લાલાજીએ જોશીલું ભાષણ કર્યું. અને સરકારે સમય વર્તી લીધો. રાવલપીંડીના જે પાંચ નેતાઓને કારાગૃહમાં પૂરવામાં આવ્યા, એ પાંચેને માટે જામીન મેળવવા, ઉશ્કેરાએલા પ્રજાસાગરને શાંત પાડવા, અને જરૂર પડે તો જેલમાં મિત્રોનો સાથ કરવા લાજપતરાય યત્નશીલ હતા. સરકારને એક તક સાંપડી.

એક મિત્રે કહ્યું, 'લાજપતરાય, તમારા લયલાપૂર ખાતેના ભાષણમાંથી 'રાજદ્રોહ'નું ટીપું નીચોવવા માટે જમીન આસમાન એક થઇ રહ્યાં છે.'

બીજાએ કહ્યું 'કુકા, લોકોના આગેવાન ભાઇ રામસીંગના

જેવી તમારી પણ વલે કરવાની ગોઠવણ ચાલી રહી છે.' [ભાઇ રામસીંગ શીખોના એક ધાર્મિક સંપ્રદાયનો નેતા હતો. ૧૮૭૨ માં એને ૧૮૧૮ ના કાયદા નં. ૩ ની રૂઇએ, મુકર્દમો ચલાવ્યા વગર બ્રહ્મદેશ કાળા પાણીએ ઉપાડી જવામાં આવ્યો હતો ત્યાં એ તુરત જ મરણ પામ્યો હતો.]

ત્રીજા મિત્રે સલાહ આપી કે 'ચાલો લાહોરમાંથી નીકળી જઇએ. વાદળું પસાર થઇ જવા દઇએ.'

લાલાજીએ જવાબ આપ્યોઃ 'નહિ, નહિં; એ કાયદાની ચુંગાલમાં આવવા જેવું એક પણ કામ મેં કર્યું નથી. કાયદેસર મને સરકારની આંગળી અડકી શકે જ નહિ. મને કશો ભય નથી. મારા મગજમાં તો એક જ વિચાર ઘૂમે છે કે રાવલપીંડીવાળા પાંચ મિત્રોને માટે હું કાંઇક કરી છૂટું. અત્યારે એ પાંચ જણા બંદીખાનામાં છે ને હું ઘરમાં સુખે નિદ્રા કરૂં છું, એ વિચાર મને જંપવા દેતો નથી. હું રાવલપીંડી જઇને જેમ બને તેમ તેઓની નિકટમાં રહું તો ઠીક.'

લાલાજી જ્યાં આ વિચાર કરે છે ત્યાં એમને ખબર મળ્યા કે એ પાંચે જણાના સ્નેહી-સંબંધીઓ ઇચ્છે છે કે લાજપતરાય દૂર જ રહે તો ઠીક. તેઓનું માનવું છે કે પાંચ જણા પર પડેલી આ આફત લાલાજીની જ રાવલપીંડી ખાતેની હાજરીને આભારી છે અને તેઓ લાલાજી સાથેનો સંબંધ તજી દેવા ઇચ્છે છે.

લાજપતરાયે આ માગણીને શિર પર ચડાવી. પરંતુ એનું હૃદય રહેતું નહોતું. એણે પાંચ પરહેજ થયેલાઓને કારાગૃહમાં સંદેશો પહોંચાડયો કે 'મારી જરૂર પડે ત્યારે તૈયાર જ ઊભો છું. અત્યારે તો નથી આવતો, કેમકે મને ના પાડવામાં આવી છે.'

પોતાના પર ઘેરાતાં વાદળાંની વાતો વધવા લાગી. ૧૮૧૮નો કાળો કાયદો ઉઘાડીને વાંચી જોયોઃ માથું ધુણાવ્યું: ના, ના, આમાં વર્ણવેલું કૃત્ય મેં કદિ કર્યું જ નથી, મને પકડે જ નહિ. હું એવો કયો મોટો માણસ!

છતાં અફવાઓ વધવા લાગી. કદાચ ગામતરૂં કરવું પડશે એવું માનીને લાલાજીએ તયારી કરવા માંડી. અને શી શી તૈયારી કરી?

૧. પત્ની તો બહાદુર છે. એ નહિ મુંઝાય. એ તો બચ્ચાંને હિંમતથી ઉછેરશે. એની મને ચિંતા નથી.

૨. પિતાજીનો પ્રેમ અપરંપાર છેઃ એ ડોસો ઝૂરીઝૂરીને મરશે! માટે એના પર હિમ્મત દેનારો પત્ર લખી કાઢું:

'વહાલા પિતાજી,

મારી ગિરફ્તારીની અફવાઓ જોરથી ચાલી રહી છે. એ કેટલી પાયાદાર છે તે ખબર નથી. છતાં આપને વિનયપૂર્વક પ્રાર્થના કરૂં છું, કે મારા પર ચાહે તે વિપત્તિ પડે તોયે આપ ગભરાશો નહિ. અગ્નિ સાથે ખેલનારનું મોં

ક્વચિત દાઝે, તો તેથી શું થઇ ગયું ? રાજસત્તાનાં કૃત્યો પર ટીકા કરવી એ અગ્નિ સાથે રમત રમવા બરોબર છે. મને બીજી કશી ફિકર નથી. માત્ર આપના ઉપર પાછળથી આવી પડનારી મુસીબતોની ચિંતા છે. માટે મને ખાત્રી આપો કે મારી ગિરફતારીથી આપ ગભરાશો નહિ. હંસરાજ, ગુરૂદાસ અને અમોલખરામ જેવા કેદમાં ગયા છે, તો હું બચાડો શી ગણતરીમાં ! ગમે તે થાઓ, પણ કાયરતા દાખવવાનું આ ટાણું નથી. ઊલટું જે કાંઇ ગુજરે તે મર્દની રીતે સહવાનુ છે..........મને કશી વ્યાકૂલતા નથી. આપ પણ મારી કશી ચિંતા કરતા નહિ.

લી. આપનો નમ્ર સેવક

**લાજપતરાય**

૩. બીજા પ્રાંતોના નેતાઓને તેમજ વિલાયતના મિત્રોને પંજાબની દમન–નીતિ વિષે વાકેફ કરનારા કાગળો લખ્યા.

૪. તે દિવસ અદાલતમાં તો કશું કામ નહોતું, પરંતુ એક અસીલે અમુક વ્યવસ્થા કરવા માટે રૂા. ૩૫૦ બે દિવસ ઉપર આપેલા, તેની વ્યવસ્થા કરવા પોતે તૈયાર થયા. મોટરગાડીની વરધી દીધી.

ત્યાં તો બે પોલીસ અમલદાર આવીને ઊભા રહ્યા. 'લાલાજી, આપને કમીશનર સાહેબ યાદ કરે છે.'

'શા માટે ?'

'એ ખબર નથી.'

લાલાજીને લાગ્યું કે લોકોનો ઉશ્કેરાટ શાંત કરવાના કામમાં કદાચ મદદે બોલાવતા હશે. કહ્યું, 'હમણાં અદાલતમાં જઇને વળતાં મળી જાઉં છું.'

'પણ લાલાજી, હમણાં જ આપનું કામ છે; થોડી જ મિનિટનું.'

લાજપતરાય વ્હેમાયા. નક્કી કંઇક આફત છે. સ્મિત કરીને કહ્યું 'બહુ સારૂં, ચાલો મારી ગાડીમાં જ સહુ જઇએ.'

વિપત્તિના પ્રવાસ પર લાજપતરાય સ્મિત કરતા ચાલ્યા. ત્યાં તો સામે બીજા અંગ્રેજ અમલદારોની ગાડીઓ મળી. કૂદીકૂદીને બે બે ગોરાઓ લાજપતરાયની ગાડીની પગથી પર ચડી ગયા. લાજપતરાયે પોલીસ ઉપરી રૂન્ડલને તો પિછાન હોવાથી કહ્યું 'અંદર આવી જાઓને!' બે મિનીટમાં પોલીસ કચેરીએ પહોંચ્યા.

કમિશ્નરે ગવર્નર જનરલ તરફથી આવેલો કાળાપાણીનો હુકમ દેખાડયો. હસીને લાજપતરાય બોલ્યાઃ 'તૈયાર જ છું.'

'કોઇને મળવું છે?'

'ના રે!'

'કંઇ કાગળ પત્ર લખવો છે?'

'હા, હા, જરૂર.'

કાગળ, શાહી ને કલમ હાજર થયા. પુત્ર પ્યારેલાલને

લખ્યું : ' હું ક્યાં જાઉં છું તેની ખબર નથી. ક્યાં આવીશ તે પણ જાણતો નથી. તું આ એક કામ કરજે આ સાથે રૂા. ૩૫૦ની નોટો મોકલું છું. તે આપણા અર્જ લને પાછી દેજે અથવા એ કહે તેવી વ્યવસ્થા કરજે. બીજ થોડા મુકર્દમાઓ ચલાવવાનું મેં અસીલોને વચન દીધું દે તે તેઓ કબૂલ થાય તો તું ચલાવજે. મોટાબાપુને હિમ્મ દેજે, એની આજ્ઞામાં રહેજે !'

કાગળ બીડી, પોલીસને આપી, પોતે પોલીસની ગાડીમ બેઠા. ડેપ્યુટી કમિશ્નર પોતે જ મોટર હાંકતો હતો. ડ પો. સુપ્રી. રીવોલ્વર લઇને બાજુમાં બેઠો હતો. પાછળની બે કમાં લાલાજીને પડખે ફોજદાર બેઠો હતો.

સ્વસ્થ લાલાજીએ તે વખતે ત્યાં ઊભેલા એકના એ દેશબાંધવને–પોલિસ ઇન્સ્પેક્ટરને સલામ કરી. આગળ વધ્ય પુલ ઓળંગતાં તો એણે એક મોટું સૈન્ય પોતાની તર આવતું દીઠું. યુરોપી અને દેશી : પેદલ અને ઘોડેસ્વારઃ સા થોડું તોપખાનું ! આ બધું લાલાજી પર જાપ્તો રાખ માટે ! જોઇને કેદીના હૈયામાં હસવું આવ્યું, પરંતુ હાસ એણે રોકી લીધું. * * * * કોટડીમાં પુરાઇ ગયા.

સંપૂર્ણ સ્વાસ્થ્ય સાચવ્યું : કશી જીકર, પૂછપરછ, ઉચા અથવા દહેશત નહિ. એકે રેખામાં કે રૂંવાડામાં પણ ઉશ્ રાટ નહિ. જાતે વૈશ્યઃ ધર્મે મૂળેથી જૈનઃ શાણા ઠરેલા વૈશ્ય

રીતે લાલાજીએ ભાઇ રામસીંગની વહેલે ભેટવા કાળાપાણીની મુસાફરી આદરી. દુકાન વધાવી લેતો ડાહ્યો વણિક પાઇ પે પાઇની વ્યવસ્થા કરીને વેપાર સંકેલી લે, તેટલી સ્વસ્થતા લાલાજીએ આ નવા જીવન–પ્રવાસે પળતી વેળા બતાવી. રાતે કારાગૃહમાં એકલા પડતાની વારજ આત્મનિરીક્ષણ આરંભ્યું. એના જ શબ્દો ટાંકીએ:

'પ્રથમ પહેલાં તો મેં પરમાત્માનો પાડ માન્યો કે હું પરહેજ થતી વેળા કૌટુમ્બિક કરૂણ નાટ્યપ્રવેશોમાંથી બચી ગયો; પત્ની અથવા બચ્ચાં તે સમે હાજર હોત તો ન બચાત. પિતાને માટે હું દિલગીર હતો, પરંતુ એમના ચારિત્ર્યના બળ ઉપર તેમજ સંકટ વેળાની એમના ચિત્તની સ્વસ્થતા ઉપર મને એટલી બધી શ્રધા હતી કે એમની વ્યાકૂળતાનો વિચારભાર મારા મન પર બહુવાર ન રહ્યો. પત્ની અને બચ્ચાંને તો પિતાની ગોદમાં સુરક્ષિત માન્યાં. એ રીતે કુટુંબના વિચારમાંથી મનને મૂક્ત કરી લીધું. પછી મેં મારૂં નૈતિક તથા માનસિક બળ માપી જોયું. મને લાગ્યું કે એ બળ તૂટવાની જરીકે ધાસ્તી નહોતી. બચપણથી જ જગત્કર્તાના ડહાપણમાં મને આસ્થા હતી, ઉપરાંત ચાહે તેવી કટ્ટાકટીમાં પણ મને ટટ્ટાર રાખનાર ફાજલ આત્મશ્રધ્ધાની ઝીણી દીવી મેં મારામાં બળતી દીઠી.

'આ રીતના આત્મનિરીક્ષણમાંથી નહાઇધોઇને હું જીવનમાં પૂર્વે હતો તેથી સવિશેષ બળવાન ને નિશ્ચયવાન

થઇ બહાર નીકળ્યો. અંતમાં પ્રભુને પ્રાર્થના કરી કે હે પિતા! મર્દનો સીનો રાખવાની મને શક્તિ દેજે! અને મારા સ્વદેશનું હિત જરી પણ જોખમાય તેવું કશું પગલું જાણે અજાણે પણ ભરવાના પ્રલોભનમાંથી મને ઉગારી લેજે!'



આત્મનિરીક્ષણ પૂરૂં થયું. પછી સાંભરી સરકાર. સરકારની આ ચાલબાજી પર લાજપતરાય હસી પડયા. સરકારને એના જાસૂસોએ આવી સજ્જડ થાપ દીધેલી દેખીને લાજપતરાયને બડી રમૂજ ઉપજી.

સૂર્યદેવ નમ્યા, કારાગૃહના દ્વાર પરના તાળામાં ચાવી ફરતી સંભળાઇ અને અવાજ આવ્યો: 'લાજપતરાય!'

આવનાર મનુષ્ય ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ટેન્ડ મી. રૂન્ડલ હતા. એણે કહ્યું 'બહાર નીકળો.' લાલાજી નીકળ્યા. મોટર તૈયાર હતી. બેસી ગયા. મોટર ચાલી. સ્ટેશન આવ્યું. પરોણાને માટે એક સ્પેશ્યલ ટ્રેન ઊભી હતી. હુકમ મુજબ કેદી ડબામાં ચડયા.

મી. રૂન્ડલ બોલ્યા 'લાજપતરાય, સાંજની સલામ!'

'સલામ તમને પણ!' કેદીએ સ્વસ્થ ઉત્તર દીધો.

અને ગાડી સુસવાટા મારતી લાહોરની સીમ વટાવવા લાગી. લાલાજી લખી ગયા છે કે 'હું માત્ર ટૂંકી મુસાફરીએ જતો હોઉં, એવી સાક્ષી મારૂં અંતઃકરણ પૂરતું

હતું. લાહોરને જીવનની છેલ્લી સલામ કરતો હોઉં એવું મને તે દિવસે થયું જ નહોતું.'



આર્યાવર્તનો કિનારો પણ અદૃશ્ય થયો, કલકત્તાથી ઉપડેલી નૌકાએ અગાધ પાણીમાં પંથ કાપવા માંડયો અને કેદી ઉપર એના ગોરા ચોકીદારોની સતાવણી શરૂ થઇ ગઇ સ્વજનોના વિયોગની અને જન્મભૂમિના અદર્શનની ઊંડી વેદનામાં પહેરગીર પોલીસ કમીશ્નરે આપેલા અપમાનભર્યાં વર્તાવનો વધારો થતો ગયો. પરંતુ મૂળ પ્રકૃતિ તો ઘડી-ઘડીમાં છેડાઇ જવાની હોવા છતાં લાજપતરાયનું વીરત્વ તે દિવસે પોતાના સંગી સમૂદ્ર જેવું જ અક્ષુબ્ધ બની ગયું. પછી ઇરાવદી નદીના આરા વચ્ચે નૌકા દાખલ થતાં તો કેદીએ બ્રહ્મદેશી પુરૂષો, ઓરતો અને બાળકોના ચહેરા દીઠા: અંતરમાં માધુર્ય ઉભરાવા લાગ્યું. એ કહી ગયા છે કે—

'હું નથી સમજતો કે તે ક્ષણે જ મને શા કારણે બ્રહ્મદેશની ભૂમિ અને પ્રજા પ્રત્યે માયા ઉપજી. કદાચ મારે એ લોકોની દિલસોજી પર જીવવું હતું તેથી; કદાચ મને એક એશિયાવાસી તરીકે આ પ્રથમપહેલો એશિયાઇ મુલક જોતાં આખા એશિયા ખંડની પ્રજાની પરાધીનતાનું સ્નેહભીનું સ્મરણ થયું તેથી; અથવા બ્રહ્મદેશે પોતાનો ધર્મ આર્યાવર્ત પાસેથી મેળવ્યો હોઇને મારો તેના પ્રતિ ભ્રાતૃભાવ જાગ્યો તેથી. ગમે તેમ હો, મને ન લાગ્યું કે હું અજાણ્યા દેશમાં આવી પડયો છું.'

સાચો વીર એ, કે જે સાચો વીતરાગ થઇ શકે. કાળા-પાણીની સજા ભોગવવા સંચરતા લાજપતરાયની આ રીતે વીતરાગ–દૃષ્ટિ ઊઘડી ગઇ. પરંતુ ખરી કસોટી હજુ ચાલી આવતી હતી. એ પોતે જ નોંધી ગયા છે :

'લાહોરથી માંડલે સુધીની મારી આખી મઝલમાં મારા હિન્દુ ને મુસ્લિમ બન્ને કોમના પોલીસ ચોકીદારોએ મને પ્રેમથી જ નવરાવ્યો છે. એક ખૂબસુરત ચહેરાવાળા નૌજવાન મુસ્લિમ કોન્સ્ટેબલની ઊંડી માયા હું કદી નહિ ભૂલું. મારી વિપત્તિ પર એ રડતો હતો. પોતાની અને માતૃભૂમિની લાઇલાજીને એ કરૂણ શબ્દે ગાતો હતો. બીજો એક જણ બર્માનાં ઝમરૂખ લાવીને મને આપી ગયો. મેં એને રીઝવવા થોડાં લીધાં. એણે જીદ કરી કે 'ના, બધાં જ લો. કોને માલૂમ કદાચ આપનું દર્શન છેલ્લી વારનું હશે !' મેં કહ્યું 'ભાઇ, હિમ્મત ધર. પ્રભુ પરની આસ્થા ન છોડ. મારો અંતરાત્મા બોલે છે કે હું તુરતમાં જ પાછો વળીશ.' મારા શબ્દો સાંભળીને હર્ષગદ્ગદિત બનેલા એ પોલીસે મારા પગ ઝાલી લીધા. આજ જીવનમાં પહેલી જ વાર, પાશ્ચાત્ય સુધારાના દંભી ચળકાટથી અલિપ્ત રહેલી એવી હિન્દી હૃદયની ભવ્ય નિર્મળતા એના સંપૂર્ણ અને શુદ્ધ સ્વરૂપે મારા આત્મા પર છવ-રાઈ ગઇ. આ એક હિન્દી : મારો વિધર્મી : ગરીબીમાં પિસાયેલી ખેડુ કોમમાંથી વખાનો માર્યો સાત આઠ રૂપિયાની અધમ નોકરી કરવા આવેલો આ ગામડિયો : મારા પ્રતિની વેદના બતાવવાને માટે પોતાનો રોટલો કુરબાન કરવા તૈયાર થયો.

આ મુસલમાન સિપાહીઓને મારા વિધર્મી ગણીને મારા પર ચોકી કરવા મોકલનાર સત્તાધીશે કેવી થાપ ખાધી !.... ....માંડલેમાં એ બધાથી જુદા પડતાં મને ઘણી વેદના થઇ.'

'અરે! આ મારા પગમાં કોણ પડયું !'

'મેં જોયું તો ગોખલેજીના હિન્દ સેવકસમાજવાળા ભાઇ દેવધર : સ્ટેશન છોડું તે પહેલાં તો એ મારા પગમાં બાઝી પડયા છે; ઓચીંતો, મારા કાળાપાણીના સ્ટેશન પર, એ મિત્રના હાથનો મીઠો સ્પર્શ લાગતાં હું રડી ઉઠત. માંડ માંડ મેં મારા હૃદયને રૂંધી રાખ્યું. પલવાર તો મને ભય લાગ્યો. કે ખુદ ગિરફતારી અને હદપારીથી જે સંયમ મેં નથી ખોયો તે આ કદી ન ધારેલા મિત્રના ઓચીંતા સ્નેહલ સ્પર્શથી હું ગુમાવી બેસીશ. પરંતુ દેવધરભાઇ મારા પગને હજુ અડકયો ત્યાં તો પોલીસ ઇન્સ્પેકટર દોડયો આવ્યો : એને લાગ્યું કે દેવધર મને છૂટો કરવા મથે છે! એણે મારૂં કાંડું ઝાલ્યું અને એક ગોરા સાર્જન્ટે દેવધરને ઝટકો મારી મારા પગેથી જુદો પાડયો. એ મિત્રના આલિંગન પ્રત્યે મારાથી કેવળ મૂંગા જ નમન દઇ શકાયા. કેમકે મારા હાથ ઇન્સ્પેકટરના હાથમાં ઝકડાએલા હતા.'



'લાજપતરાય ! આ હજામને હજામતના પૈસા કેમ ચૂકવતો નથી ?' માંડલેના જે કિલ્લામાં લાલાજી કેદ હતા તે કિલ્લાના ગોરા દરોગાએ બૂમ મારી.

'મારી સમજ એવી છે કે ૧૮૧૮ ના ત્રીજા કાયદા મુજબ સરકારે જ એ પૈસા ચૂકવવાના છે, કેમકે એ કાયદાની રૂઇએ રાજદ્વારી કેદી તરીકે મારા દરજ્જા પ્રમાણે મને ભરણપોષણ દેવા સરકાર બંધાયેલી છે.' કેદીએ શાંતિથી જવાબ વાળ્યો.

'બિલકુલ નહિ, હું આવો કોઇ કાયદો જાણતો નથી. બાકી તો મારો શબ્દ એજ આંહીં કાયદો છે. અને હજામત તો વૈભવની વસ્તુ છે. તારે હજામત કરાવવી જ જોઇએ એવી ક્યાં જરૂર છે? સરકાર એવા મોજશાખના પૈસા નહિ આપે. મુસલમાન પોતાનું માથું મુંડાવવાની માગણી કરે એ તો સમજી શકાય તેવી વાત છે, પણ તારે હિન્દુને વળી દાઢી બોડાવવાની શી જરૂર હોય! ઘેર શું તું દાઢી નહોતો વધારતો? ત્યાં શું તું હજામ પાસે બેસતો? હોય નહિ.'

જવાબની રાહ જોયા વિના ઉપરાઉપરી આવા સવાલોની ઝડી વરસાવનાર એ દરોગાને ભાન નહોતું કે હજામત જેવી ક્ષુદ્ર વાતમાં એક અત્યંત પ્રતિષ્ઠાવંત હિન્દી ઉપર એ જૂઠનું આળ મૂકતો હતો. કેદીનું પંજાબી સ્વમાન આ આક્ષેપનાં બાણુથી વીંધાતું હતું. પણ અપમાનોને લાલાજી વીરને છાજતી રીતે ગળી ગયા.

જૂન મહિનો હતો. માંડલેની ગરમી અસહ્ય હતી. પંખા તો બન્ને ઓરડામાં લટકતા હતા, પણ એ તાણનાર કોઇ નહોતું. લાલાજીએ એક પંખો ખેંચનારની માગણી

કરી. એ માગણી સાંભળીને ગોરો દરોગો તો ચકિત જ થઇ ગયો. 'આંહીં માંડલેમાં તો કોઇ પંખા ખેંચનાર રાખતો કેદી જાણ્યો નથી. તું નવી નવાઇનો આવ્યો છે !'

'સાહેબ, મારે ખર્ચે રાખવા દો. મારાથી ઊંઘી શકાતું નથી.'



ઉનાળાના દિવસોમાં ખુલ્લા ચોગાનમાં સૂવા ટેવાયેલ કેદીને છાપરાબંધ મકાનમાં પંખા વગર ઊંઘ આવતી નહિ. આખી રાત હાથમાં પંખો લઇ બેઠા રહેતા. વચ્ચે જરીક ઝોલું આવી જાય ત્યાં પંખો હાથમાંથી પડી જાય. ગરમી થવાથી જાગી જવાય. ફરી પાછો પંખો ઉપાડીને જાગવાનું ચાલે.

તે છતાં ફરી કોઇવાર એણે પોતાની એ માગણી બતાવી જ નહિ. છાનામાના સહ્યા જ કર્યું.

## ધૈર્યનો સાગર

જેલના ગોરા દરોગાને રસોડેથી જ જમવાનું આવવા લાગ્યું. પરંતુ લાલાજીને એ ફાવ્યું નહિ. એણે કાયદેસર માગ્યું કે 'મારી રસોઇ મને જૂદી રંધાવવાની સગવડ આપો.' આવી આવી કાયદેસર માગણીઓ સાંભળીને ગોરા

અધિકારીને કાળ ચડતો ગયો. એણે રસોયા તરીકે એક નાનો મદ્રાસી છોકરો ગોઠવ્યો. પરંતુ ન આપ્યાં પૂરાં વાસણો, કે ન આપે સૂકાં લાકડાં. આખરે કેદીનું સીધું પાછું ગોરા દરોગાને રસોડે જ પડવા લાગ્યું, અને લાલાજીને શું ખવરાવવું તે નક્કી કરવાની કુલમુખત્યારી સાહેબના બબરચીને જ સુપરદ થઇ. લાલાજી કંઇ ફરતાં ફરતાં શાકદાળ માગે તો સાહેબ કહે કે 'કહે બબરચીને.' બબરચી ધૂળરાખ જેવી સામગ્રી લાવીને એનું મોટું બીલ કરે, તેને મૂંગે મોંયે સાહેબની મંજૂરી મળે. કેદી તરફથી વારંવાર હલકા ખોરાકની ફરિયાદો થતાં અધિકારી ખીજાઇને કહે કે 'તારૂં ખરચ તો મારા કરતાં પણ વધુ આવે છે! સરકારને તારા જેવા નાચીજ કેદીના વૈભવ શી રીતે પોસાય?'

લાલાજી શાંતિથી સમજાવે કે 'અરે ભાઇ! બીલ શી રીતે વધે? મારો આહાર તો અત્યંત ઓછો છે.'

ખરી વાત એ હતી કે બબરચી લાલાજીના બાકી રહેલા ખોરાકમાંથી એક સાર્જન્ટને જમાડી રોજનો એક એક રૂપિયો રળતો હતો!

એક દિવસ લાલાજીએ પોતાની થાળી જમ્યા વિના જ પાછી મોકલી. એ ખબર પડતાં જ સાહેબનો પિત્તો ફાટી ગયો; રાતોચોળ બનીને એ ધસી આવ્યો, ધમકી દેવાનું શરૂ કર્યું: 'તું તારા મનમાં શું જાણે છે! તેં શા માટે થાળી પાછી મોકલી?'

કેદીએ કહ્યું 'મને રૂચીકર હતું તે મેં ખાધું, બાકીનું પાછું મોકલ્યું. મને તમારાથી અમુક જ જાતનો ખોરાક લેવાની ફરજ ન પાડી શકાય. હું કહું છું કે મારે વધુ પ્રમાણમાં તેમજ ફરતું ફરતું શાક જોઇએ છે. તે તમે શા માટે નથી આપતા?'

'એમ! આંહી માંડલેમાં જે શાક નથી ઊગતાં તે શું હું તારે માટે વાવવા બેસું? અને આઠ આઠ બાર બાર આને હું શું તારે માટે કોબીજ મંગાવું?'

'અરે ભાઇ, ફળ, બિસ્કીટ અને મુરબ્બાના પૈસા તો હું મારા પદરથી આપું છું અને આહાર પણ ઓછો લઉં છું, તો પછી મારી ખોરાકીના વ્યાજબી પૈસામાંથી જ મને ફરતાં શાક કાં ન મળે? આંહીં શાક નથી મળતાં એમ કોણે કહ્યું? આ તમારો સાર્જન્ટ જ કહે છે કે મળે છે.'

ગોરો દરોગો સાર્જન્ટ તરફ ફર્યો, ભ્રકૂટી ચડાવી કહ્યું, 'મારા બંદોબસ્તમાં દખલ કરવાની તારે જરૂર નથી.' એટલું કહીને એણે કેદીને કહ્યું: 'ઠીક ઠીક, તારે નોકરો પાસે ફરિયાદ ન કરવી. મારી પાસે જ કરવી. હું તારી માગણીઓ વિચારી જોઇશ.'

'ના જી, મારે તો ફરિયાદ કરવી જ નથી. હું તો એટલું જ માગું છું કે મારે પૈસે મને જોઇતી વસ્તુ નોકરો આણી આપે અને એક પંજાબી રસોયો આપો તો પાડ તમારો!'

'ઠીક, પંજાબી રસોયો તને મળે તેવી ગોઠવણ કરીશું.'

'મારે માટે નક્કી કરેલ ભથ્થું જો મને જ આપો તો હું જ બધી વ્યવસ્થા કરીશ. હિસાબ પણ હું રાખીશ.'

'ભલે, જોઇશું.'

એ પ્રસંગ પૂરો થયો. તે પછી કદી પણ એમની સૂચવેલી ગોઠવણ કરવામાં આવી જ નહોતી.

એક તો શરીર રોગીઅલ હતું જ, તેમાં ખરાબ ખોરાકે, બફારાએ અને બેઠાડુ દશાએ ઉમેરો કર્યો. ઝાડા થયા, ઉજાગરા થયા, અનેક વ્યાધિઓ કેદીને સતાવવા લાગ્યા.

એવો હુકમ થયો કે સવારસાંજ કેદીએ ચોકીપહેરા નીચે નજીક ફરવા જવું. પરંતુ એના પહેરગીર સાર્જન્ટોને આ વાત અકારી થઇ પડી. રાતે તેઓને જાગવું પડતું હોવાથી સવારમાં વહેલા ઊઠવા તેઓ રાજી નહોતા. અને કેદીની સાથે ભરેલી રીવોલ્વર, તલવાર તથા ચોવીસ કારતુસોનો બોજાદાર પટ્ટો પહેરીને ફરવામાં તેઓને અગવડ પડતી. સાંજે ગોધૂલિ પહેલાં તો એ લોકો કેદીને પાછા વળવાની ફરજ પાડતા, માંડલેની ગરમીમાં વહેલા ફરવા નીકળવું કેદીને પાલવે તેમ નહોતું.

તેમાં ભળ્યો નવો સંતાપ. કેદી ફરવા નીકળે ત્યારે અનેક દેશપ્રેમી નરનારીઓ રસ્તામાં એને સલામ કરવા લાગ્યા. ગોરા પહેરગીર સાર્જન્ટોને લાગ્યું કે આ સલામવિધિમાં કોઇ ગુપ્ત સંકેતો ચાલી રહ્યા છે. એટલે

તેઓએ કેદી સામે આ નમસ્કાર કરનારાઓનાં નામ નોંધપોથીમાં લખી લઇ, ધમકી દઇ અટકાવવા માંડ્યું. છૂપીપોલીસના ઓછાયા તેઓની પછવાડે છોડવામાં આવ્યા. એક દિવસ સાંજે સાચેસાચ બે હિન્દીઓને, કેદીના રસ્તા પર આંટા મારવાના આરોપસર પકડીને ચોકી પર લાવવામાં આવ્યા હતા. એકને તો તાકીદ આપી રજા દીધી, પણ બીજો કે જે શીખ હતો, તેને પોલીસ ઉપરીએ ઊલટતપાસના સપાટામાં લીધો. તું કોણ છે? કયાં રહે છે? એ બધું પૂછ્યું. એ બિચારો નિવૃત્ત ઓવરસીઅર હતો ને તે વખતે બર્માના બાંધકામ ખાતામાં કંટ્રાકટર હતો. એને પૂછવામાં આવ્યું 'શા માટે તેં આ કેદીને સલામ કરી?'

પેલાએ કહ્યું 'એ તો સંત છે, મહાપુરુષ છે, એટલે જ્યારે જ્યારે હું એને જોઉં ત્યારે ત્યારે એને નમન કરવાની મારી ફરજ છે.'

'એ નહિ ચાલે. હવે પછી કદી સલામ નહિ કરે તેના હાથમુચરકા આપવા પડશે.'

'એ હું નહિ આપી શકું, સાહેબ!' સ્વમાની શીખે સામે સીનો બતાવ્યો.

'ઠીક જાઓ, ફરીવાર આ બાજુ કદી આવશો નહિ.'

એટલું કહીને એને છોડી દીધો. વળતા જ દિવસથી લાલાજીએ ફરવા જવું બંધ કર્યું અને પોતાના મિત્રોને સવિસ્તર પત્ર લખી વિનવણી કરી કે 'કોઇ પણ રીતે

બર્મામાં વસતા હિન્દી ભાઇઓને સલાહ પહોંચાડજો કે તેઓ મને સલામ ન ભરે. કેમકે એથી કોઇનું ભલું નથી થતું. તમારાં અપમાન થાય છે ને મારી મુશ્કેલીઓ વધે છે.' પરંતુ આ કાગળને વાંધા પડતો લેખીને દરોગાએ રોકી લીધો.

ફરવાનું બંધ શા માટે કર્યું, તેનું કેદીને કારણ પૂછાયું. લાજપતરાયે સલામની કથની કહી. ફરીવાર એને ખાત્રી અપાઇ કે 'હવે તે લોકોને મના નહિ કરવામાં આવે, માટે ફરવા જવું.'

ફરીવાર ફરવાનું શરૂ થયું. પહેરગીર સાર્જન્ટોએ ફરી વાર રંઝાડ આદરી. પણ હિન્દીઓ ન માન્યા. ખાસ કરીને હિન્દી સિપાહીઓ પણ વારંવાર આવી, લાલાજી દૂરથી હાથને ઇશારે 'ના' સુચવે છતાં પણ સલામ કરવા લાગ્યા. કેટલાક તો ટુકડીબંધ નીકળે ત્યારે લશ્કરી સલામ પણ ભરતા હતા. લાલાજીએ એ અટકાવવા ઘણી તરકીબો આદરીઃ પંજાબીઓને આવતા દેખે કે તુરત જ પોતે માર્ગ બદલીને ઊલટી દિશામાં ચાલી નીકળે. જો મકાનની ઓસરીમાં ફરતા હોય તો હિન્દીઓને એ તરફ આવતા દેખી પાછળની ઓસરીમાં ચાલ્યા જાય. છતાં અમૂક લોકો તો લાલાજીનાં દર્શન કર્યાં વગર ત્યાંથી ખસતા જ નહોતા.

એકવાર એક સજ્જન શીખ રસ્તા પર લાલાજીની રાહ જોઇ ઊભેલો. એને ઓસરીમાં જોતાં જ પોતે નમસ્કાર કર્યાં. તુરત એને પકડીને પોલીસના ડીસ્ટ્રી. સુપરી. પાસે ખડો

કરવામાં આવ્યો. એ પાણીદાર હતો. એની અને ફોજદારની વચ્ચે ગરમ ટપાટપી બોલી. ફોજદારે ગાળો કાઢી, તેનો આ 'ખાલસા'એ પણ ઉગ્ર પ્રત્યુત્તર દીધો. ફોજદાર પૂછે કે 'સરકાર નાપસંદ કરે છે છતાં તમે શા માટે આ શખ્સને નમન કરો છો?'

જવાબ મળ્યો કે 'કોઇ પણ કાયદાની રૂઇએ સરકાર અમને નમન કરતા અટકાવી શકે તેમ નથી.'

રોકડા જવાબો ચૂકવનાર એ શીખને છોડી દેવો પડયો. પરંતુ લાલાજીએ આ ગાલીપ્રદાન અને આ ધમકી કાનોકાન સાંભળ્યાં. એનાથી આ સહેવાયું નહિ. એ બીજું તો શું કરી શકે? ફરવાનું અધૂરૂં મૂકી એ ચાલ્યા આવ્યા.

એક વખત એક દસ જ વર્ષનો મુસલમાન બાળક પોતાના પિતાની સાથે ફરવા નીકળેલો. દૂરથી લાલાજીને દેખી દોટ મૂકીને એ બાળક સલામ કરવા જતો હતો; પાછળથી એને બૂમ પાડીને પિતા વારી રહ્યો હતો કે 'કરીશ ના, સલામ કરીશ ના, પોલીસ પકડી જશે.'

કેદીને ફરવા માટે મુકરર કરેલા રસ્તા પર કેટલાક યુરોપીઅનોના બંગલા હતા. એ બંગલાવાળાને મદ્રાસી હિન્દી નોકરો હતા. આ મદ્રાસીઓને ૩ થી ૧૦ વર્ષ સુધીનાં નાનાં નાનાં બચ્ચાં હતાં. રોજ એ બચ્ચાં લાલાજીની વાટ જોઈ ઊભાં રહેતા. કેદીને નીકળવાનું ટાણું થાય કે તુરત જ એ બધાં બહાર દોડયાં આવતાં, રસ્તે ઊભાં રહેતાં

અને કેદીને દેખતાંની વાર જ સલામ ભરતાં. બાળકના પ્રેમી તરીકે પંકાયેલા, ખુદ પોતે પણ બાળક શા હૃદયના લાલાજી સહેજે સામા સલામ કરતા અને કોઇ કોઇ વાર એ બાળકોને થાબડીને પૈસા આપતા. આ બાલપ્રેમમાં પણ એક ચોકીદારને કોઇ બૂરી ગંધ આવી. એણે કેદીને પૂછ્યું 'તારે આ બચ્ચાં સાથે કાંઇ સગપણ છે?'

'ના રે ભાઇ, અગાઉ કદી મેં જોયાં જ નથી.'

'તો પછી તારા તરફ એ આટલાં માન અને મમતા શી રીતે બનાવે છે?'

એ સવાલના જવાબમાં કેદી એક તિરસ્કારભર્યું સ્મિત જ કરતા. શો જવાબ દેવો તેની પોતાને ગમ નહોતી પડતી.



એક દિવસ પ્રભાતના ચાર વાગે કેદીએ પથારીમાં બેઠા બેઠા ધ્યાન ધરેલું છે. તેવામાં એક પંજાબી શીખે બુલંદ નાદે 'જપજી સાહેબ' નામના ગુરૂ નાનકકૃત ધર્મગ્રંથમાંથી શીખ-પ્રાર્થના ગાવાનું શરૂ કર્યું.

'એય! ચુપ કરો!' પહેરા પરના સાર્જન્ટે હાકલ દીધી.

એણે શીખને પ્રાર્થના ગાતો અટકાવી દીધો. કારણ કે પંજાબી ભાષામાં એ શીખ રખે કેદીને કાંઇક છૂપી વાતો કહી દેતો હોય એવો એને સંદેહ આવ્યો. વિશેષ ચોકસી કરવા માટે સાર્જન્ટ મેડી ઉપર આવીને જોઇ ગયો કે કેદી

જાગે છે કે ઉંઘે છે! કેદીને એણે જાગતો દીઠો. એનો સંદેહ સબળ બની ગયો.



કેદીના મકાનની બન્ને બાજુએ ખુલ્લાં વિશાળ ગૌચરનાં મેદાનો હતાં, કે જ્યાં કિલ્લા માંહેની દેશી પલ્ટનના ગોવાળો ગાયોભેંસો ચારતા હતા. આ ગોવાળીઆ હંમેશાં પંજાબી હિન્દુમુસ્લિમ જાતના ગામડીઆ છોકરા હતા. એને પોતાની ભાષા સિવાય અન્ય એકેય ભાષા આવડતી નહોતી. પોતાના વતનમાંથી પેટગુજારા માટે દૂર દૂર ફેંકાયેલા, પોતાના ગોઠીઆઓથી વિખૂટા પડેલા અને બેગુનાહ કાળાપાણીની સજા ભોગવી રહેલા આ ગોપાલ બાળકોને પોતાનાં ગામડીઆં ગીતો લલકારવા કરતાં અધિક આનંદ અન્ય શામાં હોય? મેદાનોમાં ઢોર ચારતા ચારતા આ બિચારા કોઇ કોઇ વાર પોતાનાં દેશી ગીતો ગાતા. પરંતુ એનો સૂર સાંભળતાંની વાર જ સંત્રીની ત્રાડ છૂટતી, છોકરા દોટ મૂકી નાસી જતા, અને કેદીના મકાનની લગોલગ ચરવા આવી પહોંચેલી ગાયોભેંસોને પણ હાંકી કાઢવામાં આવતી હતી. કેમકે એ ગોવાળોનાં ગીતોમાં પણ પહેરેગીરોને કોઈ વિપ્લવની ગાથાઓ ભરેલી ભાસતી.



એક દિવસ પ્રભાતના દશ બજેલા : કેદી બીજે માળે ઓસરીમાં બેસીને વાંચે છે. અચાનક એણે એક લાકડાની બારીવાળાને ચોગાનના ઉગમણા દરવાજા પર ઊભો રહેતો

દીઠો. ભારી એણે ભોંય પર ઉતારી, માથા પરની પાઘડી ઊચકી, અંદર સંતાડેલાં બે સુંદર ગુલાબો બહાર કાઢયાં, ફૂલો હાથમાં રાખીને એણે ચારે બાજુ નજર નાખી, પણ ત્યાં કોઈ નહોતું. ફરી એણે પાઘડી બાંધી. ભારી ઉપાડી અને હાથમાં ગુલાબ લઇ ચાલ્યો. આથમણે દરવાજે જ્યાં સંત્રી ટેલતો હતો ત્યાં આવ્યો. સંત્રીને એણે પૂછ્યું કે ' ભાઇ, અંદર લાલાજીની પાસે આ મારાં ફૂલોની ભેટ લઇ જઇશ ?'

સંત્રીએ કઠીઆરાને ના પાડી હાંકી કાઢયો. કઠીઆરાએ થોડાં કદમ દૂર જઇ, ઝાડ નીચે ઉભા રહી, લાલાજીની સામે મીટ માંડીને જોયા કર્યું. પછી એણે એ ફૂલો ઝાડના થડ ઉપર ધરી દીધાં, હાથ જોડીને લાલાજીને દૂરથી નમસ્કાર કર્યા અને ચાલ્યો ગયો. થોડી વારે લાલાજીએ પોતાના મદ્રાસી રસોયાને ઝાડ પાસે મોકલી બન્ને ફૂલો મંગાવી લીધાં. પોતે લખે છેઃ ' મારે મન તો એ ફૂલો મારા દેશબંધુના પ્યારનાં પ્રતીકો હતાં.'



માર્ગ પર નીકળનારાં હિન્દી કુટુંબો કેદીનું મકાન થોડે દૂર રહેતું ત્યારથી જ પોતાની ગાડીનો વેગ ધીરો પાડી દેતાં. ધીરે ધીરે ગાડીઓ ચલાવીને કેદીના દિદાર કરવાં મથતાં. સેંકડો આંખો એ પૂજનીય શરીરની શોધમાં તીવ્ર વેગે મકાનની બારીએ બારીએ ભમી વળતી,

છૂપીચોરીથી એ ભવ્ય મુખનાં દર્શન કરી લેતી અને પહેરેગીરો વહેમ ન પામી જાય તે સારૂ ઘણે દૂર નીકળી ગયા પછી જ ગાડીઓ વેગે ચડતી.

કેદી આ બધાં કરૂણ દૃશ્યો દેખીદેખીને એક તરફ અગાધ દેશપ્રીતિથી પીગળતો, અને બીજી તરફ સત્તાની અધોગત મનોદશા ઊપર ઘૃણા અનુભવતો. જેલ-સત્તા કેટલી નીચી ઊતરી ગઇ હતી ! કેદીને સલામ ભરવી એ પણ તેમની નજરે અપરાધ હતો.

ધીરે ધીરે જેલના ગોરા દરોગાએ માઝા મેલી દીધી હતી. એનું કર્તવ્ય હતું કે કેદીનાં આરોગ્ય, આહારવિહાર અને જરૂરિયાતો વગેરેની સંભાળ રાખવી. કાયદેસર એ લાલાજીનો દરજ્જો સાચવવા અને એનો દેહ રક્ષવા બંધાયેલો હતો. પરંતુ એને મન તો રાજદ્વારી કેદી તે આખરે કેદી જ હતો, અથવા કદાચ પશુ હતો. શરુશરુમાં એ રોજરોજ મુલાકાતે આવી તબિયતના ખબર પૂછતો અને વાતો કરતો, પરંતુ પછી તો એ નીચે ઊભો રહીને, અને ઘણીવાર તો દૂર રસ્તા પર ઊભો ઊભો રાડ નાખતો—

'કેમ લાજપતરાય ! તારી તબિયત સારી છે ? તારે કાંઇ જોઇએ છે ?'

બે જ પ્રશ્નો : 'તારી તબિયત સારી છે?' તારે કાંઇ જોઈએ છે ?' બસ ફક્ત બે જ પ્રશ્નો !

પહેલા પ્રશ્નનો જવાબ જો 'હા જી!' હોય, અને બીજા પ્રશ્નનો જવાબ જો 'ના જી!' હોય, તો એ સંતોષ પામીને ગાડી હાંકી જતો; પણ જો એ અનુકૂલ પ્રત્યુત્તરોમાં કોઇ દિવસ પણ ફેરફાર પડે, તો ત્યાં ને ત્યાં રોષ અને અપમાનનું નાટક ભજવાતું. એવાં થોડાંક નાટક નીચે મુજબ ભજવાયાં હતાં:

કેદીએ વિનતિ કરી કે 'મને બર્મી ભાષા શીખવાનું દિલ છે. મારે ખરચે મને પુસ્તકો લઇ આપો.'

જવાબ મળ્યો કે 'ઉપલી સત્તા તરફથી તને બર્મી ભાષા શીખવા દેવાની મનાઇ થઇ છે.'

'કારણ ?'

'કારણ ટુંકું ને ટચ. general political ground: એકંદર રાજદ્વારી કારણસર!'



એક વાર લાલાજીએ એક મિત્રને કાગળ લખ્યો કે 'હું બિમાર છું.'

કાગળ–પત્રનો વ્યવહાર દરોગાની મારફત જ ચાલી શકતો. આ કાગળ વાંચતાં જ ધુંધવાતો ગોરો આવી પહોંચ્યો. કેદીના દરજ્જાને ભૂલી જઇને જૂઠાણાનો આક્ષેપ મૂકી બોલ્યો : 'હાં, હું જાણું છું કે તું બિમાર હોવાનો ઢોંગ કરે છે. એમ કરીને તારે તારા છૂટકારા માટે તારા મિત્રો પાસે ચળવળ ઉપડાવવી છે! તું જૂઠો છે!'

ખામોશ પકડીને કેદી બેસી રહ્યા.



'લાજપતરાય! તારી તબિયત સારી છે કે?' દરોગાએ એક પ્રભાતે રસ્તા પરથી બૂમ મારી.

નીચે ઊતરીને કેદીએ પોતાના પગના અંગૂઠા પરનું ગૂમડું બતાવ્યું; કહ્યું કે 'જોડા પહેરાતા નથી અને તેથી તાપમાં ફરવા જવાતું નથી.'

'ઠીક છે, હું મલમપટો મોકલાવું છું.'

બપોર થયા. દવા આવી નહિ. ફરીવાર કેદીએ દરોગાને સંભારી દેવા માણસ મોકલ્યો, પણ જવાબ ન આવ્યો. બીજે દિવસે સવારે રૂબરૂમાં વિનતિ કરી. રોષભર્યો જવાબ મળ્યો કે 'મહેરબાની કરીને આટલી બધી અધીરાઇ ન બતાવતો! મારે બીજાં ઘણાં કામ છે.'

તે પછીથી કેદી પોતાનાં દુઃખો અંતરમાં સંઘરીને જ બેઠો રહેતો, વિનતિ કરતો નહિ.

બ્રીટીશ પાર્લામેન્ટમાં હિન્દી સચીવ પર પ્રશ્નોનો હલ્લો ચાલ્યો : 'વિના મુકરદમે હદપાર થયેલા કાળાપાણીના કેદીને પોતાનાં સગાંવહાલાં સાથે પત્રવ્યવહાર કરવાની છૂટ છે કે?'

પેલો ફિલસુફ-રાજનીતિજ્ઞ અને શાંતિવાદી સચીવ મોર્લે જૂઠું બોલ્યો : 'હા, પરંતુ એ પત્રવ્યવહારમાં સુલેહભંગ

કરનારા સંદેશા ન પેસી જાય તે માટે તેની તપાસ રહે છે. અને અત્યાર સુધી ફક્ત એક જ કાગળ એ રીતે અટકાવવામાં આવ્યો છે.'

જવાબ દેનારી જબાન જૂઠી હતી. પત્રવ્યવહાર રૂંધવામાં તો જેલના અધિકારીએ લાલાજી પર માછલાં ધોયાં હતાં. કેવા નિર્દોષ કાગળો અટકાવવમાં આવેલા તેનો એક જ નમૂનો :

લાહોર તા. ૧૬ : અકટો : ૧૯૦૭

"માન્યવર બાબુજી,

હું અને ભાઈ આથવલે આનંદમાં છીએ, આશા રાખીએ છીએ કે તમે પણ મઝામાં હશો.

લી. માન સહિત

(સહી) જસવંતરાય"

સરકારના પ્રતિનિધિની નજરે આવા અનેક કાગળો સુલેહભંગની સુરંગ સમાન હતા, પણ એને કેદીની આંતર્વેદનાની કદર નહોતી. લાલાજીને કેવળ એટલી જ ચિંતા હતી કે 'રખેને મારા જર્જરિત પિતા મારી હાલત વિષે ભયભીત બની મારા અને માતૃભૂમિના સ્વમાનને હાનિ પહોંચાડનારૂં કોઇ પગલું ભરી નાખે!' એટલે જ એને પિતા સાથે પત્રવ્યવહારની જરૂર હતી. માત્ર કુશળ સમાચારની જ અરસપરસ અપેક્ષા હતી. પણ એવા પત્રો આવ્યા પછી ત્રણચાર દિવસ દરોગાના ટેબલ પર પડયા રહેતા. કોના

કોના પત્રો એ સદંતર રોકી રાખે છે તે પણ જણાવતો એ બંધ પડયો હતો. લાલાજી એક દાખલો ટાંકે છે :

'૩ જી નવેમ્બરે એણે મને બૂમ પાડી નીચે બોલાવ્યો; પૂછ્યું કે તારે કોઇ ધનપતરાય નામનો ભાઇ છે ? અને એ તને મળવા માગે છે ?'

'મેં કહ્યું 'હા જી, જુઓને, મારા પિતાનો કાગળ આવેલો તેમાં લખેલું કે ધનપતરાયે મને મળવાની અરજી કરી હતી અને સરકારે તે નામંજુર કરી હતી.'

'એ ચાલ્યો ગયો. હું એના પ્રશ્ન પર વિચાર ચલાવવા લાગ્યો. મેં તુરત એને વિનયપૂર્વક ચિઠ્ઠી લખી કે 'કદાચ આપે મારા ભાઈની અરજી વિષે ખબર દેનારો મારો કોઇ કાગળ રોકયો હોય, તો અગાઉ આપ કહેતા તે રીતે મને માત્ર લખનારનું નામ જણાવશો ? હું આપનો ઘણો જ આભારી બનીશ.'

'આ ચિઠ્ઠીમાં મેં કશું જ અપમાનકારક લખાણ કર્યું નહોતું. બહુ બહુ તો એ માગેલી હકિકત કહેવાની ના પાડશે એવી ધારણા મેં રાખેલી. પરંતુ વાચક ! તને કલ્પના આવી શકે છે, કે આ માણસે, મારા કરતાં ઉમ્મરે નાના અને શિક્ષણે તેમજ સામાજીક દરજ્જે મારાથી કોઇ રીતે ચડિયાતા નહિ એવા આ ગોરાએ મને પ્રત્યુત્તરમાં કેવો ધૂતકારી કાઢયો ! વળતા પ્રભાતે એ આવ્યો. હું ઉપરના રવેશમાં ઊભો હતો. નીચે સંત્રીઓ એને સલામી દેતા હતા.

એ વખતે એણે નીચે ઊભીને જ રોષભેર બરાડા પાડયા કે ‘આવા સામા સવાલો કરવામાં તું સમજે છે શું ! હું તને કાંઈ પૂછું ત્યારે ખબરદાર સામા ઊલટ–સવાલો કરતો નહિ, અસંગત સવાલો કરતો નહિ.’

‘ મેં કહ્યું ‘ મેં અસંગત ઊલટ—સવાલો પૂછ્યા છે જ ક્યારે ? શા માટે નિષ્કારણ રોષ કરો છો ?’

એણે વધુ વરાળ કાઢી : ‘ હું તારી સાથે વાદ કરવા નથી માગતો. ખબરદાર, ફરી આવું કરીશ નહિ.’

‘ એટલું બોલીને એ ચાલ્યો ગયો.’



માનવી એટલો બધો ઘાતકી બને છે, ત્યારે એના ભક્ષ થયેલા માનવી પર બેમાંથી એક અસર થાય છેઃ કાં તો એનો વીરાત્મા કાયર બની તૂટી પડે છે ને કાં એ પોતાના જાલિમ જેવો જ પિશાચ બનીને બહાર આવે છે. કારાગૃહની એકલદશા આ અધોભ્રષ્ટતાને મદદ કરનારી થઇ પડે છે. પણ લાલાજી એવી નબળી માટીમાંથી બનેલા નહોતા. એના મનઃસંસારમાં કેવળ એ પોતે અને પોતાનો જાલિમ બે જ જણાં નહોતાં વસતાં. અંગ્રેજ સરકારનું સામ્રાજ્ય ચાહે તેટલું સુવિશાળ હોવા છતાં લાલાજીના આત્મ–જગતના સીમાડાનો કબજો નહોતું લઇ શકયું. પ્રતિહિંસા, કિન્નાખોરી ને પુણ્યપ્રકોપ, એ ત્રણે લાગણીઓને ઓળંગીને એનો પ્રાણ માનવતા તથા ઇશ્વરનાં મહોજ્જવલ સ્વપ્નોમાં વિહાર

કરતો હતો. એકલદશા એણે પૂર્વે કદી જ નહોતી ભોગવી. હમેશાં સગાંસ્નેહીઓની ભરચક વસ્તીની વચ્ચે જ એના દિવસો વહ્યા હતા. એકલતા એને ખાઇ ગઇ હોત. પરંતુ એ એકાંતની ચીરાડો વચ્ચેથી વહ્યો આવતો જ્યોતિ-પ્રવાહ એણે છાનોમાનો પીધા કીધો. એ પ્રવાહ વહેવડાવ-નારાં કોણ હતાં? વેદ, ઉપનિષદ્ અને ગીતાનું અધ્યયનઃ બિલાડીનાં બે બચોળિયાં અને એક મેના.

બચોળિયાં બન્ને ભાઇબહેન હતાં. એકનો રંગ સૂંઠ સરખો, વાઘણ શો હતો ને બીજાને શરીરે કાળા પટા હતા. કેદીએ એને ખવરાવવા માંડયું. ભાઇબહેન કેદીનાં પ્રેમી બની ગયાં. પરંતુ તુરત જ કેદીને માલૂમ પડયું કે આ પ્રેમમાં કાંટા યે રહ્યા છે. એ ભાઇબહેને તો પોતાના નવા ભેરૂ પાસે રાતનો સહવાસ પણ સ્વીકારાવવા જીદ બતાવી. રાતે ભેરૂની પથારીમાં જ સુવા અને મસ્તી કરવાનો આગ્રહ રાખ્યો. કેદીની થોડી ઘણી નીંદ પણ આ નવા દોસ્તોએ હરી લીધી, કેદીએ નિરૂપાયે રાત્રિ પડતાં દોસ્તોને બીજા ઘરમાં પૂરી દેવાનું આદર્યું. પણ થોડા દિવસમાં એ ડાહ્યા દોસ્તો પોતાના માનવ-મિત્રની તાસીર સમજી ગયાં અને આપો-આપ રાતે અળગાં રહેવા લાગ્યાં. બન્નેને પરસ્પર ચાટતાં, ચૂમતાં ને ગેલ કરતાં દેખી કેદી મિનિટો સુધી જોઇ રહે અને રાજી થાય, પરંતુ કેદી કહે છે કે 'કેટલી અજબ અસંગતિ! ખાવાનું આપું તે વખતે બન્ને કેટલા ઝનૂનથી

લડી પડે! જાણે એકબીજાને ફાડી જ ખાશે. પછી મેં નબળાનો પક્ષ લઇ ખવરાવવામાં એની રક્ષા કરવાનું આદર્યું. ધીરે ધીરે એક જ કટોરામાંથી ભેળાં ખવરાવી પીવરાવી મેં એને ન્યાય અને નીતિના પાઠ ભણાવવા માંડયા. રોજ બે કલાક હું એ બન્નેનો વહીવટ કરવા લાગ્યો, બન્ને વારા ફરતાં મારી ગોદમાં બેસે, ખભા પર ચડે, હાથ ચાટે ને મમતા બતાવે. ઓહો! એ આખા મકાનમાં મને ચાહનારા બે જીવાત્માઓ જોઇને હું કેટલું સુખ અનુભવતો! ધીરે ધીરે તો તેઓ શાંતિથી ભેળાં જમતાં થઇ ગયાં. આમ એ બે જણાં વચ્ચે શાંતિ અને પ્રીતિ કેળવી શકયાનો મને ગર્વ થવા લાગ્યો.'

'મેડીના છાપરામાં આડીઓની ઓથે માળો બાંધીને એક મેનાનું કુટુંબ રહેતું હતું. એ કુટુંબ ગાયન ગાઇને મારું મનોરંજન કરતું. પરંતુ કમભાગ્યે એક સાર્જન્ટને એ પક્ષીનો શોખ લાગ્યો. માદા તો બહુ હઠીલી હોવાથી એને હાથ ન પડી, પણ એ બે બચ્ચાંને ઉઠાવી ગયો. સાંજરે મા માળે આવી, બચ્ચાંને ન દીઠાં, ગભરાઇને એણે કાળી ચીસોથી તેમ જ કરૂણ આક્રંદથી આખું મકાન ગજાવી મૂકયું. થોડા દિવસ સુધી માળાની આસપાસ ટળવળીને આખરે એણે નિરાશામાં સદાને માટે મકાન તજી દીધું. આ રીતે મારા એ ચોકીદાર કે જેનામાં અંગ્રેજ તેમ જ હિન્દી બન્ને જાતિની નરી પશુતા જ ઊતરી હતી, તેની નિર્દયતાને પ્રતાપે હું એ માયાળુ પંખીની સોબત હારી બેઠો.'

'૧૧ મી તારીખની સવારે મારાં બે બચોળિયાં મિત્રો બહાર ફરવા ગયાં હતાં, તે વખતે ઓચિંતી મારી કેદની સજા ખતમ થઇ. ત્વરાભેર મને ગાંસડાં પોટલાં સહિત સ્ટેશન ભેળો કરવામાં આવ્યો. બચોળિયાંની વાટ જોવા જેટલો પણ વખત મને ન અપાયો, કેમકે મારે માટે સ્પેશ્યલ ગાડી રાહ જોતી હતી અને પોલીસ અધિકારીઓએ મને ઉતાવળ કરવાનું કહ્યું. એ બંદીખાનું છોડી જતાં મને મારાં નાનાં બચોળિયાં દોસ્તોનો વિયોગ ઊંડી વેદના દેવા લાગ્યો. મારા કારાવાસ દરમિયાન હું કવિ બાયરનનું ' શીલોનનો કેદી ' નામનું કાવ્ય વાંચતો. તેમાંથી આ વિયોગે મને નીચેની કડીનું દુઃખદ સ્મરણ કરાવ્યું: શીલોનના કેદીએ છૂટતી વેળા ગાયું હતું કે—

' આખરે જ્યારે તેઓ આવ્યા અને મારી બેડીઓ ખોલી નાખી ત્યારે તો એ પ્રચંડ દિવાલો મને પર્ણકૂટી સમી થઇ પડી હતી—મારું સર્વસ્વ બની ગઈ હતી. મને લગભગ એમ જ લાગ્યું કે તેઓ આજ મને મારું બીજું ઘર છોડાવવા આવ્યા છે. કરોળિયા મારા મિત્રો બની ગયેલા, અને એનો ઉદાસ અબોલ જાળ-ગૂંથણીનો ઉદ્યમ મેં નિરખ્યા કર્યો હતો. ઉંદરોને મેં ચંદ્રને અજવાળે ખેલતા જોયા હતા અને આજનો વિયોગ મને એ બધાના કરતાં ઓછો વસમો કેમ લાગે ! અમે બધાં એક જ ઘરનાં નિવાસી સ્વજનો હતાં અને હું એ દરેક જન્તુની જાતને

મારવા જીવાડવાની સત્તા ધરાવતો હતો, છતાં અજબ વાત-કે બધાં સુલેહથી રહેવાનું શીખી ગયાં હતાં. મારી ખુદ બેડીઓ પણ મિત્રો બની ગઈ હતી. લાંબો સહવાસ કેવો આપણને આપણું અસલ સ્વરૂપ ધારણ કરાવી આપે છે! હું છૂટયો-પણ એક નિઃશ્વાસ નાખીને.'

'પરંતુ આ પ્રકરણ ખતમ કરતા પહેલાં જો હું મને અગાધ બળ તથા સાંત્વન દેનાર બે વિભૂતિઓને વંદના દેતાં વિસરી જાઉં તો તો હું નગુણો ઠરું. એમાં એક હતા પ્રભુ શ્રીકૃષ્ણ, મહાન હિન્દી ગુરૂદેવ જેણે પોતાની ગીતા માંહેલી અમર ગાથાઓ વાટે મને વ્યવહાર-વિદ્યાના પાઠો ભણાવ્યા; અને બીજો સુવિખ્યાત કવિ હાફીજ, જેણે મને પ્યારના તથા પ્યારને પગલે હમેશાં ચાલી આવતી વેદનાઓનાં ગાન સંભળાવ્યાં. મારી વેદનાઓ પણ પ્યાર-માંથી (સિદ્ધાંતો તથા સ્વદેશ પ્રત્યેના પ્યારમાંથી) જ જન્મેલી હતી ને તેથી જ હાફિજની આરજૂઓ ને આક્રંદ સીધાં મારા હૃદયના મર્મને સ્પર્શતાં અને મારામાં સાંત્વન ભરતાં. હાફિજને બચપણમાં પિતાજીની સાથે બેસી માણેલો તે કરતાં તો કારાવાસમાં ઘણો ઘણો વધારે રસથી માણ્યો. બીજા અનેક ગ્રંથકારો, જેમના ગ્રંથોએ મારા જીવનની આ પ્રથમ પહેલી એકલદશામાં મને સંગાથ દીધો, તેનું ઋણ પણ હું કેમ ભૂલું? જેને જેને જીવનની હરકોઈ હાલત વચ્ચે પણ આવી મહાન વિભૂતિઓનો પવિત્ર સમાગમ સુલભ છે, તેણે કદી પણ હતાશ થવાની જરૂર નથી.'

સ્વભાવે ઉગ્ર, શરીરે રોગી, સ્થિતિના અમીર અને જાહેર જીવનમાં બિલોરી કાચ શા નિર્દોષ લાલાજીએ આ સરકારી સખતાઇ અને આ અપમાનિત બંદીજીવનમાંથી પણ અપાર જ્ઞાન, શક્તિ અને શાંતિ કામ્યાં અને કારાવાસ દરમિયાન નાનાથી માંડી મોટા સુધી જેની જેની સાથે પનારાં પડયાં તેની સમાલોચના લેવામાં કેટલો સમતોલ વિવેક દાખવ્યો તેનું દષ્ટાંત તો એમણે પોતાના ગોરા દરોગાની સતાવણી પર લખીને લીધું છેઃ

'હું માનું છું કે એ સાચેસાચ દુષ્ટ નહોતો, એકંદર તો એ મારા આરોગ્ય માટે અત્યંત કાળજી બતાવતો, અને મને લાંબી લટારો લેવાનો આગ્રહ કરતો. મને ખરાબ ખોરાક મળે અથવા મને ભાવતી ચીજો ન અપાય એવી કાંઇ એની ઇરાદાપૂર્વકની ગોઠવણ નહોતી; પરંતુ ખરી વાત એ છે કે એ બિચારાને આ તપાસ રાખવાનાં સમય કે સાધન નહોતાં, વળી ત્યાર પછી એને જેલ-સુપરી. તથા સિવિલ સર્જન બન્નેની કામગરીનો બોજો વધ્યો હતો. મને નથી માલૂમ કે એને રાજદ્વારી કેદીઓની સંભાળ બદલ કાંઇ ફાલતુ ભથ્થું મળતું હતું કે નહિ. જો ન મળતું હોય તો પછી મારી સંભાળની તકલીફ સ્વાભાવિક રીતે એને ન જ ગમે. ઉપરાંત વળી રાજદ્વારી કેદીઓના સંબંધમાં એટલી બધી ખાનગી રાખવાની હોવાથી પણ એની માથાકૂટ વધતી હતી. તે ઉપરાંત એની પ્રકૃતિને વિકૃત કરનાર

મોટામાં મોટું કારણ એ હતું કે એ બિચારો જેલનો ઉપરી હતો. એને હજારો કેદીઓ સાથે કામ લેવાનું હતું. એ કેદીઓ પર એની બહોળી સત્તા હતી. એ કેદીઓ તરફ સભ્યતા બતાવવાનું આવશ્યક નહોતું. કેદીની રોજિંદી જરૂરિયાતનો એનો ખ્યાલ એણે રોજના અનુભવ ઉપરથી બાંધેલો હતો એટલે કોઈ પણ કેદી બરફ લેમન અથવા મેવાની માગણી કરી શકે એ તો એને મન ધૃષ્ટતાની અવધિ સમ હતું વગેરે.'

રાજસત્તાએ એને પીંજરે નાખી એનું જોર હણી નાખવાની ગણતરી રાખી હશે. કારાવાસના ગૌરવ તે સમયમાં હજુ સમજાયાં નહોતાં. કાચાપોચાનો જુસ્સો દબાઇ જાય એવો યુગ ચાલતો હતો. પરંતુ લાલાજી તો વજ્રમાંથી ઘડેલા હતા. બહાર આવીને એણે ઇશ્વર પાસે આવી પ્રાર્થના કરી:

'એક હિન્દુ તરીકે પ્રભુ પાસે મારી એક જ પ્રાર્થના છે કે હું ફરી ફરી આ વેદોની ભૂમિમાં અવતાર પામું અને આખી પ્રજાના કર્મ–સમુચ્ચયમાં મારાં અલ્પ કર્મોનો પણ હિસ્સો નોંધાવું.'

પોતે વિજયની કલગીથી વિભૂષિત બનીને બહાર આવ્યા. પંજાબના જાટ ખેડુતો પર કરવધારાનો જે સરકારી ખરડો લાલાજીના કારાવાસના ઉગ્ર કારણ રૂપ હતો, તે તો સરકારે પાછો ખેંચી લીધો અને છેક પાર્લામેન્ટમાં સુદ્ધાં પંજાબ સરકારની ફજેતી થઇ.

## અમેરિકામાં

બીજાં સાત ચોમાસાં એ પંચ મહાનદની ભૂમિ પર વરસીને ચાલ્યા ગયાં અને માંડલેની દુઃખ-સરાણ પર સજાઇને બહાર આવેલી તલવાર અવિરત કર્મ-રણમાં ઘૂમવા લાગી. ખૂબ ઘૂમી, ખૂબ ઘૂમી, પણ હદપારીના અને દેશનિકાલીના પગધબકારા એની પાછળ પાછળ ગાજતા હતા. પરદેશની નવી શિક્ષણ-પદ્ધતિઓથી વાકેફ થવા માટે લાલાજી જાપાન-અમેરિકા જાય છે અને પાછળથી મહાયુધ્ધ ફાટી નીકળે છે. સરકારને પંજાબમાંથી યુરોપની રણભોમ પર લઇ જવા પંજાબી નૌજવાનોનાં કદાવર કલેવરો હજારોને હિસાબે જોઇતાં હતાં. લાલાજીની હિન્દ ખાતેની હાજરી સરકારને પાલવતી નહોતી. એને અમેરિકામાં જ રોકી રખાવ્યા. દેશનિકાલી એને છેક ત્યાં જઇને ભેટી પડી અને વીરોના પણ એ વીરે એનાં જે વધામણાં કર્યાં તે પણ કાંઇ જેવાં તેવાં નહોતાં. માંડલેનો છૂટકારો તો વર્ષે બે વર્ષે પણ સંભવિત દેખાતો, પણ આંહીં તો યુદ્ધ-વિરામની આશા દૂર દૂરના ક્ષિતિજ પર કયાંયે કોર કાઢતી દેખાતી નહોતી. 'કુછ પરવા નહિ !' કહીને લાલાજીએ આ કાળાં પાણીનો અનંત સાગર તરવા માંડયો. પૈસા નહોતા. ગરીબીમાં ગળાબૂડ બન્યા. હાથે રાંધે, હાથે કપડાં ધોવે, હાથે

ઝાડુ કાઢે, ગરીબ હિન્દી શ્રમજીવીઓને ભેગા કરી રાત્રિશાળા ભણાવે, દિશાભૂલ્યા હિન્દીઓ માટે 'હિન્દ વિષેની માહિતી કચેરી' ચલાવે, વિદેશીઓની સહાનુકમ્પા મેળવવા 'હિન્દી સ્વરાજ સંઘ' સ્થાપીને ઝુમ્બેશ કરે, હિન્દને વિષે બ્રીટનના પક્ષકારોએ ફેલાવેલાં વિષ ધોવા માટે 'યંગ ઇન્ડિઆ' છાપું ચલાવે એ બધા માટે દ્રવ્ય મેળવવા ઘરોઘર ભીખે, અખબારોમાં વિશુદ્ધ લેખો લખી લખીને મહેનતાણું રળે, સભાઓ મેળવે, ચોપડીઓ લખી લખી પ્રગટ કરે, એ તમામ સાહિત્ય લખવા માટે પુસ્તકાલયોનાં સેંકડો પુસ્તકો ફેંદી ફેંદી આંકડા ને હકિકતો ઢૂંઢે અને ઢૂંઢી ઢૂંઢી લખ્યા કરે, દિવસરાત વચ્ચેના ભેદ ભૂંસી નાખીને લખે, નિદ્રાને સદાને માટે રજા આપી રાત્રિભર લેખિની ચલાવે! એના સાથી ડૉ. હાર્ડીકર આજે પણ એ અવિરત ઉદ્યમમાં મચેલ માનવ–યંત્રનું વૃત્તાંત લખે છે, જે વાંચી હૈયું દ્રવે છે.

'હાર્ડીકર! બચ્ચા! મારું આખું શરીર તૂટી પડે છે. મને ઊંઘ આવતી નથી. હું શું કરું? ઓહો! હું ઘેરે જઇ શક્યો હોત!'

એટલું બોલીને અમેરિકામાં હદપારી ભોગવતા લાલાજી રડી પડતા. એના યુવાન સાથી ડો. હાર્ડીકર શરીર દાબે, માથે તેલ ઘસે, પણ લાલાજીની આંખો જંપે નહિ. મોડી રાત થાય, હાર્ડીકર થાકે, છેવટે લાલાજી પણ નિરાશ થઇને કહે કે 'જા બચ્ચા જા! તું તો હવે

સૂઇ જા, સવારમાં તારે ઘણું કામ કરવાનું હશે. તને ક્યાં સુધી બેસાડી રાખું ? હું વાંચતો વાંચતો કંઇક ઊંઘ લેવા પ્રયત્ન કરીશ, જા ભાઈ!'

લાલાજી એકલા પડે, કલાક બે કલાક પથારીમાં પડયા રહે, પછી ઊભા થઇને વાંચવા બેસી જાય. આમ ચુપચાપ રીબાતા અને મહેનત કરીને તૂટી મરતા. એક મિનીટ પણ એણે નકામી નહોતી જવા દીધી.

અમેરિકામાં રહેનારા ઘણાખરા હિન્દીઓ અને વિદ્યાર્થીઓ મુફલિસ હતા અને હિન્દને કબજામાં રાખવા માગતા પક્ષો તરફથી હિન્દ વિરૂદ્ધનું પ્રચારકાર્ય ત્યાં ચાલુ જ હતું. લાલાજીનો લેખ છાપનાર પણ કોઇ નહોતું. એનાં વ્યાખ્યાનો ગોઠવનાર પણ કોઇ મંડળ તૈયાર નહોતું. પૈસા ક્યાંથી રળવા ? શી રીતે પ્રચારકામ પોષવું ? મૂંઝવણનો પાર નહોતો. તાબડતોબ લાલાજીએ 'તરૂણ હિન્દ' નામનું પુસ્તક લખી કાઢયું. એના અભિપ્રાયો અખબારોમાં છપાયા. આઠ મહિનામાં એની પ્રથમાવૃત્તિ ઉપડી ગઇ. ધીરે ધીરે અમેરિકાની પ્રજાએ એને પિછાન્યા. એની કલમને અખબારોમાં જગ્યા મળવા લાગી. એનાં ભાષણો ગોઠવાવા લાગ્યાં. કલબો, શાળાઓ અને યુનિવર્સીટીઓ એને વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાન દેવા નોતરતી થઇ. અને 'તરૂણ હિન્દ'નું પુસ્તક તો તાબડતોબ ઇંગ્લાંડમાં જપ્ત થઇ ગયું તે છતાં એક પ્રત એના કિનારા ઉપર પહોંચી ગઇ. લંડનની 'હોમ રૂલ લીગ' શાખાએ એ

પુસ્તક કર્નલ વેજવૂડની પ્રસ્તાવના સાથે પ્રગટ કર્યું, વેજવૂડે પોતાને જ ખર્ચે એની અકકેક પ્રત પાર્લામેન્ટના એકેએક સભાસદના હાથમાં પહોંચાડી અને પરિણામે એની વધેલી ખ્યાતિએ લાલાજીનાં લખાણોની માગ વધારી મૂકી.

કેટલી પ્રચંડ ગતિએ લાલાજી લખતા વાંચતા! 'યંગ ઇન્ડીઆ' પછી બીજું 'ઇગ્લાંડનું હિન્દ પ્રત્યેનું કરજ' એ નામનું હકિકતોથી ભરપૂર પુસ્તક બહાર પાડ્યું. પછી જ્યારે એણે સાંભળ્યું કે હિન્દે બ્રીટનને મહાયુદ્ધમાં ખર્ચવા માટે દોઢ કરોડ રૂપિયાની મફત ભેટ આપી દીધી, ત્યારે તો એનો પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો. એણે એક જ બેઠકે, ખુરસી પરથી ઊઠયા વિના 'મુખ્ય પ્રધાન લોઇડ જ્યોર્જને ખુલ્લો પત્ર' ઘડી કાઢયો; ત્રણ દિવસમાં તો એની નકલો છાપાંમાં પહોંચાડી દીધી, અને તે પછી આવ્યો હિન્દી વજીર મી. મોંટેગૂનો વારો. ડૉ. હાર્ડીકર લખે છે કે અમે સહુ ન્યુયોર્કથી વીસ માઇલ દૂરની સેલગાહે જતા હતા, નાની નૌકાના તૂતક પર અમે બેઠા બેઠા સમુદ્રની રમ્યતા નિહાળતા હતા, પરંતુ લાલાજીને સૃષ્ટિસૌંદર્ય જોવાનું દિલ નહોતું; એણે કહ્યું કે 'હાર્ડીકર! લખ, હું લખાવું.' મંડયા લખાવવા. સાંજે પાછા આવ્યા ત્યારે એ લાંબો કાગળ તૈયાર હતો.

અનેક તો પત્રિકાઓ લખી કાઢતા. એક લખ્યું 'India a Graveyard : હિન્દ, એક કબ્રસ્તાન.' એની એક લાખથી વધુ પ્રતો કઢાવી અમેરિકામાં વિનામૂલ્યે વહેંચી.

એનાં ઇટાલીઅન, સ્પેનીશ, જર્મન, રશીઅન, ફ્રેંચ, ફારસી આદિ ભાષામાં અનુવાદો ઊતર્યા.

એક વાર અમેરિકા રાજ્યની પરદેશ સાથેના સંબંધોની સમિતિએ પરાધીનતામાં પિસાતી નાની પ્રજાઓના આત્મ-નિર્ણયનો પ્રશ્ન હાથ ધર્યો હતો. લાલાજીને એ માટે નિવેદન તૈયાર કરવું હતું. એક જ રાતમાં એણે બાર છાપેલાં પાનાં જેટલું લખાણ લખી કાઢી પ્રભાતે વોશીંગ્ટન નગરમાં એ સમિતિ પર પહોંચાડયું.

હકિકતો એના ભેજામાં ભરપૂર હતી. આંકડાઓ એની આંગળીઓના વેઢા પર રમતા હતા. અને કઇ માહિતી કયા પુસ્તકમાં કયે પાને જડશે તેના પોતે વાકેફગાર હતા. કયાંથી શું મેળવી લાવવું એની અચૂક માહિતીઓ પોતે પોતાના મંત્રીઓને પૂરી પાડતા.

ઝુમ્બેશ ! ઝુમ્બેશ ! અપ્રતિહત કાતિલ ઝુમ્બેશ ! અને યુરોપએશિયાનાં દોડમદોડ પર્યટનોઃ પાંચ વર્ષ એ ચક્કી પીસી; પીસી પીસીને બચ્ચરવાળ બુઢ્ઢી માતાની માફક એ બુજરગે અનેક હિન્દી યુવકોને ગદરાવ્યા. છતાં પોતે પોતાના પેટ-ગુજારા માટે એ કમાઇમાંથી એક પાઇ પણ સ્વીકારવી શિવનિર્માલ ગણી. ઘેરથી પુત્ર મોકલતો તે પર નભતા. યુદ્ધના સંજોગોમાં એ પૈસા ગણતરી મુજબને સમયે ન પહોંચે તો મુંઆઇને રડતા. અને છતાં તે ટાણે કોઇ હિન્દી યુવક આવીને ગરીબી ગાવા લાગે તો ગજવામાં હાથ નાખીને

છેલ્લો શીલીંગ સુદ્ધાં એને આપી દેતા. એ માટે લાલાજીની આ બીજી વારની હદપારી પણ બ્રીટનને ભારે પડી ગઇ. એના શાસનને આ કેદીએ ઢોલ પીટાવી પીટાવીને જગજાહેર કર્યું. આ હદપારે તો પાંચ વર્ષમાં હિન્દના પ્રશ્નને આંતરરાષ્ટ્રીય મહત્તા અપાવી દીધી. અને યુદ્ધ વિરમતાં પાછા વળ્યા ત્યારે કેટલું અવિજેય જોર, કેટલો અદમ્ય ઉત્સાહ, કેટલો ભીષણ નિશ્ચય લઇને એ હિન્દને કિનારે ઊતર્યા! મુંબઇનગરી એને માન આપવા મળી હતી તેની સમક્ષ એણે આમ કહ્યું :

'મારા કાર્યની પવિત્રતામાં પૂર્ણ શ્રધ્ધાભેર હું પાછો સ્વદેશ આવું છું.'

'પૃથ્વી પર એવી કોઇ શક્તિ નથી કે જે આપણને આપણા હક્કો પાછા હાથ કરતા અટકાવી શકે.'

'બીજાઓ આપણી ઇચ્છા વિરૂદ્ધ આપણી પાસેથી ઝૂંટવી જાય તે કરતાં તો આપણે મેદાનમાં મરી ખૂટશું.'

'આપણે ટુકડા નથી જોઇતા, આત્મા જોઇએ છે.'

'આ છ વર્ષ દરમ્યાન હું આખી પૃથ્વી ઘૂમી વળ્યો છું. જગતની ત્રણ આત્મશાસિત મહાપ્રજાઓને—જાપાન, અમેરિકા અને ઇંગ્લાંડને—મેં નિરખી લીધી છે. અને હું તમને ખાતરી આપું છું કે કદાચ વર્તમાન જ્ઞાનની આવશ્યકતા બાદ કરતાં આપણે એમાંના કોઇથી ઉતરતા નથી. જીવનના જાહેર કે ખાનગી, કોઇપણ અંગ પરત્વે આપણે જગતની કોઇ પણ પ્રજા

કરતાં કમ નથી. આપણે શામાં ઉતરતા છીએ ? ઐકય સાધવાની શકિતમાં, અર્વાચીન સાધનોને અનુકૂળ થવાની સમાધાનવૃત્તિમાં, અને વર્તમાન રાજનીતિના કૌટિલ્યમાં.'

## અસહકારને ઊંબરે

વીરાંગના વીરને શોધે એમ ગિરફતારી હજુ પણ લાલાજીની શોધે ચડી હતી. અને આ વખતે તો એ જ વરસોને ટૂંકે ગાળે એણે એ વીરને પકડી પાડયા.

૧૯૨૨ના ડીસેમ્બર માસની ૩ જી તારીખ હતી. નાગપૂરની મહાસભામાં અસહકાર મંજૂર થઇ ગયો હતો. જેલોમાં હિન્દી નૌજવાનો અને નેતાઓ કીડાની માફક ખદબદતા હતા. પંજાબમાં સભાબંધીનો કાનૂન ચાલતો હતો. લાહોરમાં મહાસભાની સમિતિ બંધબારણે બેઠી હતી. ચાલીસ સભ્યો સિવાય કોઇને પણ—પટાવાળા કે કારકુન સુદ્ધાંને પણ લાલાજીએ હાજર રહેવા દીધા નહોતા. એ રીતે આ સભા સાર્વજનિક સભાબંધીના કાનૂનની ચુંગાલમાં કોઇપણ ન્યાયે આવી શકે તેવું નહોતું. લાલાજી નિશ્ચિંત હતા.

ત્યાં તો પોલીસના હાકેમની સાથે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ મેજર ફેરાર આવી પહોંચ્યા. મહાસભાના મકાન ફરતો ઘેરો ઘાલ્યો અને મેજીસ્ટ્રેટે આજ્ઞા દીધી કે 'આ જાહેર સભા છે. મારો આદેશ છે કે આ સભાને વિખેરી નાખો.'

પ્રમુખની ખુરસી પરથી લાલાજીએ જવાબ દીધો: 'હું આ સભાના પ્રમુખ તરીકે કહું છું કે આ સભા જાહેર નથી. અને તેથી હું એને વિખેરવાની ના પાડું છું.'

'આ આદમી કોણ છે?' મેજીસ્ટ્રેટે કોઇને ધીરે અવાજે પૂછ્યું.

'હું લાજપતરાય છું—હું આ સભાનો પ્રમુખ છું. હું જાહેર કરૂં છું કે આ સભા ખાનગી છે. છતાં તમારે મને ગિરફ્તાર કરવો હોય તો આ રહ્યો હું.'

એટલું કહીને લાલાજી પોતાના ચાલીસ સાથીઓ તરફ ફર્યા ને બોલ્યા 'તમારામાંથી જેને જવું હોય તે સુખેથી ચાલ્યા જજો. હું એકલો આ હુકમનો અનાદર કરીને સભા ચલાવવા માગું છું.' ચાલીસમાંથી એક પણ સભ્ય ન જ ચસક્યો. એ મૂંગો પ્રત્યુત્તર પોલીસને માટે પૂરતો જ હતો. હાજર રહેલામાંથી પ્રમુખને કેદ પકડી લીધા, રાજદ્રોહી સભાનો કાયદો લાગુ પાડી લાલાજીને છ માસની સજા કરી; બીજી કલમ ૧૪૫મી લાગુ પાડી એક વર્ષની સખત મજૂરી સાથેની કેદ દીધી. એ સમયે એ ગુજરગ વીરે પોતાના દેશવાસીઓ પ્રતિ આવો સંદેશો મોકલાવ્યો:

'હું તો અમેરિકાથી નીકળતી વેળા જ વિચારતો હતો કે જેલની બહાર હું થોડોક જ વખત રહીશ. હું તો મારી ગિરફ્તારી પર ખુશ છું, કેમકે મારૂં ધ્યેય પવિત્ર છે. મેં જે કાંઇ કર્યું છે તે આત્મા તેમ જ પરમાત્માની ઇચ્છાને અનુકૂળ જ કર્યું છે. મારો માર્ગ નીતિનો જ છે એથી મને વિશ્વાસ છે કે આપણા ઉદ્દેશની સિદ્ધિમાં જરૂર આપણને સફળતા મળશે. મને એ પણ આસ્થા છે કે હું જલદી જલદી પાછો આવી તમારી સેવા ઉઠાવીશ. અથવા કદાચ એમ ન બને તો પણ હું તમને ખાતરી આપું છું કે હું મારા માલિકની સન્મુખ ખડો થઇ જવા પણ આતુર છું. હું તો એક કમજોર માનવી છું. મારામાં મહાત્મા ગાંધીના જેવી પવિત્રતા નથી. ઘણી વાર હું મારા ગુસ્સાને રોકી શકતો નથી. હું એમ પણ નથી કહી શકતો કે મારા દિલમાં કોઇ વાંચ્છના કામ નથી કરી રહી. અલબત, હું આટલું કહી શકું છું કે મેં મારા સ્વદેશની અને મારી જાતિની સેવાને હમેશાં મારી સન્મુખ રાખેલ છે અને જે કાંઇ કર્યું છે તે એ જ ધૂનમાં કર્યું છે. હું જાણું છું કે કર્તવ્યપાલનમાં મેં ઘણી ઘણી ભૂલો કરી છે અને વારંવાર મારા ઘણા દેશવાસીઓ પર આકરા હુમલા કર્યા છે. હું એ સર્વની ક્ષમા માગું છું. તેઓ સહુ–અને ખાસ કરીને મારા વિનીત તથા આર્યસમાજી ભાઇઓ મને માફી આપે એજ મારી યાચના છે.



'પંજાબના નૌજવાનો, એક શબ્દ હું તમને સંભળાવવા માગું છું : તે એ છે કે પરીક્ષાઓ પસાર કરવી એ તમારી ઝીંદગીનો અંત નથી. જે મનુષ્ય પોતાની જ ઇજ્જત અને પોતાના જ આત્મસન્માનના ખયાલોમાં ઝકડાઇ રહેલો છે, તે મનુષ્ય નથી, હેવાન છે. જો ઉચ્ચ ભાવોને દબાવીને એશારામમાં જ જિંદગી વીતાવી નાખીશું તો એ જિંદગી આપણે માટે મોતથી પણ અધમ બની જશે. હું હરગિજ નથી કહેતો કે તમે વધુ પડતા જોશથી કામ લો. પણ ઓછામાં ઓછી બે વાતો તો જરૂર કરો : ખાદી પહેરો અને શાહજાદાનો બહિષ્કાર કરો.

'પંજાબની દેવીઓ ! મને ખબર છે કે તમારા અંતરમાં પણ પ્રજાસેવાનો અગ્નિ સળગી રહેલ છે અને એ સેવા ઉઠાવવામાં તમે તમારી સ્વતંત્રતાની પણ પરવા નથી કરતી. તમારામાંથી ઘણી બહેનો કેદમાં જવા માટે પણ તૈયાર છે. પરંતુ બહેનો ! અહીંનાં જેલખાનાં તો શયતાનનાં રહેઠાણ છે. ત્યાં બદમાશી અને હરામીનું પરિબલ છે. માટે તમે એ ખયાલ છોડી દઇને શુદ્ધ સ્વદેશીના પ્રચારથી તેમજ ઉપયોગથી તમારા દેહને પવિત્ર કરી કાઢો. ઉપરાંત આપણા જે ભાઇઓ નાનાં બચ્ચાંને મૂકીને જેલમાં જાય છે તેની ગેરહાજરીમાં તમે એ બચ્ચાંની રખેવાળી પણ કરી શકો છો.

'દેશવાસી ભાઇઓ ! હું હવે વિદાય લઉં છું. હું તો પરમ શ્રદ્ધા લઇને જાઉં છું, કે મારા પ્યારા દેશની અને

મારી પ્યારી કોમની ઇજ્જત તમારા હાથમાં છે. 'વન્દેમાતરમ્' પત્ર અને 'તિલક રાજનીતિશાળા' એ બે મારાં બચ્ચાં છે. એ હું તમને ભળાવી જાઉં છું. મહાસમિતિના જે ભાઇઓ લાહોરમાં હાજર હોવા છતાં આજની સભામાં નહોતા આવ્યા, તેને મેં પોતેજ ગેરહાજર રહેવાનું કહેલું કે જેથી આપણું કાર્ય ચાલુ રહી શકે.

લી. તમારો પ્રેમી

લાજપતરાય

## અભય

વેદના ગાનારાઓએ સપ્તસિંધુને તીરે બેસી 'અભય'ની ગાથાઓ લલકારી. મા ભૈઃ મા ભૈઃ ડરીશ ના! કોઇથી ડરીશ ના! એવા મંત્રો ગવાડયા. 'અભય'નું એ ગાન વિશ્વનું મહાગાન મનાયું છે. અન્ય એકેય ધ્વનિ એ 'અભય'ના નાદ થકી ઉંચેરો જાણ્યો નથી. 'અભય' સિવાય અન્ય મૂક્તિ પણ સરજાયેલી નથી. જગતનો મનુષ્ય પગલે ને ડગલે ભયભીત બની જીવતા નરકનો અનુભવ કરે છે. માનવી જ્ઞાતિથી ને જાતિથી ડર્યો છે, ધર્માચાર્યોથી કંપ્યો છે, રાજસત્તાથી

થરથર્યો છે, વિરોધીઓના નિંદાપ્રલાપથી એ નાહિમ્મત બન્યો છે, ભય પામીને એણે પોતાની એબો છુપાવી છે, વિચાર–સ્વાતંત્ર્યને રૂંધ્યું છે, મનની નબળાઇને ભલમનસાઇના રંગે રંગા છે, અને સ્વાર્થસિદ્ધિને વ્યવહારકુશળતાનાં વસ્ત્રો પહેરાવ્યાં છે. સંસાર આવા ક્ષુદ્ર મનુષ્યોથી ખદબદી રહ્યો છે. કોઇ કોઇ પુરુષસિંહ પાકયો છે, કે જેણે વેદ–ગાયેલા એ 'અભય'ને જીવનમાં ઝીલ્યું હોય. લાલાજીના જીવનની પલેપલ એ અભય–નાદને સાર્થક કરી ગઇ છે. જીવનના એકેએક ક્ષેત્રમાં કોઈની શેહમાં અંજાઇ જઈ પોતાને સૂઝેલું સત્ય ઉચ્ચારી કાઢતાં એ અટકયા નથી. એની સમાધિ પર બસ એક જ બોલ લખાવો ઘટે છે–અભય !

જીવનમાં પહેલીવાર એ નિર્ભયતાનો નાદ એણે ૧૮૮૮માં ત્રેવીસ જ વર્ષની યુવાન વયમાં ઉચ્ચાર્યોઃ પોતાના રાજકારણી ગુરૂદેવ સર સૈયદ એહમદની સામેઃ એકત્રિત આર્યાવર્તનાં સ્વપ્નાં સેવનાર, હિન્દુ અને મુસલમાન કોમને પોતાની જમણી ને ડાબી આંખો કહેનાર અને દયાનંદે વેદ માટે કર્યું તેવી રીતનું કુરાનનું બુદ્ધિગમ્ય વિશાળ ભાષ્ય તૈયાર કરનાર એ મહાન મુસ્લિમ સૈયદ એહમદ લાલાજીના આરાધ્ય દેવતા હતા. એને ચરણે બેસીને પિતાપુત્રે હિન્દી રાષ્ટ્રવાદની દીક્ષા લીધેલી. પરંતુ ૧૮૮૫માં મહાસભાનો પાયો નખાયા પછી એક દુર્ભાગ્ય–દિનનો સૂરજ ઉગ્યોઃ સૈયદ એહમદને ' સર ' ની પદવી મળી. એણે પાસું બદલ્યું.

કુરાનના ઉદાર અર્થ કરવા છોડીને એ પુરુષ કોમી ઝનૂન જાગૃત કરવા બેઠા. ઐકયનું સ્વપ્ન ઊડી ગયું. વીસ વરસના લાજપતે જોયું કે પોતાની આરાધ્ય પ્રતિમાના ટુકડા થઇ ગયા. એણે સર સૈયદ પર ખુલ્લા પત્રો લખ્યા; સર સૈયદની નવી પ્રવૃત્તિને એણે ધિક્કારી કાઢી. પરંતુ એ ધિક્કાર કોઇ દુશ્મનનો, ગુસ્સા ને દ્વેષથી ભરેલો સસ્તો ધિક્કાર નહોતો, એ તો ઘવાયેલા મિત્ર–હૃદયના રૂધિર વડે લખાએલો, બહુમૂલો તિરસ્કાર હતો.



‘ કોણુ છે આ લાજપતરાય ? ’ તાડૂકીને એક આદ-મીએ કરડો અવાજ કાઢયો.

એ અવાજ ફિરોઝશા મહેતાનો હતોઃ ઇ. સ. ૧૯૦૪ નું વર્ષ હતું : મુંબઇ મુકામે મહાસભા મળી હતી. મુંબઇના સિંહ સર ફિરોઝશાની આણુ વર્તતી હતી. એના પ્રભાવશાળી વ્યક્તિત્વના તાપમાં દેશના તમામ નેતાઓનું તેજ કરમાતું હતું. પોતાની દલીલશક્તિના અગ્નિ વડે એ પુરુષ સહુ કોઇને ડારતા હતા, એની સામે ઊઠનારની આબરૂના કાંકરા થઈ જતા હતા. પરંતુ આ અધિવેશનમાં એને પોતાનો પ્રતિસ્પર્ધી લાધ્યો. વિષયસમિતિની બેઠકમાં મહાસભાના બંધારણનો પ્રશ્ન સળગ્યો હતો. વૃદ્ધ ફિરોઝશા શહેનશાહી અવાજે તાડૂકી ઊઠયા કે ‘ મારા મંતવ્ય ઉપર આટલી ધૃષ્ટ ટીકા કરનાર આ લાજપતરાય કોણુ છે ? ’

' હું છું એ લાજપતરાય!' કહેતો ચાલીશ વર્ષનો પંજાબી નેતા એક ખૂણામાંથી વિદ્યતવેગે ખડો થઇ ગયો. એની મુખમુદ્રામાં હિમ્મત અને ગૌરવ ઝલકી રહ્યાં હતાં: પંદર મિનિટ સુધી એણે ફીરોઝશાના પંથભૂલ્યા વિચારો પર વાગ્ધારા ચલાવી. વિનયનો દોર ચૂકયા વગર એના એકેએક મુદ્દાને તેજસ્વી દલીલોથી ચૂર્ણ કર્યો. ફિરોઝશાએ જીવનમાં પહેલી જ વાર તે દિવસે હાર ખાધી.



' અભય 'નાં મૂલ ચૂકવવાં અઘરાં હતાં. એ દિવસોમાં આજીજી, અરજી અને કૃપાયાચનાના ઠરાવો થતા હતા. પરંતુ કાશીની મહાસભામાં એ ભિક્ષા–યુગના કાળની અંદર ૧૯૦૫ની સાલમાં લાલાજીએ પંજાબમાં વર્તતી દમન–નીતિ પર પોતાની તલવાર શી તાતી તિરસ્કાર–ધારા ચલાવી. એ ' અભય 'નાં મૂલ એણે છ માસ સુધીની હદપારી વડે અને માંડલેના કારાવાસની વેદનાઓ વડે ચૂકવ્યાં. છ માસે છૂટી થતાં જ એ તલવાર મ્યાનમાંથી બહાર ખેંચાણી. એની ધાર બુઠી થવાને બદલે પીડનોનું પાણી પીપીને અધિક તેજીલી બની.



પોતે ઇંગ્લાંડ ઉપડયા છે. ૧૯૦૮નું વર્ષ છે: બ્લેક-બર્નના સભામંડપમાં લેંકેશાયરનો શ્રોતાવર્ગ ઠાંસોઠાંસ ભરાયો છે. લાલાજી જાણે છે કે હિન્દ ઉપર સાચું શાસન લેંકેશાયર અને માન્ચેસ્ટરનું જ ચાલી રહ્યું છે, પાર્લામેન્ટ

અને પ્રધાનમંડળ આ બે નગરોના મીલ-માલેકોની ભ્રકૂટીની કમાન પર ચાલે છે, અને અગાઉ કોઇ હિન્દીને મોંયેથી આ સુંવાળી ચામડીના હિન્દશોષક વેપારીઓએ અસભ્ય બોલ સાંભળ્યો નથી : સાંભળે તો સહન કરે કે કેમ તેનો સંદેહ છે. છતાં લાલાજી તો 'અભય'નો પ્યાલો પી કરીને મસ્ત હતા. પોતાનું શું થશે તેની એને ખેવના નહોતી. એ બોલ્યા : વેદનાના સ્વરો થકી ગુંજતા અવાજે એણે અંગ્રેજી વાણી પરનું પોતાનું પ્રભુત્વ વહેતું મૂક્યું : 'હું આંહીં બ્રીટીશ પ્રજા કે બ્રીટીશ સરકારની પાસે કશું ભીખવા માટે નથી આવ્યો. કેમકે હું માનું છું કે મારા દેશને ભીખવાથી અથવા પ્રાર્થના કરવાથી કશું નથી મળવાનું. હું તો આંહીં આવ્યો છું તે ફક્ત તમને જણાવવા માટે, કે તમારૂં મહાબ્રીટન હિન્દ તરફ કેવી રીતે વર્તન ચલાવે છે અને હિન્દને કેવી રીતે લૂંટે છે !'

આ શબ્દો પૂરાં વીસ વર્ષ પૂર્વે બોલાયા હતા. શત્રુના ઘરના ઊંબરમાં ઊભીને ઉચ્ચરાયા હતા.



મહાત્મા ગાંધીજીની બોલબાલા હતી. 'બાપુ'નો પડ્યો બોલ દેશભરમાં ઝીલાતો. એ પુરુષની નરમાશની અંદર પણ એવું તેજ સંઘરાયું હતું, કે ભલભલાઓના હોઠ ફફડીને અણઊઘડ્યા રહેતા. એ પ્રતાપ કરડી મુખમુદ્રાનો, કતલ કરતી જીભનો કે સામાની પ્રતિષ્ઠા હણતી એકચક્રી કાર્ય-પદ્ધતિનો ફીરોઝશાહી પ્રતાપ નહોતો, પણ વિશુદ્ધ જીવનના

આત્મસમર્પણનો સત્યાગ્રહી પ્રતાપ હતો. તેથી જ એની સામે બોલવા ઊઠવું એ ૧૯૨૦ ના એના દેશવ્યાપી સત-દાવાનળને સમયે સહેલું નહોતું. એવે ટાણે કલકતાની અસાધારણ મહાસભાના અધિવેશનમાં અસહકારનું સમર્થન કરતાં મહાત્માજી બોલ્યા કે 'હું સ્વરાજ કરતાં પણ રામરાજનો પક્ષકાર છું. જો પંજાબના હત્યાકાંડનું અને ખિલાફતના અન્યાયનું પ્રાયશ્ચિત્ત બ્રીટીશ સરકાર કરી કાઢે અને એ બે મુદ્દાઓ ઉપર પ્રજાને સંતોષી લે, તો મારે એની સામે કશું કહેવાનું રહે નહિ વગેરે.'

'ના જી!' કહેતા લાલાજી પ્રમુખસ્થાનેથી ઊછળી પડ્યા, 'મારે તો સ્વરાજને જ ખાતર સ્વરાજ જોઇએ છે. પરદેશીઓ છો ને દેવના દીકરા હોય, છો ને એમની સામે આપણે એક પણ ફરિયાદ ન હોય, છતાં મારે તો હિન્દના ઉપર હિન્દીનું જ રાજ જોઇએ છે. મારે રામરાજ નથી ખપતું.'

ગાંધીયુગના તપતા મધ્યાહ્નને બોલાએલા આ શબ્દો છે.

Brutally frank : નિષ્ઠૂરતાપૂર્વક નિખાલસ : એ એમણે પોતાને માટે તેમજ પોતાની સમસ્ત પંજાબી ઓલાદને માટે સ્વીકારેલું વિશેષણ પોતાના જીવનના આખરકાળ સુધી સાર્થક કરી બતાવ્યું છે. લોઇડ જ્યોર્જને ખુલ્લો પત્ર લખ્યો, મોન્ટેગૂને લખ્યો, અસહકારના ભરસંગ્રામમાંથી વિનીતોના દળ ઉપર હૂમલો કર્યો, સાઇમન કમીશનના સત્કાર વિરૂધ્ધ વરિષ્ટ ધારાસભામાં ઉત્તમોત્તમ વ્યાખ્યાનોની પંક્તિમાં બેસે

તેવું વ્યાખ્યાન આપતાં સરકારની બાજી પર બોલ્યા, અથવા તો લખનૌની મહાસમિતિ વેળા સ્વાતંત્ર્યવાદના દેવ-યુગલ જવાહર–સુભાષ પર ટીકા કરી : તે તમામમાં એ જ 'અભય' ગાજી રહ્યો છે. એ જ વજ્રટંકાર સંભળાય છે. અને એ નિખાલસપણાની રમૂજી આંકણી પોતે સ્વયમેવ કરી કાઢી છે કે 'I have already earned a name for being tactless and indiscrect: વ્યવહારશૂન્ય અને બેવકૂફ તરીકે તો મેં કયારનું યે નામ કાઢયું છે.'

પરંતુ નિખાલસપણું-સ્પષ્ટવકતૃત્વ એટલે ઉધ્ધતાઈ નહિ. ત્રીસ કરોડ લોકો અરધી સદી સુધી તુંડમિજાજીને પોતાની આગેવાનીની કલગી ન જ પહેરાવી રાખે. બોલવું કંઇક અને આચરવું બીજું કંઇક, એવા દંભનાં–છલનાં શાસન આર્યાવર્ત જેવા મહાન દેશનાં મનુષ્યો પર વિશેષ ચાલ્યાં નથી. નિખાલસપણાનો અધિકાર આટલી વાતો માગી લે છે : બોલ્યા મુજબનું આચરણ: નિઃસ્વાર્થી કારકીર્દિ : અંગત કડવાશ વિનાની ખલાડી–નીતિ : પોતાના મતસમર્થન પૂરતો વિશાળ અનુભવ અને ઊંડો અભ્યાસ : સત્ય સૂઝવાની ક્ષણે જ દોષોનો સ્વીકાર: સત્ય સૂઝાડનારની સરદારી નીચે અદના સિપાહી બનીને આત્મસમર્પણને પંથે નીકળી પડવાની નિરાભિમાનતા : ને સર્વોપરિ તો નિષ્કલંક ચારિત્ર. લાજપતરાયનું જીવન–સરવૈયું કાઢનારાઓ એકસ્વરે બોલી ઊઠયા છે કે એની કારકીર્દિમાં આ તમામ ગુણોનો સંયોગ થતો હતો.

## ઔદાર્ય

ઈ. સ. ૧૯૦૭ માં જ્યારે લાજપતરાય એક સૈકા-જૂના કાયદાના બહાના નીચે પહેલવહેલા રાજદ્વારી કેદી તરીકે હદપાર થયા અને માંડલેમાં ગિરફતાર પડ્યા, ત્યારે એના આર્યસમાજી સાથીઓને હાથે એને અન્યાય મળેલો : એની સામે એક પણ ગુનો પુરવાર નહોતો થયો. એના ઉપર એક પણ આરોપ નહોતો મૂકવામાં આવ્યો. કોઈ સાક્ષી પૂરાવો રજૂ નહોતો થયો. પોતાનો બચાવ કરવાની તક એને નહોતી અપાઈ. ઓચીંતા એક દિવસ પ્રભાતે લાહોરની પોલીસે એને ફોસલાવી એની જ મોટરગાડીમાં ઉઠાવ્યા. સ્પેશ્યલ ગાડી જોડી, પડદા વીંટી, સુસવાટાવેગે માંડલે પહોંચાડી દીધા ત્યાં એનું જીવન અપમાનભર્યાં આચરણ વડે રીબાયું. એનું કુટુંબ રઝળતું થયું. એના વૃદ્ધ પિતાની પાછળ જાસૂસો ગોઠવાયા. એનો પત્રવ્યવહાર રૂંધાયો. તે વખતે એના મિત્રોની ફરજ તો હતી એની નિર્દોષતા ગજાવવાની. એના જ દ્રવ્યથી તેમજ એના જ પ્રયાસથી પોષાયેલા આર્યસમાજનું કર્તવ્ય તો એના પરનો અખંડ વિશ્વાસ તે સમયે પુકારી ઊઠવાનું હતું. તેને બદલે આર્યસમાજના આગેવાનોએ શું કર્યું ? પંજાબના ગવર્નર પાસે એક પ્રતિનિધિમંડળ મોકલ્યું: એ પ્રતિનિધિ-

મંડળે સરકારને જાહેર કર્યું કે લાજપતરાયની સાથે અમારા સમાજને કશો જ સંબંધ રહ્યો નથી. એટલે કે આડકતરી રીતે તેઓએ પોતાના નિષ્પાપ ભેરૂના શિર પર એની રાજકારણી પ્રવૃત્તિઓ પરત્વે તિરસ્કાર ઢોળ્યો. એમ કરવામાં કદાચ તેઓની મતલબ આર્યસમાજને સરકારી દમનનીતિના પંજામાંથી ઉગારી લેવાની હશે. પરંતુ ઉગાર શોધવા જતાં આર્યસમાજના સ્થંભ લાજપતરાયનું બલિદાન દેવાયું. જ્યારે લાલાજી દેશવટેથી પાછા ફર્યા ત્યારે એને આ કિસ્સાની જાણ થઇ. સરકારી સિતમ કરતાં વધારે મોટો આઘાત એને આ મિત્રોના કાર્યથી લાગ્યો. બાબુ બિપીનચંદ્ર પાલ લખે છે કે 'આવા સંજોગોમાં, જે મિત્રોનો ધર્મ એને પડખે ઊભા રહી એના સત્ય અને સ્વાતંત્ર્યની આરાધનાને કારણે એના પર આવી પડેલી શિક્ષામાં સાથ કરવાનો હતો, તેજ મિત્રોને ઊલટા ખસી જઇ તિરસ્કાર દેતા દેખ્યા પછી પણ ક્ષમા આપવી, એવી મનની મોટપ તો ભાગ્યેજ બીજા કોઇને માટે શકય હશે. પણ લાજપતરાયને તો મેં એ મિત્રો તરફ લેશ માત્ર પણ કડવી લાગણી ધરાવતા દીઠા નથી.'

એ મનમોટપ કેવી હતી? લાલાજીના શબ્દો જ જવાબ દેશેઃ—

'કેટલાક લોકો કહે છે કે મારી ગેરહાજરીમાં આર્યસમાજે મારા પ્રત્યે દિલસોજી નથી દાખવી; અને આજે પણ મારા પર એક કાગળમાં લખાઇ આવ્યું છે કે જો આર્યસમાજીઓની

મારા પ્રત્યે સહાનુભૂતિ ન હોય તો મારે જલદી એનાથી છૂટા થઇ જવું. ઈશ્વરની સાક્ષીએ હું કહું છું કે હું આર્યસમાજમાં આગેવાનીને લોભે નહિ પણ મારા જીવનને પવિત્ર બનાવનારા એના સિદ્ધાંતોને ખાતર જ દાખલ થયો હતો. જો મેં એને માટે કશું કર્યું હશે, તો તેથી મેં મારા જીવનને વિશુદ્ધ બનાવ્યું છે. જે કાંઇ અલ્પ શુભ તત્ત્વ હું આજે ધરાવું છું તે મારાં માતપિતાને તથા આર્યસમાજને જ આભારી છે. × × × માટે એ હજારોમાંથી જો કોઇએ પણ મારી નિન્દા કરી હોય, તો આ વ્યાસપીઠ પરથી પ્રભુની સાક્ષીએ હું એને ક્ષમા આપું છું. આજે વિવાદનો કે પરસ્પર કૃતઘ્નતાના આક્ષેપોની ફેંકાફેંકીનો નહિ, પણ પરસ્પર ભેટી લેવાનો સમય છે. છેલ્લાં પચીસ વર્ષ સુધી મેં આર્યસમાજની યત્કિંચિત સેવા કરી છે. જો કે હું મારા આટલા ઉપકારક ધર્મનો ત્યાગ નથી કરી શકતો, તે છતાં જો આર્યસમાજનો કોઈ નેતા એમ કહે કે મારા રાજકારણી વિચારોથી સમાજને સહન કરવું પડયું છે, તો હું આ ક્ષણે જ સમાજ સાથેનો મારો સંબંધ છેદી નાખવા તૈયાર છું.'



સાચી નિરભિમાન વીરપૂજા એમણે ઇ. સ. ૧૯૦૭ માં સ્વ. ગોખલેજીની લાહોર ખાતેની પધરામણી વખતે કરી દેખાડી હતી. હજારો લાહોરી પ્રજાજનોએ સ્વ. ગોખલેજીનું સ્વાગત કર્યું. સ્ટેશન પરથી સરઘસ કાઢયું. એ સરઘસની અંદર લાલાજી કયાં હતા ? બેઠા

હતા તો ગાડી ઉપર, પણ ગોખલેજીની જોડમાં નહિ; સામેની ગાદી પર પણ નહિ; એ તો કોચ-બોક્સ પર બેસીને અતિથિદેવની ગાડીના ઘોડાને હાંકી રહ્યા હતા. ગોખલેજીની કશી વિનતિ કે આજીજી કામ નહોતી આવી. પોતાનાથી ઊલટી જ જાતના રાજનૈતિક આચાર-વિચારો ધરાવનાર બંધુનેતાની પણ આવી પરોણા ચાકરી કરીને લાલાજીએ બતાવી દીધું હતું કે મતસહિષ્ણુતા અને મનની મોટપ કેવી હોઇ શકે.

ફરી વાર ૧૯૧૩ માં ગોખલેજી સાથેનો ઉજ્જવલ પ્રસંગ બની ગયો. બન્નેની વચ્ચે રાજનૈતિક વિચારોનાં તો ગાડાં વહ્યાં જતાં હતાં પરંતુ એ વિચાર-ભેદથી ગુણદર્શન ઢંકાય તેવું અંતર લાલાજીનું નહોતું. હકીકત એમ હતી કે દક્ષિણ આફ્રિકામાં મહાત્માજીએ સત્યાગ્રહ માંડયો હતો. ગોખલેજી એમને માટે આંહીં ફાળો ઊઘરાવી રહ્યા હતા. એમણે કોઇ સ્નેહીની મારફત કહેવરાવ્યું કે 'લાલાજી મને પંજાબમાંથી રૂા. દસ હજાર કરી આપશો ?'

લાલાજીએ એ મિત્ર દ્વારા જવાબ મોકલ્યો: 'આપ પોતે જો પધારો તો દસ નહિ પણ વીસ હજાર મેળવી આપું; અને નહિ તો એક ફૂટી બદામ પણ મેળવી આપવાનો નથી.'

મિત્ર પૂછે છે કે 'હેં લાલાજી, ગોખલેજીને તેડાવવા માટે આટલી બધી જેહમત કાં ઉઠાવી રહ્યા છો ?'

હસીને લાલાજી બોલ્યા 'ઓ ભાઇ! ગોખલેજી જેવા પુનિત નરનું મારે આંગણે તેડું કરવાનો આથી વધુ રૂડો બીજો કયો અવસર આવવાનો હતો?'

ગોખલેજી ગયા. લાલાજીએ કામ શરૂ કર્યું. વીસ નહિ પણ ચાલીસ હજાર રૂપિયા મેળવી આપ્યા.

મહાયુદ્ધનાં વર્ષોમાં પોતે અમેરિકાની હદપારી ભોગવતા હતા. જન્મભૂમિને માટે ઝૂરતા હતા. પરંતુ મહાયુદ્ધ શમ્યા વગર એ ચક્રવાકને વિયોગની અંધારી રાત્રિનો અંત જડવાનો નહોતો.

ડો. હાર્ડીકર અમેરિકાનાં સ્મરણોમાં લખે છે:

'અમે એક જ મકાનમાં સાથે રહેતા હતા. હાથે જ રાંધતા, ધોતા ને વાસણ માંજતા. હું પોતે તો ગરીબ કુળમાં જન્મેલો અને શરૂઆતથી જ ભિખારી, એટલે આ વિટંબનાઓની હું તો કશી પરવા નહોતો કરતો. પરંતુ લાલાજીની શારીરિક તેમ જ માનસિક કાળી યાતનાઓ મારાથી દીઠી જતી નહોતી. મેં મારા ભાઇ પર પૂના પત્ર લખ્યો તેમાં અમારી દિનચર્યાનું વર્ણન આપ્યું અને લાલાજીના પરિતાપોનું ચિત્ર આંક્યું. બન્યું એવું કે મારા ભાઇ એ પત્ર લોકમાન્ય તિલકની પાસે લઇ ગયા. લોકમાન્ય એ આખો અહેવાલ શાંતિથી વાંચી ગયા, દિલગીર થયા, અને તાબડતોબ એમણે મીસીસ ઍની બેસન્ટની મારફત પાંચ હજાર ડૉલર લાલાજીને પહોંચાડવાની ગોઠવણ કરી.

જ્યારે અમને આ રકમ પહોંચી ત્યારે લાલાજીનું અંતર લોકમાન્ય પ્રતિ આભારભીનું બન્યું અને એણે કહ્યું ' હાર્ડીકર, બચ્ચા, પરદેશી પ્રચારકાર્યની સાચી કિમ્મત સમજનાર આ એક જ પુરુષ હિંદમાં છે. એ એક વિરાટ પુરુષ છે. એ એક જ સાચો નેતા છે. તું જ્યારે હિન્દમાં જા, ત્યારે એની જોડે થોડા માસ રહીને તાલીમ લીધા પછી જ મારી સાથે જોડાજે હો ! '

આખા પ્રસંગમાં લાલાજીની અન્ય દેશભક્તો પ્રતિની નિરભિમાન મનમોટપ જ બોલી રહી છે. ડૉ. હાર્ડીકર સ્પષ્ટ કરે છે કે ' આ આખી જ રકમને તુરત જ પ્રચારકાર્ય ખાતે જમા પાડવાનું મને કહી દેવામાં આવ્યું. લાલાજીએ પોતે પોતાના અંગત ઉપયોગ માટે એમાંથી એક પાઇ સુદ્ધાં ખરચી નથી. '



એવે પંજાબમાં લશ્કરી કાયદાએ લોકોનું લોહી વહેવરાવ્યું : જલિયનવાલા બાગમાં નિરપરાધી નરનારીઓનાં શબો વેરાયાં. આ સમાચાર અમેરિકામાં વંચાયા. લાલાજી નાના બાળકની માફક રડવા લાગ્યા. એણે હિન્દ જવાનો પરવાનો મેળવવા ઘણાં ઘણાં માથાં પટક્યાં. પણ પરવાનો ન જ અપાયો. પછી એણે પંજાબીઓને નીચે લખ્યો પ્રકટ સંદેશો મોકલ્યો :

'વ્હાલા દોસ્તો,

'પંજાબના હવાલ પર આ ક્ષણે મારા હૃદયમાં શું શું થઇ રહ્યું છે તે હું તમને શી રીતે સમજાવું ? મારી જબાને તાળાં છે પણ મારૂં હૃદય છલછલી રહ્યું છે. અરે, જીવનના સર્વસ્વથી વધુ પ્યારી એ ભૂમિ પર ઊડીને આવવાની મને પાંખો હોત ! તમારી પાસે પહોંચવા માટે મેં બધું અજમાવી જોયું, પણ હું નિષ્ફળ પડયો છું. મારે શહીદ બનવાનો લોભ નહોતો, ફક્ત તમને ખપ લાગવાની ઝંખના હતી.

'પ્રથમ પહેલું તમારી પાસેથી આટલું માગું છું કે, તમારે માટે સહનાર નેતાઓની પડખે–એ હરકિસન લાલ, દુનીચંદ, રામભજ દત્ત, સત્યપાલ, કીચલુ, ( વગેરે વગેરે )ની પડખે, જાતિ, ધર્મ કે પક્ષના ભેદ રાખ્યા વિના તમે ઊભા રહેજો ! તમે જાણો છો કે ભૂતકાળમાં મારે એ સહુની સાથે તેઓની નીતિ, કાર્યપદ્ધતિ તેમજ વર્તણૂક પરત્વે મતભેદ હતો. પરંતુ અત્યારે તો હું ફક્ત આટલું જ યાદ રાખવા માગું છું કે તે બધા પંજાબ સરકારની દમન-નીતિના ભક્ષ બન્યા છે અને દેશપ્રેમ તેઓનો ગુનો ઠર્યો છે. એ રીતે તો તેઓ મને વહાલા છે અને તેઓની જખમી દેશભક્તિને હું વંદના દઉં છું. તેઓની તમામ અંગત નબળાઇઓને, તમામ દૂષણોને હું ભૂલી ગયો છું. અત્યારે તો તેઓનાં દુઃખો, એજ એક વિચારની વસ્તુ છે. અત્યારથી તો હું તેઓને પૂજ્યા કરીશ. * * * '

જાહેર જીવનના વિરોધીઓને સ્વદેશ માટે સહન કરતા દેખી વિરોધનું ઝેર નીતારી નાખવું અને પ્રેમની ધારાઓ વહેતી મૂકવી, એવી દિલાવરી બહુ થોડાને વરી છે. લાલાજીનું દરિયાવ દિલ એનાં દાનપૂન્ય અને બલિદાનો કરતાં સવિશેષ આ દૃષ્ટાંતોમાં પ્રકટ થાય છે. એના પંજાબી બંધુ લાલા ગોકલચંદ સાચું જ લખે છે કે 'લાલા લાજપતરાયનું હૃદય મીણ અને વજ્રની વિલક્ષણ મિલાવટથી બન્યું હતું. પારકાનું જરા જેટલું દુઃખ દેખતાં જ એ હૃદય પીગળવા લાગતું જ્યારે ખુદ પોતાના ઉપર આવી પડતી ચાહે તેવી હાડમારીનો સામનો એ ટટ્ટાર છાતીથી કરી શકતા.'



'જોયા આ અસહકારી લાલા! આંહીં પારકાં છોકરાંને નિશાળો છોડાવીને જતિ કરી મૂકવા તૈયાર થાય છે, અને પોતાનો પૂતર તો લહેરથી અમેરિકામાં બેઠો બેઠો ભણે છે!'

અસહકારના પૂર આંદોલન વખતે, જ્યારે સરકારી અદાલતો, નિશાળો અને નોકરીઓનો ત્યાગ થઇ રહ્યો હતો, ત્યારે કોઇએ છાપામાં આવો ટોણો માર્યો. અમેરિકામાં કેળવણી લેતો પુત્ર અને હિન્દુસ્તાનની સરકારી શાળાનો બહિષ્કાર, એ બે વચ્ચે જરા જેટલી પણ લેવાદેવા નહોતી. મેણું મારનાર કોઇ બિનજવાબદાર ગમાર હશે અથવા વિરોધી દળોનો ટીકાકાર હશે. ગમે તે હો, પણ લાલાજીથી એ કટાક્ષ ન સહેવાયો. એણે પોતાની સચ્ચાઇ પર સંદેહ

ઊતરતો દીઠો. તુરત જ એણે પોતાના પુત્ર અમૃતરાયને અમેરિકાથી પાછો બોલાવી લીધો.



દેશબંધુનું અવસાન થયા પછી લાલાજીનું દિલ સ્વરાજ–દળમાંથી ઉચક થઇ ગયું. પોતાના નેતા પંડિત મોતીલાલજીના કેટલાએક દાવપેચ એને ન રૂચ્યા. બીજી બાજુ એણે હિન્દુ જાતિ પર મુસલમાન કોમનું વિઘાતક આક્રમણ વધતું દીઠું. સાચી અથવા ખોટી રીતે એને ભાસ્યું કે કમજોર પડેલી મહાન હિન્દુ જાતિ જ્યાં સુધી કમજોર જ રહેશે ત્યાં સુધી આખા હિન્દની મુક્તિને એ રૂંધી રાખશે. એણે માલવિયાજીની સાથે ભળી હિન્દુ મહાસભા સ્થાપી, અને જયકર, મુંજે વગેરેની સાથે મળી નવું રાજદ્વારી દળ–રિસ્પોન્સીવીસ્ટ પાર્ટી–ખડું કર્યું. સ્વરાજ પક્ષની સામે મોરચા માંડયા. ૧૯૨૬ ની વરણીમાં પં. મોતીલાલની વિરૂદ્ધ પોતે ઊભા રહ્યા. બન્ને આગેવાનો વચ્ચે સિદ્ધાંતભેદ અને મતભેદનું મહાયુદ્ધ મંડાઇ ગયું. ઉતાવળીઆ સ્વભાવના ઊર્મિલ લાલાજીએ પોતે જેને સાચ માન્યું તેના પક્ષે ખડા રહી પંડિત મોતીલાલની ઝડ ઉખેડવા ઝુમ્બેશ આદરી. પંડિતના પક્ષને પંજાબમાં ટકવા ન દીધો. સત્યપાલ ને દુનીચંદ સરખા પોતાના ગઇ કાલના દૂધભાઇઓનો પણ વિરોધ વહોર્યો.

અને ૧૯૨૮ ના સપ્ટેમ્બર માસમાં શું બને છે! લાલા ગિરધારીલાલના શબ્દોમાં જ કહેવા જેવી એ કથા છે:—

ધારાસભાની બેઠકમાં હાજરી આપવા હું સીમલા જતો તો. કાલકા સ્ટેશનેથી લાલાજી પણ મારા ડબામાં ચડ્યા. ળતાંની વાર પહેલવહેલા જે શબ્દો એમના મોંમાંથી આ ્યા : 'તેં નેહરૂ રીપોર્ટ વાંચ્યો ? એ તો મહાન વિજયનું મ થઇ ગયું છે.'

મેં કહ્યું, 'ના હજી નથી વાંચ્યો.'

લાલાજી હર્ષભેર બોલ્યા, 'આહા ! એ ડોસા ્તીલાલજીએ તો હિન્દને બચાવી લીધું. હું તો એના ઉપર ાફરીન છું. મેં તો એને તુરત જ મારા અભિનંદનનો તાર ો દીધો છે.'

મેં કહ્યું, 'લાલાજી, આપને આટલા સુખમય મિજાજમાં ળીને મને અનહદ આનંદ થાય છે.'

હું વાકય પૂરૂં કરૂં ત્યાં તો એ ઉતાવળે બોલી ઊઠ્યા, આહાહા ! તું આવું બોલે છે કારણ કે તેં હજુ રીપોર્ટ ચ્યો નથી ! સીમલા પહોંચીને તુરત જ હું તને મારી સેની પ્રત આપી દઇશ અને ત્યારે જ તું મારા કહેવાનું ય સમજી શકીશ. હું કહું છું કે તારા બંકડા પંડિત વાય કોઇની મગદૂર નથી કે આટલી હિમ્મત અને ્તા દાખવી શકે. મુસ્લિમ પ્રશ્નના વિષમ ગુંચવાડાનો વો વ્યવહારૂ અને ન્યાયસરનો ઉકેલ આણીને તો એણે સ્લમોની ખાસ માગણીઓને બોઠી જ પાડી દીધી છે.'

આટલું બોલતાં તો લાલાજીને નબળાઇ વરતાવા લાગી
બરડામાં દુઃખાવો થવા માંડયો. મારી પીઠ થાબડીને એ
મારા ખભા પર શરીર ઢાળી દીધું. આરામ લેવા લાગ્ય
વળી થોડીવારે જાગી જઇને મને કહેવા લાગ્યા, 'શું હ
યે તને મારા હર્ષથી અજાયબી થાય છે દોસ્ત ?' કે
જાણે નિદ્રામાં પણ એનો આત્મા આકૂલ હોય અને
એક જ વિષયમાં એનું રટણ લાગી ગયું હોય ! આ દ
દેખીને એક તરફ મને હર્ષ થતો હતો, બીજી ત
દિલગીરી થતી હતી. દિલગીરી એટલા માટે કે એ વ
નિદ્રાહીન બનશે અને પરિણામે એની ખળભળેલી તંદુરસ્તી
અધિક ધક્કો પહોંચાડશે.

મેં વિનવ્યું કે, 'લાલાજી, આપ સંપૂર્ણ આરામ લો !

એમની મહાનુભાવતાને છાજતો જ જવાબ મળ્યો
' આરામ ! આરામ હવે મારાથી શી રીતે લેવાય ? ત
ખબર છે ને, આ રીપોર્ટ એટલે મારે માટે ભગીરથ કા
ઊભું થયું, હવે તો હું મોતીલાલજીની જ સેવામાં છું. મ
એ જે ચીંધે તે મારે કરવાનું છે. મારી ચિંતા ન
દોસ્ત ! છેલ્લી ઘડી સુધી સંગ્રામ ખેડતાં મરવું તો મ
પ્યારૂં છે : I would love to die in harness.'

અને એ એમ જ મર્યા. એની મનકામના પરિપૂ
થઇ. એના શબ્દો ભવિષ્ય-વાણી શા નીવડયા.

એક બીજે પ્રસંગે : હું જોતો હતો કે એની કા

લથડતી હતી. હું સમજતો હતો કે હવે દેશને લાલાજીની ખરી જરૂર પડશે. મારૂં હૃદય બળતું હતું. મેં પૂછ્યું કે 'લાલજી, થોડાક આરામ પર ચાલ્યા જાઓને !'

મારૂં અંતઃકરણ એણે ઉકેલી લીધું. મમતાથી મારો હાથ ઝાલી મને શાંતિપૂર્વક કહ્યું, 'તું શીદને ચિંતા કરે છે બચ્ચા ? તું મૃત્યુનો ડર રાખે છે ? એ તો આપણુ સહુને માટે મંડાયું છે. મને ખાત્રી છે કે મારો અંત હવે નજીક છે. મારી આશાઓ તમો-ખીલતાં પુષ્પો ઉપર અવલંબી છે. હવે તો તમારે જ યુધ્ધ ચલાવવું પડશે. મારૂં હૃદય તો હવે એકાએક ટાઢું પડી જાય છે. મને તો હવે કદી ન અનુભવેલો એવો થાક લાગ્યો છે. + + + હવે તો હું ઘેર જઇશ. મને વળી પાછાં અંધારાં આવે છે.' ભાવીને વીંધી આરપાર જતી હોય તેવી દૃષ્ટિ ફેંકી, અશ્રુભીની આંખે, લાલાજીએ મારી સાથેની છેલ્લી વાતચીત ખતમ કરી; અને મારી ચિંતાતુર મનોદશામાંથી મને હચમચાવી નાખી, માયાભર્યા નમસ્કાર કરી, એ વ્હાલા ડોસા ચાલી નીકળ્યા. હાય ! ફરી વાર એને નહોતું દેખાવું.

## વીર—મૃત્યુ

૧૯૨૮ના અકટોબર માસની તા. ૩૦ મીનું પ્રભાત લાહોર નગરના શિર ઉપર સુવર્ણનો મુગટ પહેરાવતું હતું અને સૂસવાટા મારતી આગગાડી પલે પલે 'સાયમન સપ્તક'ને નજીક ને નજીક આણી રહી હતી. પંજાબના હાકેમે એ પરોણાઓને સાચો પ્રજામત સમજવાના શ્રમમાંથી ઉગારવા માટે તે દિવસોમાં જાહેર સભા અને સરઘસ ઉપર મનાઇ-હુકમ મૂકયો હતો.

લાલાજીના ઓરડામાં ટેલીફોનની ઘંટડીએ ટકોરા દીધા. પોતે યંત્ર કાને લગાડયું ને પૂછયું 'કોણ છો?'

'એ તો હું મહમદ આલમ, લાલાજી!'

'કેમ, ડૉકટર મહમદ? ફરમાવો.'

'લાલાજી, અમે બધાએ તો નિશ્ચય કર્યો છે.'

'શાનો?'

'પીનલ કોડની કલમ ૧૪૪નો ભંગ કરીને, સભા ભરી સાયમન—બહિષ્કારનું સરઘસ કાઢવાનો.'

'શાબાસ!' યંત્રમાં લાલાજીનો અવાજ ઉન્નત બન્યોઃ 'અને હું પણ તમારી સાથે જ છું. ડૉકટર! હું બિમાર છું, બુઢ્ઢો બની ગયો છું, તે છતાં મારૂં સ્થાન એ સરઘસને મોખરે જ સમજજો!'

સરકારી ઘોષણાનો ભંગ કરતી લાહોરી જનતા હજારોની સંખ્યામાં હલકી ઊઠી. હાથમાં શોકસૂચક શ્યામ પતાકાઓ ફરકતી હતી. 'સાયમન પાછા સીધાવો'ના ધ્વનિ ગાજતા હતા. મોખરે લાલાજી, રાયજાદા હંસરાજ, ડૉ. સત્યપાલ, ડૉ. મહમદ આલમ વગેરે સરદારો શાંતિ તથા અહિંસાના સંરક્ષકો બનીને ચાલતા હતા. પં. માલવિયાજીને લાલાજીએ સરઘસને છેડે રાખેલા હતા : એમ કહીને કે 'આપ બિમાર છો.' પોતાના પ્રાણની ખેવના ન કરનાર એ પુરુષને બીજા માટે આટલી ઝીણી કાળજી હતી.

સરઘસ સ્ટેશનની નજીક થંભી ગયું અને સાઇમન કમીશનની સ્પેશ્યલ આગગાડીની વાટ જોતું ઊભું રહ્યું. લોકો માત્ર શાંતિપૂર્વક ઊભા ઊભા 'સાયમન પાછા જાઓ' અને 'વંદેમાતરમ્'ના નિર્દોષ ધ્વનિ ગજાવી રહ્યા હતા. સ્ટેશનની ચોગરદમ કાંટાવાળા તાર બાંધીને ચોગાન વાળી લીધું હતું, અને તેની અંદર પોલીસ ઘેરો ઘાલીને ઊભી હતી. એકાએક કશા પણ ટંટાતોફાન વિના, લોકો તરફથી લગાર પણ કારણ મળ્યા વિના પોલીસે ભાન ભૂલી જઇ એ તારની મહાર જામેલી મેદનીના મોખરા ઉપર લાઠીના પ્રહારો પર પ્રહારો શરૂ કર્યા અને હુમલો કરનાર માંહેલા આગેવાન અંગ્રેજ અમલદારની લાઠીના ઘા લોકવૃંદને અગ્રભાગે ઊભેલા લોક—નેતાઓ ઉપર પડયા. ફડ! ફડ! ફડ! લાઠીઓ તૂટી પડી. ડૉ. આલમને, લાલા હંસરાજને, ઘણાને ચોટ લાગી. અને વધુમાં વધુ માર વાગ્યો વૃદ્ધ,

જર્જરિત લાલજીને. એની છત્રી તુટી ગઇ, એની છાતી પર
અને ખભા પર ઘા પડયા, છતાં પ્રહારો ચાલજ રહ્યા.
જો રાયજાદા હંસરાજે આડા પડીને પ્રહારો ન ઝીલી લીધા
હોત તો લાલાજીનું શરીર ત્યાં ને ત્યાં ઢગલો થઇ જાત.
કેમકે પોલીસનો ગોરો અમલદાર તો લાઠીની ઝડી વરસા-
વતો જ રહ્યો.

મોખરે ફડાફડી બોલી ગઇ અને મેદનીમાં શોર મચી
ગયો કે 'નેતાઓને માર્યા! લાલાજીને માર્યા! પોલીસે
માર્યા!' એ શબ્દો ગડગડાટ કરતા તોપખાનાના અવાજની
માફક મેદનીના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરી ગયા.
નેતાઓ તરફના એક જ ઇસારે ત્યાં સંગ્રામ મચી
જાત. કદાચ સારી પેઠે લોહી છંટાત. પરંતુ ધૈર્યસાગર
લાલાજીએ ખામોશ રાખી. અન્ય નેતાઓ પણ જનતાને
રોકી પોતપોતાને સ્થાને અવિચલ ઊભા રહ્યા.
લોકો ઉપર અહિંસા અને શાંતિની નીરવતા
પથરાઇ ગઇ. બરાબર છાતીની ચોટ લાગવાથી ખળ-
ભળી ગયેલા લાલાજી પલકમાં પાછા ટટ્ટાર થયા અને
પોતાના ઉપર નિષ્કારણ આવા નિર્દય પ્રહારો કરનાર અંગ્રેજ
અધિકારીને એટલું જ પૂછયું, 'તમારૂં નામ શું છે?'

એ નામર્દ નિરૂત્તર રહ્યો. ફરીવાર લાલાજીએ પૂછયું:
'જો તું મર્દ હો, તો તારૂં નામ બતાવ.'

એ હીચકારા માણસમાં, કર્તવ્યની રૂઇએ પોતાનું

નામ આપવા જેટલી પણ હિમ્મત નહોતી રહી. પોતાનું મુખ અણઓળખ્યું રાખવા માટે એ પશુ અદૃશ્ય થઇ ગયો. [પાછળથી એમ ખબર પડી કહેવાય છે કે એ લાહોરનો સીનીઅર પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ હતો. લાલાજીની જીવન–જ્યોત એ ગોરા સત્તાધારીએ જ બુઝાવી નાખી એવો પ્રજાનો આરોપ છે. પણ એને કે કોઇને સરકારે કશી નશ્યત કરી જ નથી.]

'હું' શા માટે એ પ્રહારો ઝીલતો ઝીલતો ત્યાં ને ત્યાં ખતમ ન થઇ ગયો ? શા માટે તે ક્ષણે મારા અંતરમાં કાયરતાએ ઘર કર્યું હતું ? એક રોગીની રીતે રીબાઇ રીબાઇને બિછાને મરવા કરતાં ત્યાં છાતી પાથરીને પ્રાણ આપવાનું મારા તકદીરમાં કેમ નહોતું ? '

આવી આવી આંતર્વેદના લાલાજીને તે ઘડીથી સતાવવા લાગી. ઘણા સમયથી ચાલી આવતી ફેંફસાંની નબળાઇએ તે પ્રભાતના પ્રહારોથી જોર પકડયું. પરંતુ દેહની ચિંતા રાખ્યા વિના તે દિવસની સંધ્યાએ લાલાજી સાયમન–વિરોધની સભામાં ચાલ્યા.

'લાલાજી !' ડૉ. ધર્મવીર એમને હાથ જોડીને વિનવવા લાગ્યા, 'લાલાજી, ભલા થઇને આપ આજની સભામાં બોલવા ઊઠશો નહિ. ફેંફસાંની ઇજા વધી પડશે.'

'નહિ ભાઈ !' લાલાજી બોલ્યા, 'આજે સાંજે તો

હું લાખ વાતે ય બોલ્યા વગર રહેવાનો નથી. ભલે મારો જીવ નીકળી જાય.'

એ વ્યાખ્યાન લાલાજીના મુખનું છેલ્લું વ્યાખ્યાન હતું, ને છેલ્લું બનવાને જ લાયક હતું. વીરના મૃત્યુને શોભવનારી એ વાણી હતી. સંસારનું સમગ્ર દૈન્ય ફગાવી દઈ, અનંતના મહાપંથ પર સંચરતો વીર જ એવું બોલે છે, અને એને બોલે બોલે આગમના સૂર બંધાય છે. એ બોલ્યા તે આ રહ્યું :

'આ વ્યાસપીઠ ઉપર ઊભો રહીને હું ઘોષણા કરૂં છું કે આજ અમારા પર જે માર પડયો છે, તે અંગ્રેજી સામ્રાજ્યનો વિનાશ નજીક હોવાની નિશાની આપે છે. જેણે જેણે પોલીસના આ ક્રૂર કર્મને જોયું છે તે એને કદી પણ નહિ ભૂલી શકે. એ હીચકારા હુમલાનો બદલો આપણે ચૂકવવો જ રહ્યો છે. એ બદલો આપણે ખૂનખરાબીથી નહિ પણ સ્વાધીનતાની પ્રાપ્તિથી ચૂકવીશું. હું સરકારને ચેતાવું છું કે જો કદાચ આ દેશમાં રૂધિરભીની રાજ્યક્રાંતિ ફાટી નીકળે તો તેની જુમ્મેદારી અમારા પર નહિ પણ તમારા દુષ્કર્મી ગોરા અમલદારો પર રહેશે. અમારૂં ધ્યેય તો એ છે કે અમારે સ્વરાજનું યુદ્ધ શાંતિમય અને અહિંસાત્મક માર્ગે લડી લેવું; પરંતુ જો સરકાર અને સરકારી અધિકારીઓની આવી જ કાર્યરીતિ ચાલુ રહેશે અને એને પરિણામે જો અમારા નૌજવાનો અમારા કહેવાની પરવા છોડી

થઈ એવો નિશ્ચય કરી બેસશે કે સ્વાધીનતા હાંસલ કરવાને માટે તો જે કાંઈ કરવું પડે તે બધું ઠીક જ છે, તો એમાં કશા આશ્ચર્યની વાત નહિ લેખાય. હું એ દિવસ જોવા જીવતો રહીશ કે નહિ તે નથી જાણતો; હું જીવતો રહું કે મરી જાઉં, પણ જો કદાચ મારા દેશના નૌજવાનોને લાચાર બનીને એવા દુર્દિનનો સામનો કરવો પડશે, તો મારો આત્મા જ્યાં હશે ત્યાંથી તેઓને યુધ્ધમાં વિજય સાંપડવાના આશીર્વાદ દેશે.'

લાઠીના ઘાએ એ જીર્ણ દેહને તે દિવસથી જ ખળભળાવી નાખ્યો હતો. છાતીમાં સોઝો આવી ગયો હતો. દિન પ્રતિદિન એની અસર વધતી જ ચાલી, કેમકે આરામ લેવાની સલાહ એમણે માની જ નહિ. નેહરૂ રીપોર્ટને લોકપ્રિય બનાવવાના પ્રયત્નો આડે એને પોતાના પ્રાણની રક્ષા સાંભરી નહિ. દિલ્હીમાં મળેલી મહાસમિતિમાં પોતે હઠ કરીને હાજરી દેવા ગયા. ત્યાંથી આવ્યા પછી એ પટકાઈને પથારીવશ બન્યા. તા. ૧૭ મી નવેમ્બરનું પ્રભાત હતું. વ્યથા વધતી હતી તે પોતે પથારીમાં પડયા પડયા મૌન મુખે સહન કરી રહ્યા હતા. એમ કરતાં પીડા અસહ્ય થઈ પડી. અબોલ લાલાજીએ બેઠા થઈને પલંગમાં પલોંઠી ભીડી, આખે માથે કામળો ઓઢી લીધો, થોડીવારે ઢળી પડયા, આંખો મીંચી દીધી, પોઢી ગયા. મૃત્યુની ગોદમાં.

થોડીવાર તો પાસે બેઠેલ પૌત્રને લાગ્યું કે દાદાજી નિદ્રા કરે છે. પણ પછી સંદેહ પડયો. દોડીને સહુને બોલાવ્યા. ટેલીફોન કરીને દાક્તરોને તેડાવ્યા. મૃતદેહની મુખમુદ્રા પર એટલી બધી તાઝગી હતી કે દાક્તરોએ આવીને જ્યારે મૃત્યુ જાહેર કર્યું ત્યારે જ શ્રદ્ધા બેઠી કે દીપક ઓલવાયો છે.

લાલા હંસરાજ આવ્યા ને ભાઇ પરમાનંદ આવ્યા. બાલ્યાવસ્થાથી જ દોસ્તીની ગાંઠે બંધાયેલા ત્રણે ગોઠીઆ હતા. જીવનનાં પ્રત્યેક કાર્યોમાં ત્રણેએ સાથે મળી સેવા દીધેલી, પરંતુ છેલ્લે છેલ્લે ભાઈ પરમાનંદની પ્રકૃતિએ પલટો લીધેલો, લાલાજીની સાથે ઉગ્ર મતભેદ પડેલો. લાલજીના ઉતાવળીઆ સ્વભાવે બન્ને વચ્ચે અંગત વિચ્છેદ પાડેલો. ઘણા દિવસથી ચાર આંખો પણ ભેળી નહોતી થઇ. આજ મિત્રના શબના પગ પાસે ઉભેલા એ 'ભાઇજી'ને સાઠ વર્ષનો ભૂતકાળ સાંભરી આવ્યો. મૃત બાંધવાના સૂતેલા, સૌમ્ય, સ્નેહનીતરતા મુખ સામે 'ભાઇજી'ની મીટ મંડાઇ ગઇ. એનાં નેત્રોમાંથી અશ્રની ધારાઓ ચાલવા લાગી. મિત્રના ચરણ ઝાલીને 'ભાઇજી' નાના બાલકની માફક રોયા. સાંજરે સારૂં હિન્દ રોયું, દેશદેશાવરમાં અનેક નાનાં મોટાં સ્નેહીજનોએ પણ અશ્ર સાર્યાં. જેણે જેણે લાલાજીને દૂભવ્યા હતા તે તમામને દિલમાં ચીરા રહી ગયા. જેને જેને મરનારે દૂભવેલા તેના વ્રણો ઉપર એ નિર્દોષ મહાવીરના મૃત્યુએ ક્ષમાની ફુંક મારી રૂઝ વાળી દીધી.

"He was ever a brave man, the bravest of the brave, and therefore he would wish no better death than that by which he died.

'એ વીર હતો, વીરોનો પણ વીર હતો. અને આના કરતાં બીજું કયું બહેતર મૃત્યુ એ માગી શકત !"

[ દીનબંધુ એન્ડ્રુઝ ]

## શ્રદ્ધાંજલિ

જાહેર જીવનમાં સદાય સંગ્રામ ખેલનાર, શત્રુ કે મિત્ર સહુના ઉપર આક્રમણ કરી તૂટી પડનાર અને પોતાને માટે તેવી જ આકરી કસોટી માગી લેનાર જન્મસિદ્ધ લડાયક નર આ લાજપતરાય એના ખાનગી જીવનમાં કેવા હતા ? મીણ જેવા મૃદુ અને બાળક જેવા નિર્દોષ: પોતે જાતે પૂરા વિનોદી હતા, અન્ય સહુનાં ટોળટિખળ કરતા અને પોતાનું ટિખળ થતું પણ માણી શકતા. નાનાં બાળકોના તો પરમ પ્રેમી હતા. બચ્ચાં સાથેની રમતોમાં એને ફિલસુફીની ચર્ચાથી પણ અધિક આનંદ પડતો. મિત્રોનાં

બિમાર બચ્ચાંની પથારી પાસે બેસીને કલાકો સુધી દેશભક્તિની કથાઓ કહેનાર લાજપતરાયને આજે મિત્રો યાદ કરે છે. પરદેશમાં પણ એને ગોરા મિત્રોનાં બાળકો સાથે રમવાનું સહુથી વધુ સુખકર થઇ પડતું. આજે એનાં સ્મરણો લખતાં એક સ્નેહી કહે છે કે—

'મંદ મંદ મલકતા એ મુખ સામે તાકીને હું ઊભો હતો, અને એ ન ભૂલાય તેવી બે આંખોના કોમળ મધુર દૃષ્ટિપાત વડે અવારનવાર મારી મહેનતનો મને બદલો વળી જતો.

'પછી તો હું મોટો થયો, એને ઓળખતો ને ચાહતો થયો, તેમ તેમ તો એ અવિસ્મરણીય બે આંખોમાં હું કોઇ ગુપ્ત વાણી ઉકેલતો થયો. એ આંખોમાં તો મને મનુષ્યોમાં વિરલ એવા એક આત્માનું દર્શન થયું : માનવ-કલ્યાણ માટેની ધગશથી સળગતા અને અવિશ્રાંત કામ કરતા આત્માનું એ દર્શન હતું. પણ મને નથી ખબર કે એ આત્માને રાજકારણમાં કેવોક રસ પડતો હતો. એમની સાથેની મારી વીસ વર્ષની ઓળખાણ દરમ્યાન રાજકારણ વિષે એવો એક પણ શબ્દ મેં એના મોંમાંથી નથી સાંભળ્યો કે જેમાંથી રાજકારણ તો એક અનિવાર્ય આપત્તિ હોવાનો ધ્વનિ ન નીકળ્યો હોય. બહેતર પરિસ્થિતિમાં ને મુક્ત વાતાવરણમાં લાલાજી રાજનીતિજ્ઞ નહિ પણ કોઇ ઝેવીઅર સમા કે સાવન્રોલા સમા પરમ સુધારક જ થયા હોત,

લડવૈયા તો હરગિજ બન્યા હોત, પણ પાપ સામે, દુઃખ સામે ને રોગ સામે લડાઇ માંડત. અંધકાર સામે યુદ્ધ કરતા પ્રકાશના પયગમ્બર તરીકે જીવન ખતમ કરીને એ પોતાના મૃદુ રૂઋણુ-સ્પર્શનાં જ શીતલ સ્મરણો મૂકી જાત,

‘દિવસભર જ્યારે એ રાજકારણથી ધરાઇ રહ્યા હોય ત્યારે, એટલે કે હંમેશાં સાંજરે જ હું એમને મળવા જતો. કેમકે મૂક્ત અને નિર્દોષ હૃદયે તો એ ત્યારેજ હસતા. મોટી મોટી—પોતાનાથી પણ મહાન પુરૂષોને પટકી નાખનાર મોટી વિપત્તિઓની વચ્ચે પણ એક બાળકની પેઠે હસી પડવાની પોતાની શક્તિને પ્રતાપે જ લાલાજી પ્રત્યેક વખતે શત્રુ સામે પ્રચંડ મોરચો માંડવાનું ભીષણ નિશ્ચય-બળ લઇ કારાગૃહોમાંથી બહાર નીકળતા. એના સત્ય-જીવનની આ ઉન્નત પળો દરમ્યાન જ એની વાર્તાલહરીઓ એક પછી એક પ્રસંગ પર રેલમછેલ કરતી ચાલી જતી. પ્રસંગોપાત અમે તોફાને ચડતા અને એનું ટિખળ કરતા. એ ટિખળના બદલામાં અમને શું મળતું ? પાંચેક મિનિટની એકાદ વકતૃતા કે જેમાં એની ભાષાસમૃદ્ધિ વિદ્યત્ શા ચમકારા કરતી અમારી ગુફ્તેગૂમાં નવીન જ ભાત પાડી દેતી.

‘પરંતુ આજે તો મને યાદ આવે છે એ શાંત સંધ્યાઓ, કે જ્યારે એ સંત મોટી આરામ-ખુરસી ઉપર ઢળી પડતા અને પછી એની રસના મધૂર શબ્દે પ્રેમ અને પરમાનંદના

સિદ્ધાંત પર સ્થપાએલી જીવન-ફિલ્સુફીનું વિવરણ રેલાવ્યે જતી. જીવનની અધમતાના અને વિકૃતિના ભાનવાળી એની પળોને હું આજે નથી સંભારતો. હું તો સંભારૂં છું પેલી વિરલ ઘડીઓને કે જ્યારે એને જગતના ઈશ્વરી ગૌરવનું ભાન થતું અને જ્યારે પોતાના જીવનના આનંદ બદલ સાચા ભક્તિભરપૂર અંતઃકરણે એ સર્જનહારનો અહેશાન ગુજારતા.

'પરંતુ હાય! એ મધુર કંઠ આજે ચુપ બન્યો છે ને એ એ આંખોનું ચમકતું તેજ ઓલવાઇ ગયું છે. લોકો મને કહે છે કે એની હત્યા કરવામાં આવી છે. હું એ નથી જાણતો, હું તો માત્ર આટલું જ જાણું છું કે એણે તો પોતાના જાલિમોને, તેઓએ અગાઉ જ્યારેજ્યારે પોતાના પર જુલમ ગુજારેલો ત્યારની માફક આ વખતે પણ ક્ષમા જ આપેલી હશે. કેમકે હૃદયનું રૂધિર તપી જતી વેળા એ સિંહની માફક સંગ્રામ કરતા તે છતાં 'મેંઢા જેવા ગરીબ' એ વિશેષણ જેટલું એને બંધ બેસે છે તેટલું અન્ય કોઇને બેસતું હોવાની મને ખબર નથી.'

દીનબંધુ એન્ડ્રુઝ લખે છે:

'મારી કલ્પનામાં તો એકની એક જ મૂર્તિ રમી રહી છે : જીવનભર જે દીઠેલી તેની તેજ : હાસ્ય વિનોદ અને રમૂજથી છલકતા : અને એટલા બધા દિલાવર દિલના કે દરેક પ્રસંગે એની બાળક સમાન પ્રકૃતિ ઉછળી

આવતી. એક ક્ષણે જુઓ તો કોઇએ કશું કહ્યું હોય તેના ઉપર ધમધમાટભર્યા ઉશ્કેરાઇ પડયા હોય અને પોતાના દેશને થયેલા કોઇ અન્યાય ઉપર રોષે ઊભરાઇ રહ્યા હોય; બીજી જ ક્ષણે જુઓ તો એના એજ પ્રસંગની અંદર કોઇ મનુષ્ય–સ્વભાવની નબળાઈનો મુદ્દો નજરે પડતાં તો એ ખડખડાટ હસી પડે. આપણને એમ જ લાગી જાય કે એનો મિજાજ પણ એક બાળકની માફક લહેર અને ગાંભીર્ય વચ્ચે ક્ષણે ક્ષણે પલટા લઇ રહ્યો છે.

'અંતમાં તો હમેશાં અચૂક એ ઉજળી બાજુ જ નિહાળતા અને એને જરા જેટલી પણ દયામણી વિનવણી થતાં તો એ અન્ય કોઈ પણ મનુષ્ય કરતાં વેળાસર બધું મનદુ:ખ વીસરી જવા ને ક્ષમા કરવા તત્પર થઇ જતા. જેમ જેમ વૃદ્ધ થતા ગયા તેમ તેમ તો એ દિલગજાઇ ક્ષીણ બનવાને બદલે બળવાન બનતી ગઇ. એ તો એનું એક અજબ લક્ષણ હતું. જીવનની અંતિમ ઘડી સુધી એણે પોતાની બાલ–પ્રકૃતિ સાચવી રાખી.

'મૃદુતા, પ્રેમ, ક્ષમાવૃત્તિ અને ઔદાર્ય–એ તમામ અંશોથી છલકતી વિનોદવૃત્તિ, એ તો એના ચારિત્ર્યનું મુખ્ય લક્ષણ હતું. એ ગુણ તો પોતે બોલતા હોય ત્યારે જાણે કે એનાં નેત્રોમાંથી નીતરતો હતો. આંખોના એક પલકારામાં અને મોં પરના એક સ્મિતમાં તો એના અંતરમાં ભરેલી તમામ વેદના ને તમામ મમતા બહાર ઝલકવા

લાગતી. કેટલાએક માણસોમાં એવું મીંઢાપણું હોય છે કે જે એનાં આંતરિક સ્વભાવને અમૂક અંશે છુપાવી રાખે છે, અને એમનાં ઊંડાણમાં શું શું ભરેલું છે તે પામતાં ઘણી વાર લાગે છે. પરંતુ લાજપતરાયનું તમામ ભીતર તો પલકમાં બહાર ધસી આવતું અને એની મુખમુદ્રા જ અંતરની આખી કથા બોલી નાખતી. આ બધું એના બચપણથી જ ખીલતી આવતી એ નિખાલસતા નિર્ભયતા અને સચ્ચાઇને જ આભારી હતું. આનો અર્થ એ નથી કે મોટી વયે પોતાના નિત્યના વ્યવહારમાં એ સાવધાની નહોતા સાચવી શકયા. ના, એમ તો એનામાં સંપૂર્ણ કાર્ય-કુશળતા હતી અને વ્યવહારૂ કામકાજમાં એને છેતરી જવું સહેલ નહોતું. પરંતુ આ સાવધાનવૃત્તિએ એના સ્વભાવને કઠોર નહોતો કરી મૂકયો. એ શક્તિએ એની મુખમુદ્રા પરથી પેલી પારદર્શક નિખાલસતાને નીચોવી નહોતી લીધી. યત્નથી પણ એ પોતાના મનોભાવને ન જ છુપાવી શકતા.

'કેવું બાલ–હૃદય! પારીસમાં મી. રાણા રહે છે એનાં પત્ની એક જર્મન બાઈ છે. હું એની સાથે રહેવા ગયેલો. સાથે રહ્યાં તે દરમ્યાન લાલાજી સિવાય બીજા કોઇની વાતો ભાગ્યે જ અમે કરી હશે. એ કોમળ દિલની જર્મન બાઇને તો પોતાનું એકાદ સગું બાળક મરી ગયું હોય એટલી વેદના થાય છે. કેમકે લાજપતરાય ડોસા હોવા છતાં પણ એ બાઇને 'મા' સમાન જ ગણતા અને એનાં ઘરમાં રહ્યા

તે દરમ્યાન તો એના ‘અતિ લાડકા’ છોકરા જેવા જ બની ગયેલા. બાઇ કહે છે કે ‘ ઓહો! કેવા ગમ્મતી અને નિરંતર મશ્કરીખોર! એનાં હાસ્યથી તો આખું મકાન ગાજ્યા કરતું. ને એ સીધાવ્યા ત્યારે તો જાણે ઘરમાંથી બધું તેજ પણ એની સાથે જ ચાલ્યું ગયેલું.’ બાઇની આંખમાં આ બોલતી વેળા જળજળીઆં આવી ગયેલાં. એણે બીજી હૃદયદ્રાવક વાત તો એ કહી કે લાલાજીના અવસાનના સમાચાર સાંભળીને ઘરની દાસી પણ આંસુભેર રડી પડી હતી અને બોલતી હતી કે દાદાજી આ દુનિયા પરથી ચાલ્યા ગયા એ તો જાણે કે મનાતું જ નથી.

‘ કોઇએ કહ્યું છે કે સાચી મહાનુભાવતાને શોધી કાઢવાનો સહુથી સહેલો માર્ગ આ છે: એ મનુષ્યની અંદર વૃદ્ધાવસ્થામાં બાલ-હૃદય રહ્યું છે કે નહિ તે તપાસી લેવું. મહત્તાની જો આ જ આંકણી હોય તો લાજપતરાય સાચેસાચ મહાન હતા.

‘ અધિકારશાહીને હાથે એને શું શું સહેવું પડયું છે એનો હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે તો એની ક્ષમાવૃત્તિનો આંક તાજ્જુબ કરે છે. પ્રથમ પહેલાં ઇ. સ. ૧૯૦૭માં ગભરાટની ઘડીમાં એને સરકારે સંદતર અન્યાયથી હદપારી અને ગિરફ્તારી આપ્યાં. હરકોઇને પણ ઝેરીલા બનાવી દેવાને માટે એટલું જ બસ થાત, કેમ કે એ સજા છેક જ નિષ્કારણ અને અધર્મી હતી. પરંતુ લાલાજી તો જેવા સૌગ્ય

હતા તેવા જ પાછા વળ્યા અને એ દિવસોનાં રાજપ્રકરણ ઉપર પોતાની વ્યવહારકુશળ શૈલીએ સંયમશીલ અને નરમાશભરી અસર પાથરતા રહ્યા. પાછા વળતાં પોતાને જે અસાધારણ લોકપ્રિયતા પ્રાપ્ત થઇ તેનાથી તેણે પોતાનું સમત્વ લેશમાત્ર નહોતું ગુમાવ્યું.

'એજ વસ્તુ વારે વારે બની. એનો અમેરિકાનો અનુભવ અત્યંત કટુ હતો. ત્યાં એક બાજુથી એને ગુપ્ત વિપ્લવની હિંસામય યોજનાઓમાં ઘસડી જનારાઓ હતા, અને બીજી બાજુ હતા છુપા જાસૂસો કે જેઓ પલેપલ એના ઉપર ટાંપી રહી એની વાતચીતોમાં એકાદ અસાવધ શબ્દોચ્ચાર પડવાની જ વાટ જોઇ રહ્યા હતા. એ સંજોગોમાં પણ લાજપતરાય તો એના એજ નિર્ભય અને બાળક સમા નિખાલસ ને નિર્દોષ જ રહ્યા હતા. અમેરિકામાં એને ઓળખનારા ઘણાએએ મને કહ્યું છે કે હિન્દના કોઇ પણ નેતાએ પૂર્વે ન ઊપજાવેલી એવી ઊંડી છાપ એમના પર લાજપતરાયે જ પાડી હતી.

'મને લાગે છે કે એ મહાન જીવનનું સહુથી વધુ વિલક્ષણ તત્ત્વ એના પ્રત્યેક ગુણોની જૂજવી ઉચ્ચતામાં નહિ પણ એ તમામ ગુણોની દુર્લભ મિલાવટમાં રહેલું છે.'

[ પંડિત મોતીલાલ નેહરૂ ]

'યુનીવર્સીટીની ઉચ્ચ કેળવણીનો લાભ એને મળ્યો નહોતો, પરંતુ એ ન્યૂનતાને એણે પોતાના સ્વયંશિક્ષણ થકી ને વિશેષે કરીને તો વિદેશના અનુભવો થકી પૂરી લીધી હતી.

'એના પ્રત્યેક બોલની પાછળ એક સાચું ને સળગતું વ્યક્તિત્વ ઊભું હતું. પોતાના અભિપ્રાય પર મક્કમ રહીને મરી ફીટવાની શક્તિ આપનાર આત્મશ્રદ્ધા અને અડગ હિમ્મતમાંથી ઘડાયેલું એ અદમ્ય વ્યક્તિત્વ હતું. એ ગરીબોનો બંધુ હતો—અસમાનતાને ધિઃકારનાર અને સામાજિક સમાનતાને માટે મથી જનાર એ સાચો લોકશાસનવાદી હતો.'

[ તેજબહાદૂર સપ્રુ ]

'લાજપતરાય સંગ્રામ કરતાં શાંતિને વધુ ચાહતા. એ હિંસાવાદી તો કદી પણ નહોતા. એ જાણતા હતા કે હિન્દને સશસ્ત્ર બળવાથી કે ગુપ્ત ખૂનખરાબીથી મુક્તિ નથી મળવાની. અત્યંત સમતોલ મગજનો એ પુરૂષ હમેશાં ચાલુ વસ્તુ-સ્થિતિને સમજતો હતો. કુદરતી રીતે ધર્મ પ્રત્યે ઢળેલા મનવાળા એ પુરુષની એવી પણ માન્યતા નહોતી કે પોતાના દેશ પર પ્રેમ રાખવાને ખાતર અન્ય દેશો પ્રત્યે ધિઃકાર સેવવો અનિવાર્ય છે. પોતાની જાત માટે એ હમેશાં નીચી જ આંકણી રાખતા. પોતાનું ચાલતાં સુધી અગ્રપદે કદી ન ઉભા રહેતા.'

[ બિપીનચંદ્ર પાલ ]

'એનું જીવન તો સેવા અને સ્વાર્પણનું મહાકાવ્ય હતું. સદાસર્વદા એનું સ્થાન તો સંગ્રામની મધ્યમાં જ રહેતું.'

[ પ્રકાશમ ]

'એક સાચા મહાન રાષ્ટ્રવાદીની અને સ્વાધીનતાને ખાતર લડનાર નિર્ભય યોદ્ધાની હિન્દને આજે ખોટ પડી છે; બલ્કે આ ખોટ તો સમગ્ર જગતને પડી છે. માનવ જાતિના વિકાસને માટે દસે દિશામાં ઝૂઝનાર એક મક્કમ આંતરરાષ્ટ્રીય પુરુષને જગત આજે હારી બેઠું છે.'

[ વિઠ્ઠલભાઈ પટેલ ]

'લાલા લાજપતરાય મરી ગયા. ઘણું જીવો લાલા લાજપતરાય! હિન્દના નભોમંડળમાં જ્યાં સુધી સૂર્ય તપે છે ત્યાં સુધી લાલાજી જેવો માનવી મરે નહિ. લાલાજી એટલે એક માનવી નહિ, એક સંસ્થા. યૌવનથી જ એણે સ્વદેશ–સેવાને ધર્મ કરી સ્વીકારેલ. અને એનું દેશાભિમાન સાંકડા સંપ્રદાયનું નહોતું. એ જગત બધાને ચાહતા તેથી જ સ્વદેશને ચાહતા. એની રાષ્ટ્રીયતા આંતરરાષ્ટ્રીય હતી. તેથી જ યુરોપી લોકોનાં દિલ પર એનો એટલો કાબૂ હતો. યુરોપ અમેરિકામાં એને અનેક મિત્રો હતા. તેઓ એને ચાહતા કેમકે તેઓ એને ઓળખતા.'

[ મહાત્મા ગાંધીજી ]



## સાલવારી

૧૮૬૫ : જન્મ. પિતા રાધાકિસન, જાતે અગ્રવાલ જૈન વણિક, વતન જગરાન, જીલ્લો લુધિયાના, પંજાબ.

અભ્યાસ : હાઈકોર્ટ પ્લીડર. વ્યવસાય વકીલાતનો.

૧૮૮૬ : લાહોરમાં દયાનંદ એંગ્લો વેદિક કોલેજનું પાદરોપણ.

૧૮૮૮ : હિન્દી મહાસભામાં ભાગ લેવાની શરુઆત. સર સૈયદ અહમદ પર સુવિખ્યાત પત્ર લખ્યો.

૧૮૯૭–૯૮–૯૯ ના દુષ્કાળોમાં સંકટનિવારણની પ્રવૃત્તિ.

૧૯૦૫ : મહાસભા તરફથી વિલાયતમાં પ્રચારકાર્ય માટે મોકલાતા પ્રતિનિધિમંડળમાં શ્રી. ગોખલેની સાથે પસંદગી પામ્યા. યુરોપને પ્રવાસે. અમેરિકાની શિક્ષણ–સંસ્થાઓનું તલસ્પર્શી નિરીક્ષણ.

૧૯૦૭ : હદપારી અને માંડલેના કિલ્લામાં ગિરફ્તારી. દસ મહિને મુક્તિ. સાત વર્ષ સુધી અથાક દેશસેવા.

૧૯૧૪ : અમેરિકાને પ્રવાસે : મહાયુદ્ધનો આરંભ : દેશમાં પાછા આવવા માટે પરવાનો ન મળ્યો. અમેરિકામાં લોકમત જાગૃત કરવા માટે જુમ્બેશ : 'યંગ ઇન્ડીઆ' પત્ર, દસ લાખ પત્રિકાઓ, 'ઇન્ડિઅન બ્યુરો' નામની સંસ્થાની સ્થાપના, પ્રવાસો, વ્યાખ્યાનો.

૧૯૧૯ : હિન્દમાં પુનઃપ્રવેશ : કલકત્તાની ખાસ મહાસભાનું પ્રમુખસ્થાન.

૧૯૨૧ : અસહકારના આંદોલનમાં આગેવાની : સભાબંધીના સરકારી હુકમ વિરૂદ્ધ પંજાબ મહાસભાસમિતિની બેઠક બોલાવી : પ્રમુખ તરીકે પોતે પકડાયા. બે વર્ષની સજા.

૧૯૨૨ : હિન્દુ મહાસભાની જુમ્બેશ. વડી ધારાસભામાં પ્રથમ સ્વરાજ પક્ષે પ્રવેશ અને પછી મોતીલાલજીની સાથે કાર્યપદ્ધતિ પરત્વે ઝઘડો. 'સ્વતંત્ર પક્ષ' તરફથી ધારાસભામાં પ્રવેશ. પ્રજાહિતના વિરોધી સરકારપક્ષ સાથે અવિરત સંગ્રામ, હિન્દ લોકસેવક સમાજની સ્થાપના.

૧૯૨૮ : નવેમ્બર : ૧૭. સાઇમન કમીશનની સામે કાળા વાવટાનું સરઘસ કાઢતાં, લાહોરી પોલીસ અમલદારના લાઠીપ્રહારથી પડેલા જખ્મો અને તેને પરિણામે માંદગીથી થએલું મનાતું મૃત્યુ.

૩૭ જાપાનનો
જવાળામુખી „ ૦–૩–૦
૩૮ ચાંદો સૂરજ „ ૦–૪–૦
૩૯ જંગલમાં રખડતાં „ ૦–૪–૦
૪૦ જ્ઞાનગંગા „ ૦–૩–૦

**બીજું વર્ષ ( સચિત્ર )**

૪૧ અંતરનાં અજવાળાં
[બીજીવાર] ૦–૫–૦
૪૨ કૂતરાંની કહાણી „ ૦–૮–૦
૪૩ ગરવી ગુજરાત „ ૦–૭–૦
૪૪ જગતના જંગલ-
માંથી „ ૦–૫–૦
૪૫ કીર્તિમંદિર „ ૦–૬–૦
૪૬ વાઘની બોડમાં „ ૦–૬–૦
૪૭ વિજ્ઞાનવિનોદ „ ૦–૫–૦
૪૮ નાનકડી વાતો „ ૦–૬–૦
૪૯ કથાગીતો „ ૦–૮–૦
૫૦ વાનર પુરાણ ૦–૬–૦
૫૧ જનપદ ભા. ૧
( બીજી આવૃત્તિ ) ૦-૧૨-૦

**ત્રીજું વર્ષ (સચિત્ર)**

૫૨ ચાંદની ૦–૫–૦
૫૩ શિકારકથાઓ ૦–૮–૦
૫૪ રમકડાં ૦–૬–૦
૫૫ ભવ્ય જગત ૧–૦–૦
૫૬ પક્ષીમિત્રો ૦–૫–૦
૫૭ તુલસીદાસ ૦–૩–૦
૫૮ ચાલો ગામડામાં ૦–૪–૦
૫૯ સુમનસૌરભ ૦–૫–૦
૬૦ વિમાનની વાતો ૦–૭–૦
૬૧ અમર યાત્રાધામો ૧–૦–૦

**સુંદર બાલ ને કુમાર સાહિત્ય.**
**વિદ્યાર્થી વાચનમાળા સચિત્ર**
**દરેક શ્રેણીમાં ૨૦ પુસ્તકો છે.**

| | | |
|---|---|---|
| | પહેલી શ્રેણી | ૨–૦–૦ |
| „ | બીજી „ | ૨–૦–૦ |
| „ | ત્રીજી „ | ૨–૦–૦ |
| „ | ચોથી „ | ૨–૦–૦ |
| „ | પાંચમી „ | ૨–૪–૦ |
| „ | છઠ્ઠી „ | ૨–૦–૦ |
| „ | સાતમી „ | ૨–૦–૦ |
| „ | આઠમી „ | ૨–૦–૦ |
| „ | નવમી „ | ૨–૦–૦ |
| „ | દસમી „ | ૨–૦–૦ |

દરેક પાકી શ્રેણીના ૨–૮–૦
(મનુભાઈ જોધાણી કૃત)

જનપદ: ભાગ બીજો ૦-૧૨-૦
જનપદ: ભાગ ત્રીજો ૦-૧૨-૦
ખાટીમીઠી બાલવાતો ૦-૧૨-૦
કાળિયાર ને બીજી
પ્રાણીકથાઓ ૧–૮–૦
સુંદર વાતો (ગિજુભાઇ) ૦–૬–૦
ભેરુ „ ૦–૬–૦

| | | | |
|---|---|---|---|
| રૂપકથા ભાગ ૧-૨ | ૦-૮-૦ | શરદબાબુની બાળવાતો | ૧-૮-૦ |
| અલિબાબા(નવી આવૃત્તિ) | ૦-૫-૦ | દેવકથાઓ | ૦-૬-૦ |
| આવતી કાલ (ટૂંકી વાર્તાએ) | ૦-૬-૦ | બાળકોનો બાગ | ૦-૬-૦ |
| નરવીર | ૦-૩-૦ | પાતાળ પ્રવેશ | ૦-૧૪-૦ |
| ચિંતનની વેદી પર | ૦-૩-૦ | સાહસિકોની સૃષ્ટિ | ૧-૧૨-૦ |
| મુસોલિની | ૦-૪-૦ | ખજાનાની શોધમાં | ૧-૦-૦ |
| નવરંગી બાળકો(દ્વિવેદિયા) | ૦-૪-૦ | ભારતની મહાન જ્યોતિઓ | ૦-૩-૦ |
| બાલવાડી ,, | ૦-૮-૦ | માથાનું દાન-નાટક (ર.સોની) | ૦-૮-૦ |
| એક હતો છોકરો(ચં.કા.ભટ્ટ) | ૦-૬-૦ | રૂપાની ગાય ,, ,, | ૦-૮-૦ |
| ટોટ્સ્કી ,, | ૦-૬-૦ | પડઘા (ધૂમકેતુ) | ૦-૬-૦ |
| રાતું રૂસ ભાગ ૧-૨-૩ પાકું પૂંઠું ,, | ૨-૮-૦ | હ્યુએનસંગ ,, | ૦-૩-૦ |
| | | વનરાજ ,, | ૦-૬-૦ |
| એક હતું માનવી (સચિત્ર) | ૦-૧૦-૦ | ભીલકુમાર ને બીજાં નાટકો | ૦-૫-૦ |
| માનવીનું ઘર ,, | ૦-૧૦-૦ | માયાબાજી ને બીજી વાતો | ૦-૬-૦ |
| બાણાવલી (ધી.ટો.શાહ) | ૦-૮-૦ | શિકાર (ચાવડા) | ૧-૮-૦ |
| જવાંમર્દ (જયભિખ્ખુ) | ૦-૮-૦ | શૌર્યનાં તેજ(મ.જોધાણી) | ૧-૮-૦ |
| કોયડા સંગ્રહ ૧-૨ | ૧-૦-૦ | ઝૂમણું ,, | ૦-૧૨-૦ |
| રમુજી ટુચકા | ૦-૮-૦ | કથાકુંજ | ૦-૪-૦ |
| જાપાનની રમણી | ૦-૮-૦ | બાલગીત ભાગ ૧-૨ (ભાઇચંદ પૂંજાભાઈ) | ૧-૮-૦ |
| કુમારોની પ્રવાસકથા | ૦-૮-૦ | પારેવાં | ૦-૩-૦ |
| જંગલ કથાઓ | ૦-૧૦-૦ | બાવલાનાં પરાક્રમો (હંસા બહેન) | ૧-૯-૦ |
| આલમની અજાયબીઓ | ૦-૮-૦ | | |
| ગૂજરાતના ઈ.ની મિજલસો | ૦-૪-૦ | બાલવાર્તાવળી ,, | ૧-૪-૦ |
| સ્વદેશના ઈ.ની મિજલસો | ૦-૧૪-૦ | અરુણનું અદ્‌ભુત સ્વપ્ન ,, | ૧-૯-૦ |
| મહાસભાના પ્રમુખો(સચિત્ર) | ૧-૦-૦ | ગોળીબારની મુસાફરી ,, | ૧-૯-૦ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

જીવનનાં દર્દ (પ્રેમચંદજી) ૧–૪–૦
દીપમાળ ૧–૪–૦
કાળની ચક્કી ૧–૦–૦
સમિધ (નવલિકાઓ) ૧–૮–૦
તરતાં ફૂલ (ધ. ત્રિપાઠી) ૧–૦–૦
આત્માનાં તેજ ,, ૧–૮–૦
ખોવાયલા તારા ૧–૮–૦
સ્વપ્નની છાયા ૧–૪–૦
ખાંડાના ખેલ (અડાલજા) ૩–૦–૦
આત્માનાં આંસુ (ટાગોર) ૦–૩–૦
લાલ પડછાયા ૧–૦–૦
શહીદી ૧–૪–૦
અમે પિંજરનાં પંખી ૧–૪–૦
ક્રાંતિને કિનારે ૨–૦–૦
જૌહર (ધી. ધ. શાહ) ૦–૬–૦
જીંદગીના ખેલ (પન્નાલાલ) ૨–૮–૦
વળામણાં ,, ૧–૪–૦
જીવો દાંડ ,, ૧–૪–૦
ખોલકી ને બીજી વાતો ૧–૪–૦
કથાપરી ૨–૮–૦
રજપૂતાણી ને બીજી વાતો ૦–૨–૦
ગોવિંદનું ખેતર ને,, ૦–૨–૦
આનંદરાત્રિ ને ,, ૦–૩–૦
પ્રતિમાઓ (મેઘાણી) ૧-૧૨-૦
સૂડી વચ્ચે સોપારી ૦–૪–૦
કચ્છની લોકકથાઓ ૧–૮–૦
ઝૂરતું હૃદય ૦–૫–૦
શા માટે બંધન ! ૧–૪–૦
દ્વિરેફની વાતો : ભાગ પહેલો (રામનારાયણ વિ. પાઠક) ૧–૮–૦
પેટકોચી ને બીજી વાતો ૧–૮–૦
પ્રેમકથાઓ (૨૫ ચૂંટી કાઢેલી વાર્તાનો સંગ્રહ) ૧–૮–૦
યુગપ્રવાહ ૨–૦–૦
કાચાં ફળ ૦–૮–૦
પગદીવાની પછીતેથી ૦-૧૫-૦
પલ્લવ ૧–૪–૦
ચરણરજ ૦-૧૫-૦
વસુંધરા ને બીજી વાતો ૨–૩–૦
ઝબુકિયાં (સીનેમા વિષયક) ૦-૧૫-૦
જીવનરસ ૧–૪–૦
યુગચિત્ર ૧–૪–૦
વીર શાર્દુલ ને બીજી વાતો સચિત્ર ૨–૮–૦
અંધારાને સીમાડે ૦-૧૦-૦

**નવલકથાઓ**

રાજમુગટ (ધૂમકેતુ) ૨–૦–૦
મલ્લિકા ,, ૨–૮–૦
અજિતા ,, ૨–૮–૦
પરાજય ,, ૨–૮–૦
ચૌલાદેવી ,, ૨–૮–૦

| | | | |
|---|---|---|---|
| રાજસંન્યાસી ,, | ૩–૦–૦ | કર્મભૂમિ ભા. ૧–૨ સચિત્ર (પ્રેમચંદજી) | ૪–૮–૦ |
| નિરંજન (મેઘાણી) | ૨–૦–૦ | ગોદાન ૧–૨ ,, | ૫–૦–૦ |
| સોરઠ,તારાં વહેતાં પાણી ,, | ૨–૮–૦ | વિલોચના (ચુ. વ. શાહ) | ૩–૦–૦ |
| અપરાધી (મેઘાણી) | ૨–૮–૦ | કર્મયોગી રાજેશ્વર ,, | ૨–૦–૦ |
| વેવિશાળ ,, | ૨–૮–૦ | અવંતિનાથ ,, | ૨–૦–૦ |
| તુલસીક્યારો ,, | ૨–૮–૦ | રાજહત્યા ,, | ૨–૦–૦ |
| બીડેલાં દ્વાર ,, | ૨–૦–૦ | રૂપમતી ,, | ૨–૮–૦ |
| રા' ગંગાજળિયો ,, | ૧–૮–૦ | પુત્રજન્મ (ગુ. આચાર્ય) | ૨–૮–૦ |
| ગૂજરાતનો જય ૧-૨,, | ૪–૦–૦ | દેશદિવાન ,, | ૧-૧૨-૦ |
| સમરાંગણ ,, | ૧–૮–૦ | જગતના મંદિરમાં,, | ૨–૦–૦ |
| વસુંધરાના વહાલાદવલાં ,, | ૧–૮–૦ | રૂઢિના કલંક | ૨–૮–૦ |
| પરિણીતા (શરદબાબુ) | ૦–૮–૦ | દિલારામ (મા. જોશી) | ૧–૮–૦ |
| પલ્લીસમાજ ,, | ૧–૪–૦ | પ્રેમળ જ્યોતિ ,, | ૧–૮–૦ |
| ચંદ્રનાથ ,, | ૦-૧૪-૦ | યામા ,, | ૪–૦–૦ |
| ગૃહદાહ ,, | ૩–૦–૦ | પ્રલયમૂર્તિ (મો. ધામી) | ૧-૧૨-૦ |
| શ્રીકાંત ભા. ૧-૨ ,, | ૩–૦–૦ | પરિચારિકા ,, | ૧–૪–૦ |
| ,, ,, ત્રીજો,, | ૨–૦–૦ | જીવન સંગીત ( ડો. હરિપ્રસાદ) | ૨–૦–૦ |
| ,, ,, ચોથો,, | ૨–૦–૦ | આઝાદીનો જંગ | ૧–૮–૦ |
| દેવદાસ ,, | ૧–૦–૦ | રંભા (જેઠાલાલ ત્રિવેદી) | ૧–૪–૦ |
| એઠો બળવો (જયભિખ્ખુ) | ૧–૦–૦ | સુવર્ણા (ર. દલાલ) | ૨–૦–૦ |
| રાત પડતી હતી | ૦-૧૫-૦ | અમ્મા (ભોગીલાલ ગાંધી) | ૨–૦–૦ |
| ભીખો ચોટ્ટો | ૨–૦–૦ | આસિસ્ટંટ કલેકટર (ભો. દીવેટિયા) | ૨–૮–૦ |
| પારકાં જણ્યાં | ૧–૯–૦ | કલંકિત (અપ્ટન સિંકલર) | ૧–૪–૦ |
| પ્રતિજ્ઞા (ધનશંકર) | ૨–૦–૦ | | |
| શયતાન (ટોલ્સ્ટોય) | ૧–૦–૦ | | |

સુશીલાનો દેવ (વા. મ. જોષી) ૨-૪-૦
માનવતાનાં મૂલ્ય ૩-૦-૦
નરેન (ઇંદ્ર વસાવડા) ૧-૧૪-૦

**નાટકો**

પડઘા (ધૂમકેતુ) ૦-૬-૦
ભીલકુમારને બીજાં નાટકો ૦-૫-૦
દંડીક્રૂરતાને બીજાં નાટકો ૧-૮-૦
શાહજહાં (મેઘાણી) ૧-૦-૦
રાણો પ્રતાપ ,, ૧-૮-૦
જહાંગીર નૂરજહાં (નાનાલાલ કવિ) ૩-૪-૦
રક્ષાબંધન ૧-૦-૦
હરીન્દ્રનાં બે નાટકો ૦-૭-૦
ઢીંગલી ૦-૧૨-૦
સંભાવિત સુંદરલાલ ૧-૪-૦
વિલ્હેમટેલ (ન. પટેલ) ૨-૦-૦
માથાનું દાન ૦-૮-૦
રૂપાની ગાય ૦-૮-૦
પ્રતિજ્ઞા (રમણિકલાલ) ૦-૬-૦
રાજાની રાણી ,, ૦-૮-૦
અંધકાર વચ્ચે ને બીજાં નાટકો (ઇંદુલાલ ગાંધી) ૧-૦-૦
અપ્સરા ને બીજાં નાટકો ,, ૧-૦-૦
જવનિકા (જયંતિ દલાલ) ૧-૯-૦
રાજ્યશ્રી ૦-૬-૦
બિલ્લીપત્ર ૦-૨-૦
રમા (શરદબાબુ) ૨-૦-૦

**આરોગ્ય**

(દેશાઇભાઇ નાથાભાઈ કૃત)

માનવદેહ મંદિર સચિત્ર ૧-૪-૦
માનવીનું આરોગ્ય ,, ૧-૦-૦

**પ્રવાસ**

પગદંડીઃ સચિત્ર (ધૂમકેતુ) ૧-૮-૦
પ્રવાસનાં સંસ્મરણો (ર. ત્રિવેદી) ૧-૦-૦
ભારત દર્શન ૧-૧૨-૦

**કાવ્યસંગ્રહો**

નર્મદનું પદ્યમંદિર ૧-૮-૦
શેષનાં કાવ્યો (રા. પાઠક) ૨-૦-૦
હૃદયરંગ ૦-૪-૦
એકતારો (મેઘાણી) ૧-૦-૦
વેણીનાં ફુલ ,, ૦-૮-૦
કિલ્લોલ ,, ૦-૮-૦
હાલરડાં ,, ૦-૮-૦
પરિમલ (ર. દલાલ) ૨-૦-૦
પાંખડીઓ (સુક્તકો) ૦-૧૨-૦
રઢિયાળી રાત ૧ (મેઘાણી) ૧-૪-૦
,, ,, ૨ ,, ૧-૮-૦
,, ,, ૩ ,, ૦-૧૦-૦
,, ,, ૪ ,, ૧-૮-૦
ચુંદડી ભા. ૧-૨ ,, ૧-૬-૦
અર્ચન (કાવ્યસંગ્રહ) ૨-૦-૦
ગોરસી (ઇંદુલાલ ગાંધી) ૧-૦-૦

કેકારવની પૂરવણી ૦-૮-૦
શતદલ (મુક્તકો) „ ૧-૦-૦
કાવ્યસંહિતા (અનામી) ૧-૦-૦
જનની ૧-૪-૦
યુગપલટો (નાનાલાલ કવિ) ૧-૪-૦
ગીતાંજલિ (ટાગોર) ૩-૦-૦
સાંધ્યગીત (કોલક) ૧-૪-૦

**ધર્મ-નીતિ-શિક્ષણ ને સાહિત્યના ગ્રંથો**

ઇશ્વરનો ઇન્કાર (નરસિંહભાઈ પટેલ) ૧-૮-૦
નીતિશાસ્ત્ર પ્રવેશ (વા. મ. જોષી એમ.એ.) ૩-૮-૦
વિવેચના (વિ. ત્રિવેદી) ૨-૮-૦
નવાં વિવેચનો (નવલરામ ત્રિવેદી) ૨-૪-૦
કેતકીનાં પુષ્પો „ ૧-૮-૦
જયંતિ વ્યાખ્યાનો „ ૨-૪-૦
નાટ્યશાસ્ત્ર ૫-૦-૦
કાવ્યશાસ્ત્ર ૫-૦-૦ ૨-૮-૦
સંગીતશાસ્ત્ર ૫-૦-૦ ૨-૮-૦
લોકસાહિત્ય (મેઘાણી) ૨-૦-૦
સર્જન ને ચિંતન (ધૂમકેતુ) ૧-૮-૦
પાનગોષ્ઠિ „ ૧-૮-૦
સયાજીરાવ મહારાજાનાં ભાષણો ભા. ૧-૨ ૪-૦-૦
રજકણ „ ૧-૮-૦
જલબિંદુ „ ૧-૮-૦
સ્વૈરવિહારઃ બીજો (પાઠક) ૧-૪-૦
માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ ૧-૪-૦
નર્મદનું ગદ્યમંદિર ૨-૮-૦
હિંદનાં વિદ્યાપીઠો [ ર. ત્રિવેદી ] ૧-૮-૦
સ્મૃતિ ને દર્શન „ ૧-૮-૦
વાલ્મીકિનું આર્ષદર્શન ૧-૮-૦
ગૂજરાતી સાહિત્ય : તેનું મનન અને વિવેચન (રામચંદ્ર શુક્લ) ૨-૦-૦
વિવેચનમુકુર (વિશ્વનાથ) ૨-૮-૦
ભોગીંદ્રરાવ દીવેટિયાનું જીવન-સમય ને સાહિત્ય ૨-૦-૦
સંસ્કૃતિનાં વ્હેણ ૧-૧૨-૦
ગ્રંથસ્થવાઙ્મય ૩૩-૩૪ ૦-૧૨-૦
„ ૧૯૩૪-૩૫ ૦-૧૨-૦
„ ૧૯૩૬-૩૭ ૦-૧૨-૦
„ ૧૯૩૭-૩૮ ૦-૧૨-૦
„ ૧૯૩૮-૩૯ ૦-૧૨-૦
„ ૧૯૩૯-૪૦ ૧-૮-૦
„ ૧૯૪૦-૪૧ ૧-૮-૦
ગુજરાતની અસ્મિતા (પાકી) (કનૈયાલાલ મુનશી) ૧-૯-૦

આ. કૃપલાનીના લેખો ૨–૦–૦
બારડોલીનો ઇતિહાસ
(મહાદેવ દેસાઈ) પાકી ૧-૧૨-૦
સત્યાગ્રહ ઈન સાઉથ
આફ્રિકા (ગાંધીજી)
(અંગ્રેજીમાં) ૪–૮–૦

**જૈન સાહિત્ય**

અંગ્રેજી અનુવાદ નોટ્સ
કોષ સાથેનાં સાત
સંપાદનો નીચે પ્રમાણે
અન્તગડદસાઓ ને અણુત્તરો
વવાઇય દસાઓ
(એમ. સી. મોદી) ૩–૦–૦
સમરાઇચ્ચકહા બે ભાગ
પાકું પૂંઠું ૪–૦–૦
સંપાદક વગેરે ઉપર પ્રમાણે
પંચસુત્તમ્
[વી. એમ. શાહ] ૧–૦–૦
નિરયાવલિયાઓ; સટીક
[વી. જે. ચોકસી ને
ગોપાણી] પાકુંપૂંઠું ૩-૧૨-૦
વિવાગસુયં : સટીક
[એમ. સી. મોદી ને
વી. જે. ચોકસી] ૩–૦–૦
સમરાઇચ્ચકહા ભવ ૬ ઠ્ઠો ૨–૮–૦
બ્રહ્મદત્તચરિયમ્ ૧–૦–૦

અનેકાર્થસાહિત્ય-સંગ્રહ
સં. ચતુરવિજયજી] ૨–૦–૦
રાજપ્રશ્નીય સટીક
[દેવનાગરી ટાઇપમાં પત્રા-
કારે અનુવાદ સહિત]
[સં. પં. બેચરદાસ] ૫–૪–૦
પર્યુષણપર્વનાં વ્યાખ્યાનો
મુંબઇ ૧–૨–૩ ૧–૮–૦
આધ્યાત્મિક વિકાસક્રમ
(પં. સુખલાલજી) ૦–૬–૦
ભગવાન મહાવીરના દશ
ઉપાસકો ૦–૮–૦
સામાયિકના પ્રયોગો
(પં. લાલન) ૦–૫–૦
સોળ સતી
(ધીરજલાલ ધ. શાહ) ૧–૮–૦
હેમચંદ્રાચાર્ય (બેચરદાસ) ૦–૮–૦
પ્રાકૃત માર્ગોપદેશિકા „ ૨–૪–૦
ધર્મ ને ધર્મનાયક ૦–૬–૦
ભરતેશ્વર બાહુબલવૃત્તિ
૧–૨–૩ ગૂજરાતી ભાષાંતર ૪-૮-૦
કામવિજેતા સ્થૂલિભદ્ર
(જયભિખ્ખુ) ૨–૮–૦
મહર્ષિ મેતારજ „ ૨–૮–૦
મગધરાજ „ ૧–૮–૦